અનુકરણ, ટીકા, કાવ્ય, અને અલંકારદ્વારાએ સૌંદર્યાનુરાગનેજ પોષવા પ્રયાસ અદ્યાપી પર્યંત થતા આવ્યા છે. હૃદયવિકાસસ્થાન તો વ્યાસ, વેદ, ઉપનિષદ્ અને ત્યાર પછી શંકરાચાર્યજ રહ્યા. એમની ધર્મનેતામાં ગણના થઇ. એઓ અમુક વર્ગનેજ સાધ્ય એવી ભાવનામાં પાછલા લેખોની પરંપરા પ્રચલિત થઇ. જનસમૂહનો નેતા કે પ્રેરક સૌંદર્યાનુરાગજ રહ્યો. એનેજ ઉત્તેજીત કરી ખીલવવા કલ્પનાપર કલ્પના, તરંગપર તરંગ અને તર્ક ઉભરાવવા લાગ્યા. ચિંતન લોપ થયું. શ્રદ્ધા નષ્ટ થઇ. અને અસર એ થઇ કે આપણું આર્યાવર્ત્ત વિનય, વિવેક, નમ્રતાસહ સ્વસ્વરૂપ સમજની અજ્ઞાનતામાંજ એક દેશીય થઇ ગયું. એકજ રસમાં મશગુલ રહેવા લાગ્યું. સમયસૂચકતા અને કાળક્રમ ભૂલ્યું. વિશાળતા લોપ થઇ. સંકુચવૃત્તિએ ઘર કર્યું. જેથી તર્ક અને ચિંતનછાયા આગળ ટક્કર લેવા સશક્ત રહ્યું નહિ. હૃદયઆઘાત બીજાજ ઉન્નત બોજા તળે દબાયા છતાં નિજ તર્ક અને ચિંતનને અભાવે, અન્યના તર્ક અને ચિંતન છાયાવાળાં શ્રદ્ધાબળને આધીન થઇ ગયું. તે અન્યજ ઉજ્જવળ દેખવા લાગ્યું. નિજ આર્યચિંતનબળને ઘણો કાળ વ્યતિત થવાથી અને એ આર્ય ચિંતનને સતેજ અને જાગૃત કરનાર કોઇ આત્મનિષ્ઠાવાળી વ્યક્તિ નહિ ઉદ્ભવવાથી, કાળક્રમ પ્રમાણે એ આર્યચિંતનનીછાયા અને અસર તો નિસ્તેજ થઇ ગયાં. દીર્ઘદૃષ્ટિ અને સમયસૂચકતાનો ઉપયોગ કરી; જમાનાને અનુસરી નવો માર્ગ સ્થાપી પ્રચલિત કરવા બળ, શૌર્ય, બુદ્ધિના અવલોકન, તર્ક, અને ચિંતનસાથે દૃઢતા રહ્યાં નહિ. ચિંતન અભાવે માર્ગ બંધ થયેલા લાગ્યા. ગુંચવણમાં પડયા. સાહસ, ઉત્સાહ, ઉમંગ, ત્વરા, ચપળતા અને ધીટતા લોપ થયાં. ધૈર્ય ત્યજી જવા લાગ્યું. સર્વત્ર ભય દીનતા અને સ્વાર્થ વૃત્તિજ દૃષ્ટિગોચર થવા લાગ્યાં. ધર્મ, દેશ, ગૃહ, ગામ, ન્યાત, જાત અને ઉન્નત્ત સાહિત્ય પણ ભૂલી બાયડી છોકરાંની ગૃહકુટુંબવૃત્તિ પ્રચલિત થઇ પ્રગાઢતાને પામી. એ બાયડી છોકરા બહારની સૃષ્ટિ શૂન્ય, નિરર્થક, બોજારૂપ અને સુખમાં વિઘ્ન કરતા દીસવા લાગી. ગૃહઆનંદમાટે મદન ચિત્રનાં રાસડા, ઠુમરીઓ, અનેક ક્ષુલ્લક દેશી રાહો, સાખીઓ, ગરબીઓ અને સ્થૂળ રસવાળાં બીજાં છૂટક છૂટક કાવ્યો એજ સાહિત્યની પરિસીમા થઇ રહી. શુષ્કજ્ઞાન અને વૈરાગ્યની સંકુચહદમાંજ સ્વર્ગ અને મોક્ષની અવધી આવી રહી. કર્મકાંડ માટેજ ઉથલપાથલ, તેપરજ વિવાદ અને વાતના વિતંડામાં જમાનાપર જમાનાના જીવનની સાર્થકતા ગણાઇ. કર્તવ્ય લોપ

થઇ, ધર્મ નાની નાની બારીકમાં બારીક ગલીકુંચીમાં પેસી રૂંધાઇ જવા લાગ્યો, એટલે દેશેદેશ, ગામેગામ, અને ગૃહેગૃહ છીન્નભિન્ન અવ્યવસ્થિત થઇ રહ્યાં. એમ થતાં આર્યાવર્ત્તના સ્થૂળ અને સૂક્ષ્મ બન્નો પરતંત્ર અન્યને વશ ચૈતન્યરહિત આંધળાંભીત થઇ ગયાં. તેથી નિજ સત્ય સ્વરૂપજ આક્ષેપ, શંકા, વ્હેમ, ક્રોધ, આડંબર અને અવજ્ઞાની નજરથી જોવાવા લાગ્યું. સર્વ જૂઠું, સ્વાર્થ વૃત્તિથી લખાયલું, સત્તા એકજ હસ્ત રાખવાની હીન એકલપેટી અને અધમ યોજના વિગેરેના ધ્વનિ, ઉભરા અને હૃદયઆવેશનાં પૂરપર પૂર વ્હેવા લાગ્યાં. આડંબર, ધાંધલ, ઐહિકસુખનીજ પ્રગાઢ જીજ્ઞાસા અને અહમૂભાવના સ્વરૂપ મદ, ગર્વ, કઠોરતા, તિરસ્કાર અને વ્યવસાયના દંભે જગા લીધી પાછા ધબક્યા. “શું આ સત્ય કે તે સત્ય” “શું આપણે ભૂલ્યા તો નથી” એવી શંકા કાળક્રમે ઉપલાંજ વિરૂદ્ધ સ્વરૂપ સામે સ્ફૂરવા લાગી. અને હાલનો સમય એજ સ્ફૂર્ણામાંથી પસાર થતો ચાલે છે.

હૃદયસૌંદર્યાનુરાગની અસર એટલીબધી પ્રબળ થતી ગઇ કે શ્રીમાન્ શંકરાચાર્ય પછીના ધર્મગુરૂઓ એજ સૌંદર્યાનુરાગના મોહવશ ધર્મભાવના કલ્પી જનસમૂહને તેમનાજ અનુકૂળ સ્વરૂપમાં ધર્મનો પ્રચાર કરવા લાગ્યા. સામાન્ય જનસમૂહને કર્તવ્ય કે ધર્મ કરતાં સામાન્ય વ્યવહારના પાત્ર અને ચારિત્રજ સમજ શક્તિમાં ઉતરતાં હોવાથી, જનસમૂહને અનુકૂળ થતાં ધર્મગુરૂઓ, જનસમૂહના ધર્મ અને કર્તવ્યને ઉન્નત કરવાને બદલે, જનસમૂહની શિથિલમનોવૃત્તિઓનેજ વશ પડી ગયા. માનસિક વાચિક કે કાયિક પણ સ્વાર્થનો ત્યાગ અને કોઇપણ પ્રકારનો મનોવૃત્તિપર સંયમ કે અંકુશ એ જનસમૂહની મુસીબતની સર્વદા પરાકાષ્ઠા છે. જેથી સ્વાર્થવૃત્તિને અનુકૂળ અને હૃદયને ગ્રહણ કરવામાં સરળ કલ્પના હૃદય વિકાસનો ગમે તેટલો રોધ કરનારી છતાં પણ પ્રિય થઇ પડી. એવાં સ્વરૂપ વિરૂદ્ધ પ્રયાસ કરનાર સમૂહ ભક્ત, જ્ઞાની અને દેવ અનુગ્રહવાળો ગણાઇ વ્યવહારપર અલગ કે જૂદોજ ગણાવવા લાગ્યો. એવા અલગ સમૂહના હૃદયપર પણ સામાન્ય જનસમૂહની આઘાતરૂપે અસર થયા વિના રહી નહિ. એ અલગ વોહમાંના કેટલાક જનસમૂહના વોહને અનુરૂપ થવા ફાંફાં મારવા લાગ્યા. તો કેટલાક એક કોરણે તદ્દન અલગજ થઇ રહેવા લાગ્યા. જેથી કરી વર્તનની ઉચ્ચતા અને વિશાળતામાં ઝાંખ પ્રવેશતી ગઇ. વળી એમ અલગ રહી હૃદયવિકાસ માટે મંથન કરતો વર્ગ હૃદયઆનંદ કેળવવાના સાધનમાં એક

દેશીયજ હતો. એ વર્ગ સમગ્ર **પ્રેમ** અને **સમાનતાનુ** પોષણ કરતો. પણ સમગ્ર **નિસ્પૃહતા** અને સમગ્ર **સ્વતંત્રતાનું** પોષણ કરતો નહિ. **નિસ્પૃહતા** અને **સ્વતંત્રતાના** સંબંધમાં તો એ વર્ગ, વ્યવહાર કે જમાનાને પલટાવવા કે **સ્વતંત્રતા** અને **નિસ્પૃહતામાં** ઉન્નત કરવાને બદલે, વ્યવહાર અને જમાનાનેજ આધીન બની અનુરૂપ થતો કે તદ્દન વિરક્ત કે અલગ રહેતો. ત્યારે ભાષ્યકાર, ટીકાકાર, વૈયાકરણી અને વિવરણકાર વર્ગ તો સૌંદર્યાનુરાગની ખૂબીપર ખૂબી અને ભિન્ન ભિન્ન ભેદપર ભેદ બતાવવા લાગ્યો. એજ ખીલવવા નિયમો પ્રદર્શીત કરી તેનેજ સ્થાપિત કરવા લાગ્યો. જેથી હજી પણ આપણા હાલના શાસ્ત્રીઓ, વિદ્વાનો અને ભાષાશાસ્ત્રીઓ સંકુચ, બદ્ધ, ઉત્સાહ અને સાહસ રહિત, દીન અને વાદનાજ વિતંડાવાળા, એકદેશીય, અજ્ઞ દૃષ્ટિગોચર થાય છે. એઓ શબ્દપર મારામારી કરવા ઉતરી પડે છે. માધુર્યનાજ મોહ માટે તલસી વલખાં મારે છે; અને ચિંતન અને તર્કવાળા વિષયથી અકળાતા હોય, ગભરાતા હોય, બ્હીતા હોય તેમ ધૈર્ય અને શાંતિની કેળવણીનો તિરસ્કાર કરતા, વાક્ચાતુર્ય અને સ્મરણ શક્તિ કેળવી મુખાગ્રપણામાં ગર્વ માની ચિંતન માર્ગ છેદન કરતા, અને ચિંતન ફળને પગતળે છુંદવા ફાંફાં મારી તરફડતા દૃષ્ટિગોચર થાય છે. વળી સ્વાર્થ લૂંટાઇ જતો હોય તેથી સ્વાર્થભોગ આપવા અધીરા બની મદ, ગર્વ, ક્રોધ, વક્રતા અને તિરસ્કારના વમળમાં ઉછળતાં તર્ક અને ચિંતનવાળા લેખથી ભાગી જઇ, કે એ તરફ દૃષ્ટિ પણ નહિ ફેંકતાં, સરળતા સરળતાનો પોકાર કરતા, ગણગણતાં ક્ષુદ્રજંતુ જેવા ક્ષુદ્રરસવાળા તરી નીકળી કે નીકળતાં જમાનાને ક્ષુદ્ર, શ્રદ્ધારહિત, શૂન્ય બનાવી મૂકે છે. એમ છતાં અશ્રદ્ધામાંથી એમનો નવનીત દોહન પ્રયાસ, શૂન્ય શબવત્ શરિરમાં વિદ્યુત્પ્રવાહદ્વારા પ્રાણપ્રવાહ ચાલુ કરવાનો એમનો લોભ, એમની ધાંધલ, એમના આડંબર, એમના ગર્વ, ચિંતન કે ચિંતન ફળતરફ એમની અશ્રદ્ધા અને અવજ્ઞા, અને બુદ્ધિના માત્ર એક ભેદ સ્મરણશક્તિ કે અનુકરણ, અથવા અનુકરણદ્વારા ચૌર્યવૃત્તિ સાધ્ય ઉચ્છિષ્ટ વિદ્યાનો અહમભાવ, અને એ ઉચ્છિષ્ટ વિદ્યાદાનમાંજ—હૃદય વિકાસને ભોગે-પરોપકારની (ચિંતનમય વર્તનની મહતા અને પ્રચારની કિંમતને અભાવે) મહતા, ખરેખર મોહની પરાકાષ્ઠાજ છે. ચિંતનથી ઉચ્ચ આચારનું કેંદ્રબિંદુ સ્થાપિત કરી તે તરફ શ્રદ્ધાથી દૃષ્ટિ રાખી તે

જાળવી આચાર વિચારની ઐકયતા એ તો એક વ્યાસ પછી દરેક જમા-
નાની ભ્રમણા છે.

છેવટે લેખ પરીક્ષા હૃદયવિકાસ સાથે સંબંધ ધરાવે છે. પણ
શબ્દ ઉપર કાલ્પનિક કે તાર્કિક તકરાર, વાદ કે વિવેચન સાથે નહિ.
કઇ કઇ દિશામાં કેટલે દરજ્જે લેખ હૃદયને વિકાસે છે અને લેખકનુ
કેંદ્રબિંદુ કેટલે દરજ્જે ઉચ્ચ છે એપરજ લેખની કિમત છે, પણ નહિ
કે શ્રવણેંદ્રિયોના રસપર કે મનોભાવની સામાન્ય કે સરળ ભાવ તરફ
ઢળી જતી વૃત્તિઓપર. અથવા કહો કે એ સામાન્ય વૃત્તિને સમજાવી,
કેળવી, વશ કરી, અને ઉન્નત કરી કેટલે દરજ્જે ઉર્ધ્વગમન કઇ કઇ
દિશામાં કરાવે છે એપરજ લેખની કિમત આધાર રાખે છે.

ઉપલાં અવલોકનથી લેખકનો વિચાર કંઇ અવજ્ઞા કે આક્ષેપ કરવાનો
નથી. સૌસૌના સ્થાન પરત્વે સૌ સૌની કિમત છે. પણ સમગ્ર વિલોકતાં
અને જમાના જમાનાપર થતી અસર તરફ દૃષ્ટિ નાંખતાં એવાં ચિત્રો
કેટલાંબધાં ઉતરતાં, એક દેશીય. અને હીન લાગે એજ, અવલોકનથી
તારવી કાઢી, બતાવવાનો ઉદ્દેશ છે. દરેક બાજુ સમગ્રરીતે ખીલવવી
જોઇએ. તેમ ન થાય તો જે સમગ્રપણાં તરફ વધુ વિશાળ તેને બીજા
દરેકે વશ થઇ વર્તવુંજ પડે—માટેજ જે લેખ સમગ્રપણા તરફ જેટલો
વિશાળ તેટલોજ તે શ્રેષ્ઠ કે ચઢીઆતો. આવી રીતેજ અવલોકન દૃષ્ટિ
રાખી શાંતિ પરિપાકથી ઉપસ્થિત થતા ભાવોનું ભાન કરાવવાનો આ પ્રયાસ
છે. જેથી એજ ભાવ વાંચકવૃંદની શાંતિને અનુસરીને હોવાની મુખ્યત્વે
કરીને જરૂર છે.





# ભાષાસ્વરૂપ.

લેખકને આધીન જમાનો છે. જમાનાને આધીન લેખક નથી. એથી વ્યવહાર ક્રમમાં એવું બનતું આવ્યું છે અને આવતું રહેશે કે તેજ જમાનામાં લેખકોની ખરી કિંમત અંકાતી નથી. ઉત્તમ લેખક ભાવિ ચિતરે છે, ત્યારે નવી ભાવનાનો અથડાટ લાગ્યા વિના રહેતો નથી. એમ થતાં ઘણાં ઘણાં આઘાત સહન કરી અનેક પ્રકારની કસોટી-માંથી પસાર થવું પડે છે. નવી ભાવનાનો પ્રચાર થઇ એ દૃઢ થતાં કિંમતના આંક માટે સૈકા સુધીનો કાળપણ લંબાયો જાય છે. પ્રાશ્ચાત્ય પ્રજામાં એવાં અનેક દૃષ્ટાંતો છે.

લેખકો બદ્ધ રહેવા કરતાં વિશાળ રહેવાથીજ વિચારની પ્રૌઢતા બતાવી પ્રતિભાની છાપ પાડી શક્યા છે. માટેજ ઉત્તમ લેખકો અને વિવરણકારો શબ્દ રચના કરતાં અર્થ ગૌરવને અગ્રપદ આપી વિશેષ માન આપતા આવ્યા છે. શબ્દ રચનાના છૂટના નિયમને સંકુચ કરી, અન્ય પ્રવાહને અનુસરવા કે અનુકૂળ થવા સખત નિયમ સાચવવાજ લેખકે વૃત્તિ કે કલ્પના શક્તિને બદ્ધ કરી કેળવતાં, લેખકના વિચારની દિશા અને લેખકના વિચારની પ્રૌઢતાને ઝાંખ આવ્યા વિના રહેતી નથી. પ્રૌઢતા નાશ થતાં પ્રતિભા પડી શકતી નથી. માટેજ લેખકને બદ્ધ રાખવા કરતાં લેખકની પ્રૌઢતાને માન આપવાની અગત્યતાના અવકાશની ના પાડી શકાશે નહિ. એ માટે ઘટ વિચારોજ પ્રૌઢતા ઉદ્દીપન કરી પ્રતિભા પાડ-નારા છે. એનીજ અસર હૃદયપર રહી ઉછાળો મારી મારી ઉચ્ચતર ગતિ કરાવતી રહે છે. એવાજ લેખકો ઉત્તમ ગણાઇ ચિરસ્થાયી રહ્યા છે. ચિંતન જનિત વિદ્વત્તાના લેખો દરેક કાળ અને દરેક દેશમાં ઘટજ હોય

છે. એમ હોતાં અર્થગૌરવવાળા લેખમાં વધુ ઓછી છૂટ લેવાની લેખકને જરૂર પડતી રહી છે, અને રહેશે.

ભાષાની ઉન્નતિથી વિચારની ઉન્નતિ અને વિચારની ઉન્નતિથી દેશની ઉન્નતિ. ત્યારે જનસમૂહના અગ્રભાગનો સ્વભાષા તરફ અનાદર એ ખરેખર દેશની દુર્દશાનુંજ કારણ છે. પાંડિત્યને સંકુચવૃત્તિનુંજ શિક્ષણ આપી, વ્યવસાયરૂપી એકલપેટી સ્વાર્થવૃત્તિમાં તલ્લિનપણું, એ વિશાળતાનો ભોગ આપતાં હીન કરી જડતા, શુષ્કતા, અને કઠોરતા પ્રાપ્ત કરાવી, પતનતા શિવાય કશું આપી શકતું નથી. સામાન્ય જન-સમૂહ અગ્રભાગને અનુસરે છે. તેમજ અગ્રભાગ સામાન્ય જનસમૂહનો નેતા છે કે એ સામાન્ય સમૂહને પોતાની પાછળ ચલાવવા મંથન કરે છે. તો નેતા વર્ગ ઉન્નત થયા વિના સામાન્ય સમૂહની ઉન્નતિ હોઇ શકેજ નહિ. એવી ઉન્નતિ અંતર કેળવણીને આધીન છે. અંતર કેળ-વણી સ્વતંત્રા જાળવી એટલે અંતરનાં હીન તત્વોને વશ નહિ થઇ જતાં ઉચ્ચ તત્વને વશ રહી તેનેજ અનુસરવામાં છે. ત્યારે ભાષ કેળવવી, ઉન્નત કરવી અને ઉન્નત વિચારનો પ્રચાર કરવો, એ કર્તવ્યા બહાર હોય નહિ. જે કાર્ય વર્તન અને જનસમૂહની વૃત્તિઓને નવો રંગ આપવા કે પલટાવવા માટે કેળવવામાં આવતું વાક્પ્રબંધ કરી શકતું નથી તેજ કાર્ય ભાષાનું ખેડાણ કરી શકે છે. કેમકે ભાષાજ સર્વની પોષક છે. એવું પોષણ અન્ય ભાષાદ્વારા પણ અગ્રભાગ મેળવી સંતોષ માને છે. પણ અજ્ઞ સામાન્ય જનસમૂહના આઘાતની અસર એ અગ્રભાગ જોઇ શકતો નથી એ ખરેખર શોચનીય છે. અન્ય ભાષાથી મન સંતોષ પામે છે ત્યારે અંતર કેળવણી કાર્ય વર્તન તો અજ્ઞ સમૂહના આઘાતદ્વારા પ્રાપ્ત થયેલ અસરથીજ કેળવાઇ તે અજ્ઞ સમૂહપરજ આધાર રાખે છે. તો હીન, અધમ કે પતન કરનાર આઘા-તની અસર નષ્ટ કરવી એ શું કોઇના પણ કર્તવ્ય બહાર હોય? જ્યારે એમ નથી તો ભાષાની કેળવણી શું અગ્રપદને ગ્યોગ્ય નથી? જ્યારે એમ છે તો ભાષા કેળવણીની ખૂબી નજર આવતાં તેને વધાવી લઇ તે સમજવા પ્રયત્ન કરવો એ શું કર્તવ્ય બહાર છે? કોઇપણ ઉન્નતપાત્ર એવી લઘુતા કે હીનતા બતાવવા તૈયાર થાય નહિ. જ્યારે ભાષા વિશેષ ઘટ કે ગૂઢ હોઇ સામાન્ય જનસમૂહની શક્તિ બહાર થઇ પડે તો તે માટે ટીકાકાર કે વિવરણકારનો વર્ગ દરેક દેશ અને દરેક કાળે ઉદ્ભવ થતો રહ્યો છે અને રહેશે.

વ્યાકરણને વશ ભાષા સંકુચ બનાવે છે; ત્યારે વિચારને વશ ભાષા વિશાળ અને ઉન્નત બનાવે છે. વિચાર બતાવવા માટે વ્યાકરણ છે, પણ વિચારને સંકુચ કરવામાટે નથી. તેમજ આ લેખમાં વિચારને પ્રાધાન્ય આપી ઉચ્ચમાં ઉચ્ચ કેંદ્રબિંદુ ગ્રહણ કરાવાય એજ લક્ષ્યમાં રાખી વ્યાકરણને અનુસર્તાયું છે. એમ હોતાં વિશેષ ઘટ ભાષા, ઘટ અલંકાર, ઘટ સમાસ, ઘટ દૃષ્ટાંતો અને શબ્દ તેમજ વિભક્તિમાં રહેલ ગર્ભિત પ્રૌઢ અને ઉચ્ચ સ્વરૂપ તાત્કાળી વાંચકને નહિ સમજાતાં, ભાષા સ્વરૂપનો દોષ કાઢવા કરતાં, વિચારની ઉચ્ચતાજ ગ્રહણ કરવા વાંચક વર્ગને સૂચન કરવાની જરૂર જણાઇ છે. આ લેખમાં હૃદયને કુદરત અવલંબે છે તેથી કાવ્યમાં કુદરતનું અવલોકન અતિઘટ અલંકારમાં આવ્યું છે તે પ્રસ્તાવનામાં જણાવ્યા પ્રમાણે અંતર અને બાહ્ય વ્યવહાર તેમજ બાહ્ય કુદરતની અભિન્નતા સિદ્ધ કરી સ્થાપિત કરવા તેમજ તેના રસનું ભાન કરાવવા ખાતરજ છે. તેથી કાવ્યમાં ગૂઢતા સ્વાભાવિક છે. અલંકાર અલંકાર ખાતરજ નથી પણ હૃદયના ભિન્ન ભિન્ન ભાવ સૂચક કે પોષક, કે ભાવનું ભાન કરાવનાર વ્યવહાર, જમાના અને સૃષ્ટિક્રમના અવલોકન સૂચક લક્ષણો, ખાતરજ લેવાના છે. જેથી વિષય સ્વરૂપ, સંબંધ સ્વરૂપ, ઉદ્દેશ સ્વરૂપ અને વિષયના આકાર સ્વરૂપ તરફ પુરતું લક્ષ્ય આપવામાં આવશે.

મીલ્ટનનું "સ્વર્ગથી ભ્રષ્ટપણું" એ કાવ્યના ચિત્ર સાથે આ લેખની કલ્પના કહિં કહિં સરખાવવા જેવી છે. સેટાનની મોહ સ્વરૂપમાં કલ્પના કરતાં ઉપસ્થિત ભાવ સરખાવવા જેવા છે. પણ એ કાર્ય વિવરણકારનું છે. ઇશ્વર અને તેના પુત્રનું સંવાદ ચિત્ર, તેમાં ચિત્રેલ અને દર્શન કરાવેલ સ્વરૂપ પણ સરખાવવાં જેવું છે. વિચાર અને ચિત્રની પ્રૌઢતા, ભવ્યતા કે તેજસ્વીપણું અને ઉચ્ચતા એ સહુનું સાથે દર્શન એકલા મીલ્ટનેજ કરાવ્યું છે. કોઇ કોઇ જગાએ ઉચ્ચતા હશે પણ અન્ય સ્વરૂપ જવલેજ જોવામાં આવે છે. બીજા અન્ય લેખકમાં તો ઉચ્ચતા અને પ્રગાઢતાજ જોવામાં આવે છે, પ્રગાઢતા હૃદયને જાગૃત કરે છે ત્યારે પ્રૌઢતા, ભવ્યતા કે તેજસ્વીપણું ચેતનશક્તિને જાગૃત કરી દેદીપ્યમાન કરે છે. હૃદયની જાગૃતિનું પરિણામ પણ એ બળની વૃદ્ધિ થતાં થતાં કાળે ચેતન શક્તિ જાગૃત કરવાનુંજ છે. ત્યારે જે લેખક એ કાળક્ષેપ પણ વટાવી હૃદયવૃત્તિને એકદમ ઉંચે લઇ જઇ ચેતનના અભેદ સ્વરૂપનું ભાન કરાવે છે તેની યોગ્યતા અને મહતાની

કિમત અમાપજ છે. તે અમરજ છે. એવી ચેતનશક્તિ જાગૃત કરનાર લેખસ્વરૂપ વ્યાકરણ કરતાં વિચારનીજ અપેક્ષા રાખે. કોઇપણ શબ્દ કે વાકય બોજારૂપ કે નકામું હોય નહિ. દરેક શબ્દ કે વાકયમાં અમુક મહતા, કે ચેતનશક્તિ જાગૃત કરનાર ગર્ભિત શક્તિ રહેલીજ હોય. દરેક શબ્દ કે વાકય અંતરવૃત્તિના અમુક ભાવના સ્વરૂપનુ ભાન કરાવવાજ યોજાયલાં હોય. જો એ શબ્દ કે વાકય ફેરવવામાં આવે તો તે અંતરવૃત્તિનું સ્વરૂપચિત્ર તદ્દન લોપ થઇ જાય. તેની ભવ્યતા, પ્રૌઢતા, અને તેજસ્વીપણું નષ્ટ થઇ ઝાંખ, સામાન્યતા, હીનતા, કે અધમતાની ભિન્ન ભિન્ન રેખા તરતજ દૃષ્ટિગોચર થાય. એથી ઉતરતાં ફળ, પોતાનામાં રહેલ ગર્ભિત બળના પ્રમાણમાં, ચૈતન્ય પ્રભાવ ગ્રહણ કરવા સમર્થ શક્તિથી ઉતરતા દરજ્જાની વૃત્તિઓપરજ, વધુ ઓછી અસર કરી, એવી છાછરી વૃત્તિઓને જાગૃત કરે, કે બુઝાતા અગ્નિ માફક સહજ વધુ પર્પી કે પ્રકાશી તરત બુઝાઇ જાય. ચિંતન વિના એવી અંતરવૃત્તિઓનું ચિત્ર આપવા જતાં, અંતરવૃત્તિના ભિન્ન ભિન્ન ભેદની સમજ ન હોવાથી સામાન્ય શબ્દોની અવગણના કરી, અંતરવૃત્તિનું ભાન કરાવતાં, નવા સંસ્કૃતમય શબ્દોનો ઉમેરો ઉલટી ક્લિષ્ટતા આણે છે. એવા નવા શબ્દોમાં પ્રૌઢતા કે દેદીપ્યમાનપણું કંઇજ હોતું નથી. પણ વિદ્વત્તા કે પાંડિત્યાડંબર હોય છે ખરો. એવા અંતરભાવો માટે સામાન્ય શબ્દો પ્રચલિત ન હોય તોપણ અલંકાર ભાવયુક્ત શબ્દોથી અંતરવૃત્તિનું ચિત્ર વિશેષ ભભક મારતું ચિત્રી શકાય છે. ત્યારે અપરિચિત કે નવા શબ્દોની પાછળ કઠોરતા, સામાન્યપણું કે ઝાંખાંપણાં શિવાય કશું હોતું નથી. ચિંતનબળ અંતરવૃત્તિનું ચિત્ર આપવા જાય છે ત્યારે વિદ્યાબળ અંતરવૃત્તિના પરિણામ સ્વરૂપ સમજવા, સમજાવવા કે સ્પષ્ટ કરવા ફાંફાં મારે છે. એક મૂળ થડને બાઝે છે. ત્યારે બીજું થડનાં ડાળાંડાળી પાંદડાંને પણ વટાવી પાંદડાંની રેખામાંજ ભટકયા કરે છે. વ્યવહાર એ રેખા સ્વરૂપજ છે. જેથી ચિંતન બળજનિત કૃતિ સમજવા અમુક ઉચ્ચતર સ્થિતિ પ્રાપ્ત કરવાની જરૂર પડે છે. જે માટે અવકાશની ખામી, વ્યવસાય, અને ઉદરવેદના મહત્ તિરોભૂત થઇ પડે છે. માટેજ એવા સામાન્ય વ્યવહારયોગ્ય સ્વરૂપમાં ચિંતન સ્વરૂપ સ્પષ્ટ કરવા વિવરણકારની દરેક દેશ અને દરેક કાળમાં આવશ્યકતા રહી છે.

કલ્પના એ ચિંતનતું ઉતરતું કે અલ્પ સ્વરૂપ છે. કલ્પના વ્યય-વહાર બહાર જઇ શકતી નથી. જો કે વ્યવહારમાં અને વ્યવહારમાં,

વ્યવહારથી અલગ રહે છે. ત્યારે ચિંતન તો વ્યવહારની પણ પર છે. કલ્પના વ્યવહારમાં રસ ઉત્પન્ન કરે છે અથવા વ્યવહારમાં જે ઉન્નત હોય તેમાં રસનું ભાન કરાવે છે. ત્યારે ચિંતન તો વ્યવહાર અને કાળક્રમને પણ વટાવી અનેક દિવ્ય વ્યવહારમય નવીન સૃષ્ટિજ ખડી કરે છે, જે આગળ સામાન્ય વ્યવહાર કે સામાન્ય રસચિત્ર ક્ષુલ્લક લાગે છે. એ દિવ્ય વ્યવહાર આપણને ઇશ્વરમય કરી મૂકે છે કે લગભગ ઇશ્વર સમીપ લઇ જઇ મૂકે છે. એજ ચિંતનબળની મહતા કે શ્રેષ્ઠતા. એવાં ચિંતનબળ શબ્દ શોધવા કે નવા જોડવા ફાંફાં મારતાં નથી. પણ અંતર વૃત્તિ અનુરૂપ શબ્દ કે ભાવવાચક શબ્દો આપોઆપજ દોડયા આવે છે. એમ હોતાં તે શબ્દોમાં વ્યવહાર કરતાં અમુક ગર્ભિત બાબતોનો વધુ ઓછો સમાવેશ દૃષ્ટિગોચર થાય છે. અમુક વૃત્તિને અમુક લક્ષણાથી સ્થાપિત કરે છે; અને તેને અનુરૂપ અમુક ચોકસ શબ્દ કે વ્યાખ્યા નિયમરૂપે સ્થાપિત કરે છે.

વાંચકવર્ગને અર્થ ગ્રહણ કરવામાં ઉપયોગી થઇ પડે એ હેતુથીજ લેખક ભાષાસ્વરૂપ વિષે હૃદયઆભાસ આપવા પ્રેરાય છે. એ અન્ય વિદ્વાનને ગમે તે અભિપ્રાય આપતાં બન્ધ કરતા નથી. ફક્ત એટલુંજ કે ઉચ્ચમાં ઉચ્ચ કેંદ્રબિંદુ કે ઉચ્ચ ગ્રાહનેજ લક્ષ્યમાં રાખવાનો તેનો પ્રયાસ હોવો જોઇએ. ત્યારે **યોગેંદ્ર** ના ભાષાસ્વરૂપમાં હૃદય આર્ય છે. અંગ પાશ્ચાત્ય છે. શૈલી અંતઃકરણ છે, બાયરન જોસ્સો, વિરત્વ, કે પ્રોત્સાહન છે, અને મીલ્ટન એ અંતરવૃત્તિ લક્ષણા સ્વરૂપ છે. લેખકને વિદ્યાનો સંસ્કાર વિપુલ નથી. પણ ગ્રહણશક્તિ અને ચિંતનબળના પ્રભાવ છે. અંતરવૃત્તિ જેટલે દરજ્જે કલ્પના જન્યબળ કે ચિંતનબળની કેળવણીમાં આગળ વધી હોય તે દરજ્જનાજ પ્રમાણમાં તેનેજ અનુરૂપ ભાષાસ્વરૂપ ઘડાઇ આપોઆપ બંધાય છે. એ માટે વિદ્યાસંસ્કારની મદદ ગૌણ છે; કેમકે એ સ્વરૂપ અનુકરણથી પ્રાપ્ત થતું નથી. અને જ્યાં અનુકરણ છે ત્યાં પ્રતિભા નથી.

લેખકે ક્યાં શિખરબિંદુ ઉપર દૃષ્ટિ રાખી લખ્યું છે એનું ભાન થતાં ભાષાદોષ વિષેની અનેક ભ્રમણા દૂર થઈ જશે. એ બિંદુનું ભાન રાખવામાં નહિ આવશે તો અનેક આક્ષેપ, અનેક પંડિતાઇના વિતંડા, આડંબર અને અહમ્‌ભાવની અનેક અવજ્ઞાશીલ વૃત્તિઓ ઉત્પન્ન થઇ વાંચક ડોળાટનાં વમળપર વમળ ઉભાં કરશે. ત્યારે અંતરવૃત્તિવાળો અંતરવૃત્તિનું સ્વરૂપ જોઇ લેશે. અંતરવૃત્તિની કેળવણી પ્રગાઢ થતાં પહેલી તકે

દૃષ્ટિગોચર થતી ભાષાની ગૂઢતા ગૂઢતા રહેતી નથી. એની લેખકે સાત આઠ માસ સુધી અન્યની અંતર કેળવણી ઉન્નત કરી અનુભવથી કરી જોઇ ખાત્રી કરી છે. એ અનુભવમાં એ પણ ચોક્કસ હતું કે શિરૂમાં ક્લિષ્ટતા, કઠોરતા, કે અતિ સંબંધ રહિત ગૂઢતાના દોષના આક્ષેપ શ્રવણ કર્યા હતા. પણ આઠ માસને અંતરે એજ આક્ષેપવાળી દૃષ્ટિને પોતાનો અંતર સૂક્ષ્મરમણરસ પરિપાક થતાં ક્લિષ્ટ અને ગૂઢ લાગતાંજ ચિત્રો વિશેષ રસઉદ્દીપન કરનાર છે એમ સંતોષપૂર્વક માન્ય રાખવું પડ્યું. આટલે બધે વધીને લખવાની ફરજ એટલાજ માટે પડે છે કે કેટલાક અગ્રગણાતા વિદ્વાનોનો મુખશ્રવણઅનુભવ–"ચાર પાંચ વાર વાંચવું પડે છે." કેટલાકનો "સામાન્ય સમૂહની સમજશક્તિ બહાર છે" વીગેરે–મળ્યો હતો. જેથી આવા વિવિધ ઉદ્ગારો છતાં લેખક પોતાનું ચિંતનફળ પોતાની ભાષા શિવાય બીજી કઇ રીતે આપી શકે એ લેખકને સમજ પડતી નથી. માટેજ લેખકના કર્તવ્યની દિશા નિજવિચાર સ્વરૂપ નિજ ભાષામાંજ આપવામાં અટકે છે. જમાનાની ગ્રહણશક્તિ બહાર છે એ દોષાક્ષેપ માટે લેખક જવાબદાર છે કે જમાનો જવાબદાર છે એ નિર્ણય ક્યાં તો લેખક કે ક્યાં તો ચાલતો જમાનો કરી શકે એમ નથી. એ નિર્ણય નિરાકરણ ભાવિ પ્રજાહસ્તેજ કુદરત સોંપે છે. તો કુદરતને આધીન થઇ કુદરતમાં વિહરવા શિવાય લેખક કશું કરતો નથી. જમાના અને વ્યવહારથી બેદરકાર રહી કુદરતના શાંતિસ્વરૂપમાંજ વિહાર એજ લેખકની પરમ આનંદ પર્યાપ્તિ છે.

એમ છતાં ગૌણ સૂક્ષ્મ દોષ દૃષ્ટિમર્યાદા બહાર રહી ગયા હોય એ માન્ય કરવા અને સુધારવા એ પણ લેખકનું કર્તવ્ય છે એમ લેખક સારી રીતે સમજે છે. જમાના જમાનાના કેંદ્રબિંદુમાં કાળક્રમે તફાવત પડતો હોવાથી જમાના જમાનામાં વપરાતા તેના તેજ શબ્દની ભાવ વાચકતામાં પણ તફાવત દૃષ્ટિગોચર થાય છે. વળી ચાલતા જમાનાન કેંદ્રબિંદુની ભાવવાચકતાને અનુસરી આગલા જમાનાના કેંદ્રબિંદુની ભાવવાચકતાને સ્પષ્ટ કરવા કેટલાક પાશ્ચાત્ય પદ્ધતિએ થતા પ્રયાસો એ પણ એક જમાનાના આડંબર અને ફૂપણુજ છે. દરેક જમાનાના કેંદ્રબિંદુની ભાવવાચકતા સર્વાંશે ગ્રહણ કરવા તે દરેક જમાનામાં પ્રચલિત ચિંતનબળની સમજશક્તિ ઉપરજ આધાર રાખવો પડે છે કે રાખવો જોઇએ છે. જેથી કરી કેંદ્રબિંદુ અને એજ કેંદ્રબિંદુનું વ્યવહારની ભિન્ન ભિન્ન ક્રિયા સાથે સંબંધદર્શક ચિંતનબળ,

એ ઉભય ઉપર વાંચકવૃંદનું સ્વાભાવિક રીતે લક્ષ્ય રહેવું જોઇએ. એમ થતાં શબ્દ અને વાક્યરચનાની ભાવવાચકતા સહજ તરી આવશે. અને ગૌણ દોષપર લેશ પણ લક્ષ્ય રહેશે નહિ. એમ છતાં હૃદયસૌંદર્યાનુરાગવાળા લેખમાં તો ગમે તે ગૌણ દોષ પણ એક મહત્ કલંકરૂપેજ છે.








# ટુંક સાર અને રૂપક સ્પષ્ટિકરણ.

સ્ફુર્ણા સ્વરૂપ જીવને સૃષ્ટિનું ખેડાણ કરવાનું છે. સ્વાભાવિક વધુ ઓછો રસ વ્યક્તિ માત્રમાં હોય છે માટે રસિક પત્ની કલ્પી છે. રસથી શ્રદ્ધા ચોંટે છે અને એનું શિરૂઆતનું સ્વરૂપ ભક્તિ છે માટે વિદૂષકમાં ભક્તિરામ છે. રસ અને ભક્તિ શાંતિ અને અભયનું ભાન કરાવે છે જેથી શાંતિ અને અભય આપોઆપજ વૃદ્ધિ પામતાં જાય છે કે ક્ષણે ક્ષણે આપણી સમીપ આવી આપણને ક્ષોભ, ભય અને દીનતામાં સપડાતા અટકાવી સાવધ કરી જાગૃત કરે છે. એટલે કે રસ અને ભક્તિને અવકાશ આપતાં શાંતિ અને અભય તત્વો અનુચર કે સેવક થઇ રહે છે. માટે શાંતિરામ અને અભયસિંહ ભ્રમણામાં પડેલા સ્ફુર્ણામય જીવને આત્મા પ્રત્યેનાં તેનાં કર્તવ્યમાં જાગૃત કરવા પ્રધાન અને સેનાધિપતિની ભૂમિકામાં શોધવા આવે છે. એમ છતાં રસ અને ભક્તિનાં પ્રથમ સ્વરૂપ પણ વિસારે પડે છે તેથી એ રસ અને ભક્તિ તટસ્થ કે અલગ જેવાં થઇ રહે છે. કેમકે અંતર કેળવણી આત્મા તરફ જેમ જેમ ઉચ્ચતર ગતિએ થતી રહે છે તેમ તેમ શિરૂઆતની મુઝવણ, મુસીબત, કલેશ, ભય, દીનતા, ક્ષોભ અને એવાં અન્ય વિવિધ સ્વરૂપ ઉપર તરી આવી આપણને ગુંથી રાખી આપણા વિચારની દિશા રૂંધન નહિ કરે તે માટે કેળવાતાં રસ અને ભક્તિની–શાંતિ અને અભયમાં પરિપાક થવાની ક્રિયા સમયે અધમ ભાવોને વશ કરવામાં શિરૂઆતમાં સાધનભૂત થતાં–જે કિંમત કે અગત્યતા લાગતી તે કાયમ રહેતી નથી. માટે ઉચ્ચતર ગતિએ ચઢતો સ્ફુર્ણામય જીવ શાંતિ અને અભય સાથે પરિપક્વ થઇ, આત્માસ્વરૂપ પ્રાપ્તિ અર્થે, પર્યટનપર નીકળે છે. તેમ થતાં નિજ સમગ્ર અંશમાં સમાવી લેવાની પ્રતિજ્ઞાથી રસ અને ભક્તિને આશ્વાસન દઇ

પાછળ મૂકી જાય છે. જેમ ખેડ કરવામાં ગોપાળની જરૂર છે તેમ
સૂક્ષ્મને કેળવવામાં સ્થૂળ સંબંધમાં ગોપાળરૂપી ઈંદ્રિયોની પણ જરૂર
છે; જેથી આત્મોન્નતિ અર્થે ઇંદ્રિય સમૂહના સંરક્ષણની આવશ્યકતા છે.
અને એ માટેજ સૂક્ષ્મના ભિન્ન ભિન્ન સ્વરૂપને પણ એક બીજાને અનુ-
રૂપ અને અનુકૂળ થઇ વર્તવાની જરૂર છે. પણ એવાં અનુરૂપ સ્વરૂપ
અને અનુકૂળતા અન્યોઅન્ય સાથે અથડાટ વિના પ્રાપ્ત થતાં નથી.
એ અથડાટ સ્વરૂપ શાંતિ અને અભય તટસ્થ રહી વિલોકતા રહે છે
અને એ શાંતિ અને અભયની દૃઢતા અને છાયાથીજ અથડાટ શાંત
થઇ તત્વો અનુરૂપ, અનુકૂળ અને સમીપ થતાં થતાં ઐક્ય સિદ્ધ થતું
જાય છે. એમ થતાં એક તત્વનો રસ અનેક તત્વોની રગેરગમાં પ્રવેશી
વૃદ્ધિ પામતો દોડવા માંડે છે. એવી સ્થિતિએ પણ સંકલ્પ વિકલ્પ
શંકા, વ્હેમ, ભય, દીનતા, માયા અને મોહની છાયા કે આછાં કિરણો તો
હોયજ છે. પણ શાંતિ અને અભય હવે મદદે આવી ઉગારવામાં વિલંબ
કરતા નથી. જેથી ક્ષોભ પામેલી વૃત્તિઓ પાછી સતેજ અને જાગૃત
થઇ જાય છે. અને આત્મસ્વરૂપ પ્રાપ્તિના કેંદ્રબિંદુપરજ લક્ષ્ય રાખે છે.
એ લક્ષ્ય દૃઢ શા માટે થવું જોઇએ તે માટે શ્રદ્ધા અશ્રદ્ધામાં મુખ્ય
મુખ્ય સૂક્ષ્મતત્વોનાં અથડાટ ઉથલપાથલ, ગુંચવણ વિગેરેનું નિરાકરણ
થતાં આત્મસ્વરૂપકેંદ્રબિંદુમાં લક્ષ્ય સ્થાપિત થાય છે. એમ લક્ષ્ય
સ્થાપિત થતાં મન, ચંચળતા ભ્રમણા અને ડાલમડોલપણું ત્યાગ કરી,
સત્યસ્વરૂપ તરફ પ્રેરાય છે કે પ્રેરાવવા પ્રયાસ કરે છે. ત્યારે અંતઃકરણ
રૂપી ભાનુ કે જે અત્યાર સુધી તટસ્થ કે આવરણથી ઢંકાયલો હોય
તે, આવરણ દૂર થતાં મનને વિશેષ પુષ્ટિ આપે છે. તેમ થતાં ઇંદ્રિય
સમૂહ વ્યાપારમા મચી રહેલ ગોકુળરામ પણ તે તરફજ દોરાય છે.
એમ થતાં અશુભ પજ્ઞા મટી જઇ શુભ પ્રજ્ઞાને પણ મદદે આવ્યા
વિના છૂટકો થતો નથી. એટલે વ્યવહારીક મોહ કેદખાને પડે છે.
એને બીજો વિવર રહેતો નથી. દૃઢતા અને લક્ષ્ય એ મોહ છટકી પાછી
બાજી ખરાબ નહિ કરે તે માટે નિરંતર ચોકસી રાખ્યા કરે છે. એમ
મોહ તેના અનુયાયીસહ ઢીલો કે નરમ થતાં સત્ય સ્વરૂપ તરફજ જવા
પ્રયાસ કરે છે. એવા પ્રયાસમાં એ મોહ સત્ય સ્વરૂપની રગેરગ તપાસી
દરેકની કિમ્મત આંકતાં શિખે છે. અને તેમ થતાં એના આનંદની વૃદ્ધિ
થતી રહે છે. એ વૃદ્ધિ સર્વાંશે પરિપક્વ થતાં સર્વ અધમભાવો નષ્ટ
થઇ તેમનું સ્વરૂપ પલટાઇ સર્વ સમૂહ ઉચ્ચજ થઇ રહે છે. એમ એ

ઉચ્ચ સમૂહ પણ એકમેકમાં તન્મય લીન થતાં, શાંતિસ્વરૂપઆનંદ માત્રજ રહી અખંડ શાંતસ્વરૂપ પ્રાપ્ત થઇ સમગ્રપ્રેમ અને સમગ્ર શાંતિનું પોષણ કરતો કાયમ રહે છે. આજ અંતર ચિત્રદર્શન છે.



## બાહ્યચિત્ર.

૧ મૂળ રાજા પણ(અભેદ કે આત્માસ્વરૂપ સ્ફુર્ણાદ્વારા જીવરૂપે) ભ્રષ્ટ થતાં **योगेंद्र** પત્ની સાથે ખેડૂતનીસ્થિતિમાં આનંદ નિમગ્ન રહે છે. પાછળથી વિદૂષક આવી મળે છે. અને એ ત્રણે પોતાના દિવસ કેવી રીતે નિર્ગમન કરે છે એ ચિત્ર. આ ચિત્રમાં ઉમારતના પાયાની મજબુતાઇ કે દ્રઢ સિદ્ધાંત સૂત્રરૂપે સ્થળે સ્થળે છે.

૨ યોગેંદ્ર પ્રધાન અને સેનાધિપતિ શાંતિરામ અને અભયસિંહ, સ્વામિભક્ત હોવાથી, કેવી રીતે શોધતા શોધતા આવી મળે છે; કેવી રીતે એ સર્વનો મિલાપ થાય છે. યોગેંદ્ર પાસે આચાર્યદિક્ષા શા માટે લેવડાવે છે; યોગેંદ્રનું પ્રયાણ, રસિકની સગર્ભા સ્થિતિ, તે માટે ભક્તિ-રામ કે વિદૂષકને રસિક સાથે મૂકી જવો, તેમનાથી વિયોગ ચિત્ર અને જતી વખતનાં બોધ અને આશાચિત્ર. કે ઇમારત અને ચણતર માટે જોઇતી સામગ્રી કે સાધન ચિત્ર છે.

૩ પર્યટન (કે સ્ફુર્ણા સ્વરૂપ જીવનાં મનોરાજ્યના અથડાટ ઉથલ પાથલ પછી મનોભાવનું સમગ્ર પ્રેમતરફ શ્રદ્ધાન્વિત થવું તે) અનુભવ. ગોવાળ ઉપરથી રાજ્ય અવ્યવસ્થા અને દુઃખનાં ચિત્રનું દિગ્દર્શન, ઉદ્યાનમાં જળ ભરવા આવેલી સ્ત્રીઓના આનંદ અને કર્તવ્યભાન-થી યોગેંદ્રને આનંદ પ્રાપ્તિ, રસિકની સંભારણાં, એ પણ ભૂલી પાછું આનંદચિત્ર, તે દરમ્યાન શાંતિરામ અને અભયસિંહ નગરમાં ટેલ નાંખવા જઇ નગરચર્યા જુએ, લોકોને યોગેંદ્રની મુલાકાત માટે આકર્ષણ કરે, લોકોનું યોગેંદ્રની મુલાકાતે આવવું અને યોગેંદ્રે તેમને કર્તવ્યનું ભાન કરાવવું. કે મનોરાજ્ય ડોળાઇ અકળાઇ એક સત્યસ્વરૂપ સમગ્ર પ્રેમ તરફ શ્રદ્ધાન્વિત થઇ એકજ મનોભાવમાં કાયમ થાય.

૪ મોહેંદ્ર રાજ્યનગરમાં યોગેંદ્રનું જવું. મોહેંદ્ર સેનાધિપતિ માનસિંહ, રાજ્યગોર ભાનુશંકર અને નગરશેઠ ગોકુળરામનું યોગેંદ્ર

મુલાકાતે જવું; માનસિંહનું મોહેંદ્રથી કંટાળવાનું કારણ અને મોહેંદ્રને પદભ્રષ્ટ કરવા વિચાર. એકજ મનોભાવ રહી તેની સમગ્ર પ્રેમભાવ તરફ દૃષ્ટિ જતાં અંતઃકરણ મન અને ઇંદ્રિયોના સમૂહનું જાગૃત સતેજ થવુ અને એમ થતાં તેમને પોતાનું કર્તવ્ય જાણવાની જીજ્ઞાસા.

૫ માનસિંહ મોહેંદ્રના પ્રધાન બુદ્ધિસિંહને મોહેંદ્રની ખરાબ રાજ્યનીતિનું ચિત્ર આપે, મોહેંદ્રને ત્યાગ કરવા સમજાવે, બુદ્ધિસિંહને યોગેંદ્ર પાસે લઇ જાય, બુદ્ધિસિંહે ભૂલ જોવી, અને માનસિંહ અને બુદ્ધિસિંહની ભવિષ્ય માટે ગોષ્ટિ. કે ઉપર કહેલી જીજ્ઞાસાનું પોષણ કરતાં વિભ્રમ કરનારી કે મલિન બુદ્ધિનું આવરણ કેમ નાશ કરવું તે.

૬ મોહેંદ્ર કેદમાં, પોતાની સ્થિતિ માટે ઉકળાટ, ક્રોધોદ્ગાર, અપમાન અવજ્ઞાની લાગણી, તેથી સંતાપ, ક્લેશ દુઃખ વિગેરે. કે મલિન આવરણ દૂર થતાં મોહનું ઘેરાઇ જવું અને એમ થતાં મોહના રહેતા ઉકળાટ અને છાયાનું ચિત્ર. તેમજ લક્ષ્ય કે ચિત્ત અને દૃઢતા શું કાર્ય બજાવે તે ચિત્ર.

૭ રસિક અને ભક્તિરામનું વિયોગચિત્ર, રસિક કેવી રીતે કેટલી બધી પ્રેમવિયોગથી દુઃખી થાય છે, ભક્તિરામ યોગેંદ્રના કર્તવ્ય ભાનથી કેવી રીતે આશ્વાસન કરે છે, એમ થતાં રસિકને આનંદ પ્રાપ્ત થવો, એટલે આનંદનાથનું યોગેંદ્ર સમીપ લઇ જવા તેડવા આવવું, અને યોગેંદ્ર સમીપ જવા પ્રયાણ તૈયારી ચિત્ર. કે મોહ નરમ થઇ શાંત પડતાં રસ અને ભક્તિ પ્રગાઢ થતાં શ્રદ્ધાઆનંદમાં અભિવૃદ્ધિ થઇ સમગ્ર પ્રેમ તરફ રેલાટ તે ચિત્ર.

આનંદ તરફ વધતાં વધતાં પણ રસલોપ થઇ જાય છે અને તેથી સમગ્ર પ્રેમ માટે તલસી રહેલાં મનને ક્લેશ થાય છે; એવા એવા અનેક ક્લેશના અથડાટ પછીજ સમગ્ર આનંદ પ્રગાઢ થાય છે. માટેજ રસિકના ક્લેશનું ચિત્ર.

૮ મોહેંદ્રને પોતાની ભૂલનું કેવી રીતે ભાન થાય તે ચિત્ર. યોગેંદ્રસ્વારીચિત્રવર્ણન (મદનકિશોર, લક્ષ્મીકુંઅર અને કાળયવન આગળ). એ પણ પોતાના અનુભવથી પુષ્ટિ આપે. વિવેકાનંદનો બોધ. શાળારૂપી તુરંગ. આગલા અંકમાં કહેલું રેલાણ થતાં મોહની બારીકમાં બારીક છાયા કે પટનો પણ નાશ થઇ સમગ્ર પ્રેમમાં શ્રદ્ધા થઇ તે તરફજ રેલાણચિત્ર.

૯ યોગેંદ્ર દરબાર, શાંતિરામનું રાજ્યનીતિચિત્ર, યોગેંદ્રનું રાજા પ્રજાનાં કર્તવ્યનું ચિત્ર. મદનકિશોર, લક્ષ્મીકુંઅર, કાળયવન અને મોક્ષેંદ્ર પોતાની ભૂલ કેવી રીતે જોઇ અને યોગેંદ્રમાં કેવી રીતે તન્મય થયા તે ચિત્ર. તેમ થતાં કેદી તરફ રાજ્યનીતિનું ચિત્ર. કે મોહ અને તેનાં અનુષંગી તત્વનું પ્રેમમાં વિલીનપણું થતાં પ્રાપ્ત થતી સ્થિતિનું ચિત્ર.

૧૦ ઉદ્યાનમાં યોગેંદ્ર, ત્યાં ભક્તિરામનું આવવું, ઉદ્યાનચિત્ર, શાંતિરામ અને અભયસિંહનું આવવું, સ્થાપિત થયેલ શાંતિ અને અભયનું ચિત્ર, ભક્તિરામનો ભક્તિભાવ, રસિક અને મોક્ષેંદ્રનું પાછળથી આવવું, એઓ એકબીજાના આનંદમાં તન્મય થતાં એક પરમ આનંદ માત્રનુંજ ચિત્ર કેમ ઉત્પન્ન થાય તે ચિત્ર. કે તત્વો માત્રનો લય અને પરિણામે પ્રગાઢ શાંતિચિત્ર.







# પાત્ર સમજ.

યોગેંદ્ર—(સચ્ચિદાનંદ) અખંડ પ્રેમસ્વરૂપ પ્રાપ્ત કરવા મંથન કરતી શિરૂમાં પ્રેમમય સ્ફુર્ણા કે મંથનકાળમાં પદભ્રષ્ટ રાજા અને છેવટે અખંડ સમગ્ર પ્રેમસ્વરૂપ.

રસિકપ્રેમદા—પ્રેમને પોષનાર રસમયવૃત્તિ કે યોગેંદ્ર પત્ની.

ભક્તિરામ—શ્રદ્ધાને પોષી દ્રઢતા પ્રાપ્ત કરાવનાર વૃત્તિ કે યોગેંદ્રમિત્ર.

શાંતિરામ—અખંડ શાંતિસ્વરૂપ કે યોગેંદ્રપ્રધાન.

અભયસિંહ—અખંડ અભય સ્વરૂપ કે યોગેંદ્ર સેનાધિપતિ.

ગોકુળરામ—ઇંદ્રિય સમૂહ વ્યાપારમાંજ મચી તન્મય થઇ રહેલ સ્થૂળ સંબંધમાં વાયુરૂપ ચૈતન્ય સ્ફુર્ણા કે નગરશેઠ.

ભાનુશંકર—અંતઃકરણ કે રાજ્યકુળગુરૂ.

લક્ષ્મણસિંહ—ચિત્ત કે લક્ષ્ય.<br>
નૃસિંહરાવ—દ્રઢતા. } કે મોહેંદ્ર પહેરેગીર.

ભોળાનાથ—મનની અનિશ્ચિત ડોલાયમાનવૃત્તિ કે ભોળા બ્રાહ્મણ.

વિવેકાનંદ—વિવેક કે મોહેંદ્ર વિગેરેનો ગુરૂ.

હિંમતલાલ—હિંમત.

ધિરજલાલ—ધૈર્ય.

જ્ઞાનેંદ્રલાલ—જ્ઞાનમયવૃત્તિ.

મૃણાળ—કુદરત કે સ્વાભાવિક દ્રષ્ટિગોચર થતાં સ્વરૂપપર કંઇજ નથી એવી ભાવનામાં શ્રદ્ધામયવૃત્તિ.

માનસિંહ—મન કે મોહેંદ્ર સેનાધિપતિ.

**બુદ્ધિસિંહ**—બુદ્ધિ (અશુભ કે મલિન) કે મોહેંદ્ર પ્રધાન.

**મોહેંદ્ર**—મોહ કે સ્પુર્ણામય વ્યવહારમાં અનેક પ્રકારની આસક્તિ યુક્ત પ્રગાઢ વૃત્તિઓનું કેંદ્રબિંદુ કે જે અહંભાવ સ્વરૂપમાં નેતા થવાથી વ્યવહારમાં એવી વૃત્તિઓનો રાજા.

**મદનકિશોર**—મદન કે કામ કે મોહેંદ્રનો મદદગાર મિત્ર.

**લક્ષ્મીકુંઅર**—લક્ષ્મી કે લોભ કે મોહેંદ્ર મદદગાર મિત્ર.

**કાળયવન**—ક્રોધ કે મોહેંદ્ર મદદગાર મિત્ર.

**મોક્ષેંદ્રનાથ**—મોક્ષ સ્વરૂપ કે યોગેંદ્ર અને રસિકફળ પુત્ર.

**આનંદનાથ**—આનંદ સ્વરૂપ.

બીજાં ગૌણપાત્ર સામાન્ય છે. તેમના વર્તનપરથી વર્તનને અનુસરતી ગૌણવૃત્તિઓ સમજી લેવી.



પારકું જાણી નહિ કરો એના હાલ હવાલ.
લાયક નથી એ આપણે ઘટે નહિ ધરવો ભ્રમ
સંગે રહી સેવન કરો રંગ તર્કે વધે નહિ કમ.
બુદ્ધિ નિર્મળી થાય વળી સંસારસરણ શુભ રીત
ભય કંટાળો સહુ જતાં થાય ઓછું નહિ હિત.
દિશા સૂચવે અવનવી ક્યાં કેમ માર્ગ થાય
રંગ પૂર્ણ પૂરે તેહમાં શ્રમ અફળ નહિ જાય.

અર્પ્યું અર્પ્યું મેં હવે આભાર માન ગુણીજન
આશ્રય આપે તને ન ભિન્ન ગણી તું નિજ તન
દીપે પ્રૌઢ સમભાવ નહિ રહેતું તું હીણું
જઈ જઈ રમતું ભળી ભળી, વર્પે અધિક ફળે હું ધીરે.

ભાવો જુઓ, ના કદિ દોપ લેશો
લેતાંજ ભાવો વળી વ્હેમ ખોશો
થાતાં દૂરે ઢાંકણ રંગ પીશો
આનંદ આનંદ પૂકારી કેહેશો.

આવ્યું બાળ લાડ લાડતું હોંસે પીવા પ્રેમ તું
જાગી જો કેશવ સમય આ, ઉંઘે છે તું આમ શું !
રે ગોવરધન ધર હજી શેં જુએ વક્ર ગતિ શક્રની !
જીવન ઠાકોર સુત ચહે દો ગતિ સહુને ક્ષેમની.

વલસાડ હનુમાન શેરી
તારીખ ૨૮-૬-૧૯૦૨.
વિક્રમાર્ક ૧૯૫૮ જ્યેષ્ઠ વદ ૭.

લ. ના. દેશાઈ.



ન.— આર્ય પુત્ર, એ મારે તો તન્મયતા જો[illegible]. એને સંપૂર્ણ
[illegible]

રસિક.—પણ સ્વામિનાથ ! પ્રકાશમય [illegible]

યો.—ત્યારે આ પણ ખરૂં છે કે સ્વ[illegible] કિરણ અને દર્પણ અન્નોનું અસ્તિત્વ હોય તોએ શું ? અને ન[illegible] એ શું ? હતાં ન હતાં જેવાંજ છે.

રસિક.—ત્યારે તો મારૂં અહોભાગ્ય કે ચં[illegible] સારૂં.

યો.—તારૂંજ નહિ પણ સહચરનું પણ ખરૂં

નિશાચર છતાં ખરો મણિ ઉજાસ માર્ગે ક
નરાધિપ વિભૂતિ, જે, ઝગઝગાટ સર્વે હરે;
ચઢે વદન રંગ તે રસિક કર્મથી ઓપતાં
કહો દુઃખ નિશાતણાં કિરણ તેજ શું યોભતાં ?

અહા ! એ રંગ રેલાતાં રેલાતાં મનોભાવ કેવો ત[illegible] ડૂલી રહે છે ! પ્રિયે ! શું કહું ? જોતાં જાણેઃ—

છમ છમ રમ ઝમ ઝીણી મધુર શી ચાલ નિર્મળ ભાવે
પ્રિયે ! પ્રિયવહી હૃદય દોડી પાછળ ધસી હું આવે
પ્રેમ રસિલું મનડું હઠીલું
પ્રેમ રસ લદબદ બની રહેલું—ધ્રુવ. ૯
ચંદ્રઝરણ અમિરસનાં પીતાં, પીપાસા વધરાવે
સમીપ બેસી કાર્ય ભાગી, તન્મયતા ઉર દર્શાવે—પ્રેમ. ૧૦
ખંજન અંજન દૃગ્ નિમંજન પ્રવાહ તાણી લાવે
ભમી રમી ગિરિ શૃંગ ભુવલ્લી યોધ સરોવર આવે—પ્રેમ. ૧૧
સપાટ પ્રદેશે ધવલ પ્રકાશિત ચંદ્ર કિરણ બહુ ભાસે
સરસર વહતી સરિત સલિલથી, મન પામે ઉલ્લાસે—પ્રેમ. ૧૨
સરિત કિનારે મયૂર ટહુકારે ઉમંગ રંગ હૃદે આવે
મુકતાફળ દંશ ધ્વંશ કરી હંસ તૃપા આનંદે હોલાવે—પ્રેમ. ૧૩

(એટલામાં વિદૂષક પ્રવેશ કરે છે અને દૂરથીજ ઉભો રહી દંપતને અવલોકન કરતાં)

વિદૂષક—(સ્વગત)

શું ચંદ્ર સૂર્ય આવી સામસામે રહે હસી પ્રકાશી ?
મલપંતાં બાળ કિર્ણ, ઉગ્રથતાં જાય સૌંદર્ય નાસી. ૧૪

કેમકે,






## પ્રવેશ ૧

સ્થળ—ન્યગ્રોધપુર નિવાસગૃહ.

( યોગેંદ્ર મધ્યાહ્ન નિદ્રાવશ છે એવે નેપથ્યે )

યોગેંદ્ર ! હે યોગેંદ્ર ! નિદ્રાવસ્થામાં હૃદય ભયાન્વિત શા માટે રહે છે ?

આવ્યો સમો કાલ ખરે જશે એ
યોગેંદ્ર ! ના તું કદિ ઝૂરતો રે;
અસ્તે જતો સૂર્ય ઉગે ફરી જો
છોડે ન તેજસ્વી સ્વ ઉચ્ચતા તો ૬

યો.—(શ્રવણપર જાણે ભણકારા પડ્યા હોય એમ જાગૃત થતાં) આ શું હશે ? કોણ બોલી ગયું હશે ? શું મુજ હૃદયગત તત્વ ભણકારા તો ન હોય ? શું આકાશવાણી હશે ? આકાશવાણી શું ? હૃદયગત તત્વ ભણકારા એજ એ. ગમે તે હો, પણ શુભ ચિન્હસૂચક છે.

(એટલે નિદ્રિત પ્રિયાના મુખપર દૃષ્ટિ પડતાં સહેજ મોટેથી)

ઝઝુમી અવનિ ખીલ્યાં જોઉં શું આ કિરણો દીપે !
નિરમળ પયોનિધિ જ્યાં ત્યાં, શું દુઃખ નહિ લુપે ?
(કેમકે)
અનળ ધગતો શું ના બૂઝે ? વૃષ્ટિ હિમ ઠંડે;
(ખરેખર)
શશિસમ કૃતિ ઉંચા અર્પે ! નભે રસ રંગ ... ૭

રસિક પ્રેમદા—(નિદ્રામાંથી જાગૃત થતાં) પ્રિય સ્વામિનાથ ! તમો શું બોલતા હતા? મધુરશા શબ્દધ્વનિના ભણકારા જો કે હું નિદ્રામાં હતી તો પણ રહી ગયા છે. અને જાગીને જોતાં તમારી મુખમુદ્રા કંઇ અલૌકિક સૌંદર્ય બતાવે છે. માટે જે કૃતિથી, જેના ઉન્નતરસથી તમારી મુખમુદ્રાપર આટલો બધો આનંદરસ વ્યાપી રહ્યો તેમાં મને સહભાગિણી શું નહિ કરો ?

યો.—શ્લોક ફરીથી બોલે છે.

રસિક. (કંઇક હર્ષયુક્ત) પ્રિય સ્વામિનાથ ! અહુણાતો ચંદ્રોદય નથી.

યો.—કર્તવ્યનતા અને કર્તવ્યપરાયણતાનાં સ્વરૂપ પણ અસ્તોદયની ઉપાધિરહિત નિર્મળ ચંદ્ર જેવાંજ છે.

રસિક.—ત્યારે તો હું ભૂલી.

યો.—પ્રિયે ! નહિ. શુદ્ધ દર્પણે પ્રતિબિંબિત સ્વરૂપ વિશેષ મનોહર અને રમણીય છે.

રસિક.—પણ સ્વામિનાથ ! પ્રકાશમય કિરણોવિના પ્રતિબિંબ ક્યાંથી?

યો.—ત્યારે આ પણ ખરૂં છે કે સ્વરૂપ વિના કિરણ અને દર્પણ અન્નોનું અસ્તિત્વ હોય તોએ શું ? અને ન હોય તોએ શું ? ન હતાં જેવાંજ છે.

રસિક.—ત્યારે તો મારૂં અહોભાગ્ય કે ચંદ્રની ગરજ સારૂં.

યો.—તારૂંજ નહિ પણ સહચરનું પણ ખરૂં કેમકેઃ—

નિશાચર છતાં ખરો મણિ ઉજાસ માર્ગે કરે
નરાધિપ વિભૂતિ, જે, ઝગઝગાટ સર્વે હરે;
ચઢે વદન રંગ તે રસિક કર્મથી ઓપતાં
કહો દુઃખ નિશાતણાં કિરણ તેજ શું યોભતાં ? ૮

અહા ! એ રંગ રેલાતાં રેલાતાં મનોભાવ કેવો તન્મયરસમાં ડૂલી રહે છે ! પ્રિયે ! શું કહું ? જોતાં જાણેઃ—

છમ છમ રમ ઝમ ઝીણી મધુર શી ચાલ નિર્મળ ભાવે
પ્રિયે ! પ્રિયવહી હૃદય દોડી પાછળ ધસી હું આવે
પ્રેમ રસિલું મનડું હઠીલું
પ્રેમ રસ લદબદ બની રહેલું—ધ્રુવ. ૯
ચંદ્રઝરણ અમિરસનાં પીતાં, પીપાસા વધરાવે
સમીપ બેસી કાર્ય ભાગી, તન્મયતા ઉર દર્શાવે—પ્રેમ. ૧૦
ખંજન અંજન દૃગ્ નિમંજન પ્રવાહ તાણી લાવે
ભમી રમી ગિરિશૃંગ ભ્રુવલ્લી યોધ સરોવર આવે—પ્રેમ. ૧૧
સપાટ પ્રદેશે ધવલ પ્રકાશિત ચંદ્ર કિરણ બહુ ભાસે
સરસર વહતી સરિતસલિલથી, મન પામે ઉલ્લાસે—પ્રેમ. ૧૨
સરિત કિનારે મયૂર ટહુકારે ઉમંગ રંગ હૃદે આવે
મુક્તાફળ દંશ ધ્વંશ કરી હંસ તૃપા આનંદે હોલાવે—પ્રેમ. ૧૩

(એટલામાં વિદૂષક પ્રવેશ કરે છે અને દૂરથીજ ઉભો રહી દંપતને અવલોકન કરતાં)

વિદૂષક—(સ્વગત)

શું ચંદ્ર સૂર્ય આવી સામસામે રહે હસી પ્રકાશી ?
મલપંતાં બાળ કિર્ણ, ઉગ્રથતાં જાય સૌંદર્યે નાસી. ૧૪

કેમકે,

તેજોમય શું તેજ લીન થઇ કાંતિ રસે ડૂલી રહે,
અમૃત સિંચને, શું પ્રજ્વલિત અંગાર શાંતજ કરે ?
શાંતિમય શાંતિ આનંદરસનો કાંઇ લ્હાવો લેતાં,
પૂર્ણ પ્રકાશે આવી ગ્રસતાં, મ્લાન ક્ષીણતાજ દે ત્યાં. ૧૫

પણ આ તો,

તેજે ખરો સૂર્ય બીજો દીપે છે
પ્રેમે રસે કૃષ્ણ શું ઓળીડે છે;
યોગે કરી તત્વ બેન્નો ખીલે જ્યાં
સૌંદર્ય ઝામે ન કદિ લુપે ત્યાં. ૧૬

માટે એ યોગ્યજ આશિસ જોઇએ. વળી પ્રેમરસ આનંદમાં, ઓચિંતા જવાથી, સસંભ્રમિત રસ ભંગ ન પડે માટે ચેતવણી પણ મળે કે બ્રાહ્મણભાઇ આવ્યા છે.

(પ્રકાશ)

ઉજાળો હે પ્રભુ દો નિરમળ નદી જે સાગરે દોડી જાતી
ઉદ્ધારી, શુદ્ધિયોગે, ગતિ ફળ ચખવો, કાંતિ દેદીપ્ય ભાતિ
પ્રેમે કર્તવ્ય સેવે રસમય બનતાં તેજ આનંદ વાધો
જ્યાં છે ના અસ્ત હુંદે અસુર પથ નહિં સ્થાન એ શિવ થાપો. ૧૭

(સન્મુખ થઇ) મહારાજ ને બ્રાહ્મણવયસ્યના આશિસ.

યો.—સ્વાગતમ્ ! વયસ્ય, સ્વાગતમ્ !

રસિક.—નમસ્કાર! વયસ્ય, નમસ્કાર !

વિ.—(રસિક પ્રત્યે) ભદ્રે ! કલ્યાણમસ્તુ. સૌભાગ્યવંતી ભવ.

યો.—આવ અહિં, આ દર્ભાસનપર બેસ (વિદૂષક આસનપર સતાં) હિતેચ્છુની શુદ્ધ અને શુભ વાંસનાનો અભિલાષી કોણ ન હોય ? શુ આપણી પ્રતિજ્ઞા તો તું ભૂલ્યો હોય એમ જણાય છે ?

વિ.—મહારાજ ! "મહારાજ" વિષેની પ્રતિજ્ઞા ભૂલ્યો નથી. પણ વિદ્વાન અને જ્ઞાની ગુરૂને "મહારાજ" શબ્દથી અભિવંદન કરાય છે એ તમને અપરિચિત ન હોય ?

યો.—પણ ક્યાં જોતો નથી કે,

ચિન્હ ગયું તુર હું પડયું, અવબોધન શેં રહ્યું ?
કૃષિકારને તો નહિ એ, કદિ શોભતું હર્યું. ૧૮

વિ.—કૃષિકાર હો, વિદ્વાન હો, જ્ઞાની હો, કે રાજા હો, પણ જ્યાં ઉચ્ચ તત્વોનો પ્રકાશ પ્રસરી રહે છે ત્યાં એ અવબોધન યોગ્યજ છે.

યો.—વયસ્ય, તું સત્ય કહે છે. પણ એવું પાત્ર મને ગણી લેવામાં તું અતિશયોક્તિ વાપરે છે.

વિ.—હમે ભિક્ષુક બ્રાહ્મણ એટલે અતિશયોક્તિ તો હમારાજ કુળની એમ ગણી તમો બોલો છો, પણ હું સત્ય કહું છું જે કોઇ પણ પ્રકારે અતિશયોક્તિ નથી. કેમકે તત્વોના પોષક વિના દુઃખ અને સુખની સ્થિતિમાં એક સરખો આનંદ બીજા કોઇમાં હોતો નથી. અને જ્યાં એવો એક સરખો આનંદ હોય છે તેજ એ અવબોધનને યોગ્ય છે.

યો.—વયસ્ય, તારી મરજીમાં આવે તેમ કર. તને પહોંચી શકાય નહિ. પણ કેમ તને અહિંઆં ગમશે કે ? અને રહેવાનું અનુકૂળ આવશે કે ?

વિ.—મિત્રના પ્રાણે પ્રાણ એટલે ગમવાનું તો પુછવું શું ? અને તૈયાર ભોજન મળ્યું એટલે રહેવાનું પુછવું શું ? હમારે બ્રાહ્મણભાઇને તો ભોજન મળ્યું એટલે ગમત અને અનુકૂળતા બધુંએ આવી રહ્યું. પણ આપણું કેમ છે ?

યો.—હમને ફિકર શી ?

થન થન થન થન મન રસ ભરતું,
નૃપ શિર અગવડ દુખ સહુ હરતું,
કૃષિગત ચિત્ત ન કદિ ફિકર ધરતું,
શમ દમ કુદરત સહજ શિખવતું. ૧૯

એ રસપર્યાપ્તિ એટલેજ ઠરતી નથી વળી સાંભળ,

મન તન થન થન ભૂલી જગત ભાવ સરિત સલિલ રેલાયે
મંદમંદ વહતા સરળ ઉભરા નીર આનંદ બહુ પાયે
સર સર રસ ભર વારી જાયે,
જીવન જીવ! મળે સમુદ્રરસ રસઅસ રંગ શું વદાયે ?-ધ્રુવ. ૨૦
નહિ નહિ વક્રતા નહિ નહિ ક્રોધો, અગવડ નહિ જણાયે
રસભર રંગભર વૃત્તિ દોડી તન્મયતા પ્રસરાયે.-સરસર ૨૧.
જરીકશીની નહિ જોઇએ ગાદી ભૂઅંકે મન રેલાયે
મિત્રમંડળ નહિ નહિ કુંડળ, કુદરત કુંદન સુહાયે-સરસર ૨૨
હુકમ સેવક રણ નહિ આંહિં વૃત્તિ વૃત્તિ શું સમાયે .
કર્મે કર્મ વિરમતાં નિશદિન, આપોઆપ લય થાયે.-સરાસર ૨૩.

વિ.—ત્યારે તો ખેડૂતો દુખી અને હલકા કેમ ગણાય છે ?

યો.—એઓમાં ઉચ્ચ તત્વનું પોષણ નથી. એઓમાં પણ કેટલાક

તત્વ પોષક પોતાના કર્તવ્ય આનંદમાં તલ્લીન બની ભૂમિના હરકોઇ ખૂણામાં એક સરખી રીતે સદાકાળ વિચરતા રહે છે. કેવી રીતે તે સાંભળઃ-

કોઇ સાગર, ઓટ કે ભરતી કદિ દમતાં જુએ ?
પોષતાં નદી નાળુઓ જન તાપ જો સહુએ ખુએ,
માર્ગ એક ગ્રહી સદા ક્રૌંતિ સાચવે ગિરિ એક છે,
ભૂ વિષે નિત્ય આનંદે રમતોજ ખેડૂત શ્રેષ્ઠ છે. ૨૪.

**વિ.**—વયસ્ય ! કૃષિકાર તરફ તમારી લાગણી સવિશેષ પક્ષપાતી જણાય છે એનું કારણ શું ?

**યો.**—એ રાજ્યના સ્થંભ છે. શાંત, સંતોષી અને ધંધામાં ઉચ્ચ તત્વના પોષક છે. વિશેષ ભાગ નિરંતર આનંદી હોય છે. વળી ચોકસ હદમાં એ રાજ્યને ઉપાધિ રહિત છે. વ્યવહાર અને પ્રપંચ કુશળ વ્યાપારી અને નોકર વર્ગ એમને હલકા ગણે, એમના હકપર તરાપ મારે, કૂણાવે, પોતાનો સ્વાર્થ સાચવે, જેથી તેમની ફરિયાદની દાદ નથી. તેમના કેટલાક શુભ અને યોગ્ય પ્રયાસ અર્ધ માર્ગે કંઇપણ નિમિત્તથી પાડી દાબી દેવામાં આવે છે, જેથી તેઓ નિરાધાર છે. તો નિરાધાર તરફ કોને પક્ષ ન હોય ?

**વિ.**—ત્યારે શું એ રાજ્ય સ્થંભ અને બીજા નહિ ?

**યો.**—હા. કારણકે રાજ્યના ચાર મુખ્ય વર્ગ પાડી શકાય—એટલે ખેડૂત કે પ્રજા, વ્યાપારી, નોકર અને વિદ્વાન કે લેખક. ખેડૂત એ જનસમૂહના પોષક છે. સર્વ વ્યવસ્થા ખેડૂત માટેજ છે. વ્યાપારી લક્ષ્મીમદથી સ્વતંત્ર જેવા છે. નોકર અને દરબારી રાજ્ય કરવાના સાધન છે. અને વિદ્વાન કે લેખક રાજ્ય અને પ્રજા બન્નેના પોષક છે; એમાં ધર્મ ગુરૂનો પણ સમાવેશ થાય. એઓ પણ સ્વતંત્રજ છે. વ્યાપારી લક્ષ્મી અને નોકર લાગવગથી કોઇ કોઇવાર રાજાને આડે માર્ગે દોરે છે, જેથી રાજ્યવિનાશભૂત પણ થઇ પડે. ત્યારે ખેડૂત તરફથી એ ભીતિ નથી. એમ છતાં વ્યાપારી તરફ રાજ્ય વલણ વિશેષ રહેતું નજર પડે છે. નોકર અને કામદાર વર્ગ એમના સાધનભૂત થઇ પડતા વારંવાર જોવામાં આવે છે. માટે એઓ રાજ્ય પોતાના સ્વાર્થ નિમિત્તેજ ગણે છે. તેથીજ સ્થંભ નહિ.

**વિ.**—ત્યારે તો આવા મહત્વનો વર્ગ દુઃખી અને ઉપાધિ પીડિત વધુ જોવામાં આવે છે તો એઓમાં ઉચ્ચ તત્વનું પોષણ ન હોવાનું કારણ શું ?

**યો.**—વયસ્ય, એ માટે પુરૂપાર્થ સંસ્કાર, સત્સમાગમ, વિદ્યા અને ચિંતનની આવશ્યકતા જોઇએ છે. ચિંતન માટે અવકાશ અને નચિંતપણું જોઇએ. રાજ્ય ઉપાધિ અને કુદરત આફ્ત એથી વિમુખ રાખનારાં છે. એ શિવાય બીજી બાહ્ય ઉપાધિ ન પીડે તે માટે સંતોષ, લક્ષ્મીની કિમત અને યોગ્ય વ્યવસ્થા, ધંધામાં ખંત, ઉદ્યોગ, સમયસૂચકતા, તત્પરતા, દીર્ઘદૃષ્ટિ અને દેખરેખની જરૂર છે. એ માટે પૂર્વગત રાજાઓ મહર્ષિને કરના બોજામાંથી મુકત રાખતા અથવા જૂજ બોજો રાખી જોઇતી સવડતાના નિયમ બાંધી આપતા હતા.

**વિ.**—શું ત્યારે જમીન મહેસુલ લેવું ન જોઇએ ?

**યો.**—વયસ્ય ! તું ભૂલે છે. મારો આશય એવો કોઇ દિવસ હોઇ શકેજ નહિ. ધર્મ પણ આજ્ઞા કરે છે કે રક્ષણ માટે રાજાને છઠ્ઠો ભાગ આપવો. પણ તે એવો ન હોવો જોઇએ કે જે વિશેષ બોજારૂપી થઇ પડી વિચારરૂપી શાંકળથી બંધન કરી ચિંતારૂપી અગાધ ખાડામાં નાંખનાખનારો હોય. કેમકે ચિંતા, એ, અધમ તત્વ પોપક છે.

**વિ.**—ત્યારે લક્ષ્મીની સવડતાવાળાને પણ અધોગતિના સમુદ્ર તરંગપર તરતા જોઇએ છીએ એનું કારણ શું ?

**યો.**—કારણ દૂર નથી. સાંભળઃ—

અનુકરણ નીચે દિસે સહેલું,
તરતજ સ્વાર્થ લહે, જતું સુચેલું.
સરિત નીર કદિ શું ઉંચ વ્હેતું?
સુલભ ગતિ મળતાં ન વશ્ય રૂહેતું. ૨૫.

વળી,

તણાતાં વોહેતો, પયનિધિ લઇ ક્યાંય પૂરશે
નહિં જોતા અંધો, ગળ, મીન જીવે ત્રાસ કરશે,
જુઓ વેશ્યા જોતાં, મન ધન ગ્રહી વીર્ય હરતી;
વિના ઉંચાં તત્વો, નહિ ગૃહિણી આનંદ કરતી. ૨૬

જો વળી,

આ સૂર્ય ચંદ્ર ખવિષે પ્રભૂતા પ્રકાશે
રાહુ ગ્રસે નજરથી હીન તેજ નાસે,
તેજસ્વીને પણ જહાં હીન એમ પીડે
"ક્યાં હું ?"—ભૂલી ગુણ ગજું,—મન અંધ હીંડે. ૨૭

કારણ કે,

વિ.—એ સ્થાન શી રીતે જળવાયલું રહે?

યો.—સધર્મ શ્રદ્ધાયુક્ત કર્તવ્યાનુસાર ઉચ્ચ વર્તનથી.

વિ.—ત્યારે ગૃહની બાબતાં કેમ?

યો.—ગૃહસ્થ અને પત્ની રાજા અને પ્રધાન ગણાય, પુત્રાદિક બીજાં સંબંધી પ્રજા કે સંબંધી રાજ્ય ગણાય, બીજો ફેર નથી.

વિ.—ત્યારે તો ગૃહસ્થમાં પણ રાજ્ય ચલાવવા જેટલાજ ગુણ જોઇએ.

યો.—બલકે વધુ. રાજ્ય કરતાં ગૃહતંત્ર વધુ વિકટ છે. કેમકે સમીપતાને લીધે તત્વોનો અથડાટ વિશેષ થાય છે, જે જાળવી નિયમમાં રાખવું સહેલ નથી.

વિ.—એ માટે ગૃહસ્થને કયાં ઉચ્ચ તત્વની વિશેષ જરૂર?

યો.—શુદ્ધ પ્રેમ, શમ, દમ, ક્ષમા, આર્જવ, સંતોષ, વિવેક, ધૈર્ય અને અદીનતા.

વિ.—એ તો નિવૃત્તિ પોષક તત્વો છે. પ્રવૃત્તિ આગળ એ કેમ ટકી શકે? વ્યવહારમાં પ્રવૃત્તિ આગળ નિવૃત્તિ દબાય છે. વળી રાજ્યને તો એ અનુકૂળ પણ ન હોય?

યો.—(પ્રકાશમય વદને) કેમ તું ભૂલે છે?

> નાસે ન શું કીટ તમઃ શૂર બાથ ભીડી?
> ઘા કિર્ણ વજ્ર પડતાં તન ભસ્મ ઉડી
> જ્યાં જ્યાં દીપે રવિતણાં તીવ્ર કિર્ણ ઝાઝાં
> ત્યાં શેં પ્રવૃત્તિ ગણનાં? ભૂલી સૂર્ય માઝા. ૩૩

દૃઢતા, ધૈર્ય, સ્વબળજ્ઞાન, સ્વાશ્રય અને ખંતથી એ સહુ સિદ્ધ થાય છે.

( વિદૂષક વિચારમાં પડી જાય છે એટલે )

વયસ્ય! હવે તો થોડો વખત બહાર જઇએ તો ઠીક.

વિ.—હા, તેમ કરો.

યો.—ચાલ ત્યારે તૈયાર થા. હું પણ તૈયાર થાઉં.

વિ.—આ ઉઠ્યો.

(જાય છે.)

(યોગેંદ્ર પણ તૈયારી કરે છે.)



# પ્રવેશ ૨.

## કુદરત અવલોકન.

**ચે.**— વયસ્ય, ચાલ.
**વિ.**—હા, ચાલો.

(જાય છે.)

( ગૃહથી થોડેક દૂર બાવળ વૃંદ જોતાં. )

**એ.**--વયસ્ય !

પવને રમતી મનને ગમતી જો ઉભેલી બાવળિઓ,
દેહે કાંટા જો જો ફાંટા કેવી દિસે છે કાવલિઓ.
જો જો પડદા તો મન હરડા લટકે કુંડળ કાવળિઓ,
રસથી ભીના નહિ કંઇ હીણા રસ પોષક રસાયણિઓ. ૩૪
ફર ફર ફરતી મન બહુ હરતી હાર લીલીછમ ખીલી હો,
કાંટા ઢાંકી પાલી દાબી આગળ થઇ થઇ ધરતી હો.
શણગાર ઘેલી લટી રહેલી રસ રેલંતી ચામડીઓ,
પાલી વ્હાલી સૌથી કાલી રસ લેવા તલપાપડીઓ. ૩૫
મુખ શું અડતાં ઠંડક કરતાં મન મોહે રસ ગમતાં હો,
દૂર કરવા એ ન મન લગારે ભય જો ઠંડક કરતી હો.
ગરમ શીત કરે જન દુઃખ હરે, ઔષધ બિન વૈદવારૂઓ,
પંખી બોલે રંગ કલ્લોલે રસ ભર દૂધપાક લાડુઓ. ૩૬

**વિ.**—તમારા સરખા રસિકની સેવામાં તત્પર રહી કુદરત જાણે કંઇ પણ ઉણું આવવા ન દેતી હોય એમ જણાય છે. અને ભેગાં ભેગાં મનેપણ દૂધપાક લાડુ જમાડી સંતુષ્ટ કર્યો.

**ચે.**—( હાસ્યથી ) વયસ્ય ! લાંબી મુદતે મળ્યા એટલે ચાલે ? વળી વયસ્ય, જેનો આત્મા પ્રેમમય છે તે તો સર્વત્રજ રસમય છે. કેમકે સમગ્ર પ્રેમ વગર મનુષ્ય રસમય થઇ શકતો નથી. વળી જો આ—

લીલી લીલી રસમદ ખીલી શેલડી જો ઉભેલી
દેહે નિધિ અમૃતરસનો મુખથી જાય રેલી,
દાબી પીડે મન પુરણથી તેમ સૌ સ્વાદ ચાખે
કુંચા ત્યાગે નિરસજ થતાં ભૂખ જોતાં સુઝાગે. ૩૭

**વિ.**—તમે તો હદ વાળી !

ચનથન નચાવી સૂ સૂ ડચ્ ડચ્ બેલાવે
એ રંગના ક્યાં ભૂલો લ્હાવો—મારૂં. ૫૨
બાળક આપણ અહિં ખરાં છે
મિથ્યા જાણી રહો શિદને વરાંસે—મારૂં. ૫૩

ચે—(હસી પડતાં) હું બાળકનો તે ઠીક શોક ટાળ્યો.

વિ—(મલકાતો મલકાતો) ટાળિએ નહિ તો સાથે રહેલા ક્રમના શું ?

ચે—વયસ્ય, ફરી એકવાર કંઇ ચતુરતારસનું કહે.

વિ—(મોં મલકાવી, માથું ઉંચું નીચું કરી શીરથીજ જાણે ટચકારી દેતો) ત્યારે તેમ. બ્રાહ્મણ ભાઇને વાર શી ?

હૅયના છોડી પીત વસ્ત્રોમાં રવિ જુઓ જાતો શું વેગે !
મળવા ભાર્યા ઉદધિ દ્વારે દઇ નાસે કેવો પ્રેમે એ !
વળી ધેનુ હાંકલી ફાંફિલી ઘર ધાયે વત્સો મેળાપે
બેંસો નાદે પ્રેમ પૂરી ગોપો ગૃહ ભાર્યા આનંદે યાચે. ૫૪

વયસ્ય ! હવે મારો વારો ચૂક્યો, અને ભંડોલે ખૂટ્યો, માટે તમો કંઇ કહો તો ઠીક !

ચે—ચાલ ત્યારે, તારી મરજી સાચવું. પણ વયસ્ય ! પ્રેમ સ્વરૂપ તને પણ ઠીક જ્ઞાન જણાય છે.

વિ—એ તો હમારી અસલ વિદ્યા છે.

ચે—હા હા ! હું ભૂલ્યો. એનું ખરૂં સ્વરૂપ પ્રકાશનાર મહર્ષિઓ ના (કિંચિત્ કાળ શાંત રહી) વયસ્ય ! જોઇ આ જળ લીલાઃ-

સ્થિર ગંભીર શું દર્પણે દાખવે, ચંચળા વૃત્તિ બિંબો ખરી ધારતી
ભિન્ન વિચિત્ર ચિત્રી સહુ રંગને, અંગ જે કલ્પના ખૂબી તે આપતી
ભક્તિ શુદ્ધિ રસો દેવના સ્થાન જે, અબ્જને વૃક્ષ પત્રે વિકાસે ખરાં
બાલ્યે મૂર્તના રંગ અંગો કરી જો સહુ સાથિઆ અંશુ દેહે ધર્યા. ૫૫

વળી જો ! આ સંધ્યા સમય શું સૂચવે છે ?

અનિલ થિર કરંતે સૂર્ય અસ્તાંગ થાતાં,
પશુ પંખી ગૃહ જાઇ કાર્ય વિરામ ખાતાં
નવ વર્ષ નીર સેહ્ર જાય વેગેજ વ્હીતાં
ઋષિ નનુજ મળી સૌ સ્નાન સંધ્યા કરંતા. ૫૬

વળી.

પ્રવૃત્તિ દિન અખિલ કરી, નિવૃત્તિ પ્રાણી સહુ મનથી ચ્હાય
કાળ પણ કર્મ થાકતાં લય પ્રલય કરી કરી વિરામ ખાય. ૫૭

માટે,

વંદન કરૂં સંધ્યા તને રવિ પણ પડતો પાય
ઉગ્ર પ્રવૃત્તિ નિવૃત્ત કરે સમાધિ રસ સહુ ખાય. ૫૮
વંદન શાંતિસમયને પ્રેમ દે હૃદય વાસ
સ્થિરતા ક્ષમતા વંદન સહુ ફરી વળ્યાં ચોપાસ. ૫૯

પણ વયસ્ય ! તું તો સંધ્યાવંદન કરતો નથી.

**વિ.**—ઉપાધિમાં પડેલા એટલે વેળા કવેળા થાય. વળી તેં સરખાના પાસમાં પડેલા, મોટે લૂમકે વળગેલા, એટલે હમારૂં પુરાતની પણ ખોયું અને હજી ખોવાના.

**ચો.**—મોટો લૂમકો શું ?

**વિ.**—હમો બ્રાહ્મણને બીજો શું ? વેદાંત કે મોટાની સંગત.

**ચો.**—કેમ ! શું એ અધમ કે ખોટાં છે?

**વિ.**—ના, તેમ તો નથી પણ પ્રવૃત્તિ યુક્ત ઉપાધિમાં એમની ઉચ્ચતા હમ સરખા લોભ મોહાદિકની સંકુચિત વૃત્તિવાળાથી જળવાય નહિ. જેથી હમારૂં ભક્તિનું તાન અને સ્થિતિનું જ્ઞાન મોળા પડી ગુમાવી દઇએ. એટલે હમમે તો લેને ગઇ પૂત અને ખોઇ આવી ખસમ એવું છે.

**ચો.**—હા એ ખરૂં છે. દરેકે પોતાનું માપ જોઇ પતંગની માફક તુટી ન પડતાં દરેક પગલું વિચાર કરી ભરવાની જરૂર છે.

**વિ.**—ત્યારે તો હું પણ આવ્યો આવ્યો તીર્થે સંધ્યા બાંધી લઉં. વયસ્ય ! થોડોવાર કુદરત લહર લેજો, હું હવણાં અર્ધ્ય આપી થોડા સરસ્વતી જપ કરી આવું.

(જાય છે.)

**ચો.**—(એકલો) આહા ! બ્રાહ્મણની સંધ્યાવંદનધમાલ કેવો આનંદ આપી રહી છે ! આસનારૂઢ એ, કેવા કર્મનિરત ભક્તિભાવ પ્રેરે છે ! અહો ભક્તિ ! તારો શું મહિમા !

ભક્તિ પ્રેમજ પત્નીં તું થઇ રહી અંગે ખીલી દીપતી !
ફૂલી ફાલીં વધી રસે રંગ દઇ, ઐક્યે શું તું ઓપતી !
શ્રદ્ધા વંદન ચિંતને મન ધરે, ઉર્મિતને પ્રેરતી
પ્રેરેલી દૃઢભાવનાં ન પડતાં, આનંદમાં વાધતી. ૬૦

(એવે દેવાલય વિગેરેની અવ્યવસ્થિત દશાપર નજર પડતાં) પણ અરેરે !!! શુ ભવિતવ્યતા ! આ દેવાલય સ્થિતિ, તટસ્થિતિ અને બ્રાહ્મણની દીનતા

શું સૂચન કરે છે! અરે કાળ! તું કોઇનેય પણ છોડતો નથી!

કેવો દીસે !!! ભક્ષ વિકાળ તારે
ના છોડે તું! કોઇ જોતાં વિચારે
દોષો શું? તું મુખસો દોડી આવે
પાળી આજ્ઞા કર્મ સત્તા બજાવે. ૬૧

અરેરે !!! એમ છતાં પણ ધર્મ, શૌર્ય, પ્રેમ, દઢતા, ધૈર્ય સર્વ ધૂળ! આ સ્થિતિ કયા પ્રેમી મનુષ્યનું હૃદય ભેદન કર્યા વિના રહે? હોય! કાળે એનો પણ ક્ષય છે. માટે શાંતિમાં અવલોકન કરવું એજ કર્તવ્ય છે. હે શાંતિ! તુંજ સર્વત્ર વિજયવતી ભવ !!

(એટલે વિદૂષક આવી)

**વિ.**—વયસ્ય! હવે આપણે જઇશું.

**ચે.**—હા, પણ શ્રી શંકરનાં દર્શણ કરતા જઇએ.

**વિ.**—હા, એતો હું ભૂલ્યો! સંધ્યાવંદન પછી દર્શણ કરવાં જોઇએ. ચાલો ત્યારે.

(જાય છે.)

( દેવલમાં પેસતાં પેસતાં મોટેથી ).

**ॐ नमः शंकराय मयस्कराय**
**ॐ नमः शिवाय महादेवाय**
**ॐ भुः ॐ भुवः ॐ स्वः शंभू शंभू॥**

(સહજ ધીમો પડીને)

શંભૂ ભોળા શંભૂ ભોળા શુણો વિનંતિ મારી
યાચું દેવા યાચું દેવા થાઉં કાંઇ આભારી
રાજા છતી દેશો મારા છૈયાં ભેળા શું થાશું?
તૃષ્ણા એ મીટાડો મારી એઠા ગુણો ગાશું. ૬૨

**ચે.**—(મનમાં).

શિવ શિવ હું નમું તું ગુણ ગાઇજ તારા
પ્રસરી અવનિ જોઉં જ્યોતની કિર્ણધારા
નહિ નહિ કદિ જાણું ભાવના ભેદ દેવા!
અખિલ અરપું મારાં કર્મ જે તુંજ સેવા. ૬૩

(વિદૂષકને) (પ્રકાશ) ચાલો. હવે પરવાર્યા. પણ વયસ્ય! હજી તું

સ્વાર્થવૃત્તિ નહિ ભૂલ્યો ?

**વિ.**—ફળ પ્રાપ્તિ તો હમારો કુલ ધર્મ છે.

**યો.**—શું એ લાલસા છૂટે નહિ ?

**વિ.**—ત્યારે તો સાક્ષાત્ શંકર હતે.

(પૂર્વાભિમુખદ્વારે નિકળતાં)

વયસ્ય ! આ ચંદ્રોદયનાં તો દર્શણ કરો ! જુઓ તો ખરા ! એ,

શ્રમ લઇ લઈ કાર્યે કેવો શશિ પ્રિય ઉગતો !
શિથિલ થઇ એ કર્તવ્યે શું કદિ ક્ષીણ ઝાંખતો ?
અમૃત રસ એ પ્રેમી પીવા સહુંજ તલ્પી રહે
પ્રિયરમણશું આશે આશે નિશા રસમાં વહે. ૬૪

**યો.**—વયસ્ય ! એ મારા લક્ષ્ય બહાર નથી. તું સંધ્યાવંદનમાં હતો ત્યારે મારી કલ્પના કુદરતે એ તરફજ પ્રેરી હતી. પણ સમય પૂરાયા વિના ક્ષીણતા જતી નથી.

**વિ.**—તમો તો સર્વજ્ઞ અને સર્વ ગ્રાહિ છો એટલે વિશેષ કહેવાની જરૂર રહેતી નથી. જોકે મારૂં મન તો અકળાતું હતું પણ ખુલાસો સહજ થઇ ગયો.

**યો.**—હા. વયસ્યના તો એજ ભૂષણ અને ધર્મ છે.

(આગળ ચાલતાં ચાલતાં)

**વિ.**—(ગભરાટમાં) ખાધો રે મહારાજ !

**યો.**—વયસ્ય ! શું છે ? શું છે ?

**વિ.**—(શાંત થતાં) કંઇ નહિ; કંઇ નહિ. એતો સહજ સર્પ ભ્રમણા થઇ હતી.

**યો.**—તેમાં આટલોબધો બાવરો અને બ્હીકણ શાને બની રહ્યો ?

**વિ.**—કેમ નહિ ? જઇએ તો બાયડી છોકરાં ?

**યો.**—વયસ્ય ! આગળ તો બોધ આપતો હતો. હિમત અને દૃઢતા તો આજ કે ? એપ્રમાણે ભવિષ્યમાં શું કરીશ ?

**વિ.**—(શરમિંદો પડી) એથી વિશેષ બ્રાહ્મણ ભાઇ શું કરે ? હમારૂં તો બોધ આપવાનું કામ, કરી બતાવવાનું નહિં.

**યો.**—આગળના આર્ય મહર્ષિ તો એવા નહતા.

**વિ.**—ત્યારેજ આ સ્થિતિ.

(એટલે મુકામ આવવાથી).

હું તો હવે થાકયો પાકયો સૂઇ જઇશ. સંધ્યા કરેલી છે. અને

ખાવું તો છે નહિ.

**ચે.**—કેમ ખાવું નથી ?

**વિ.**—બેવાર દૂધપાક લાડૂ મળ્યા પછી પેટ કે પાલાં.

**ચે.**—(હસતાં) વયસ્ય ઠીક ! તારાં સ્મરણશક્તિ અને રસ વિચિત્ર છે.

( એમ કહી હસતાં હસતાં ગૃહ પ્રવેશ કરે છે )

**વિ.**—ત્યારેજ રડતાને હસતા કરી ઘર લાવ્યો.

**ચે.**—ના કહેવાય !

---

# પ્રવેશ ૩.

**સ્થળ—ગૃહ પાછળ ઉદ્યાન ચોક.**

**રસિક.**—સુવાસિત પુષ્પમાળા પહેલવહેલી સ્વામિકંઠારોપિત બિરાજેલી નિરીક્ષણ કરી હૃદય આનંદ ઇચ્છું છું.

**ચે.**—(હર્ષયુક્ત) અહા ! કેવી મનોહર અને સુગંધીમય છે ! પુષ્પ અનુક્રમ અને ગુંથણી કેવાં આકર્ષણ કરે છે ! અંતરે રહેલા દડાની રચના કેવી આનંદનીય છે ! કવિઓ ! એનું શું વર્ણન કરી શકો ? કોઇ સૂર્યાકૃતિનો, તો કોઈ અર્ધચંદ્રાકૃતિનો, તો કોઇ શિવાકૃતિનો, તો કોઇ ઉર્વશી કે રંભાને પણ લજાવે એવી મુખાકૃતિનો ! કવિઓ ! તમારી કલ્પના કયાં દોડાવશો ?

મનહરણ તું માળા પ્રિયે ! શું આ રૂપ દીસતું !
શિવસુર બીજા જાણે આવ્યે શું મંડળ દીપતું !
વિવિધ રંગનાં અર્પ્યાં જોઉં શું અર્ધ્ય હું આ સમે
કૃતિ અવનવી ભાળી ભાળી ન છોડવી એ ગમે. ૬૧

પ્રિયે ! એ કોણે બનાવી ?

**રસિક.**—(મંદ મંદ હાસ્યે) તમારી સહગામિનીએ.

**ચે.**—(એકી નજરે સન્મુખ દૃષ્ટિ રાખી)

શું પ્રિયા ! તેં ? એ તું કયારે શીખી ?

પુષ્પ કરતાં પણ કોમળ હસ્તને ગુંથણીના વિકટ કાર્યમાં આનંદ લેવાનું મન કયાંથી થયું ?

**રસિક.**—નવરાસનો વખત આળસમાં નકામો ન કાઢતાં કંઇ કાર્યમાં આનંદ લેવા મનોવૃત્તિ કેળવવા હું વિશેપ કાળજી રાખતી

આવી છું. આગલા વૈભવમાં એ માટે અવકાશ પણ નહિ. અને તૈયાર માળા આવતી એટલે દરકાર પણ નહિ. પણ તે સુખ ગયેલું જોવાથી સ્વામિનાથને અહિંઆં ઉણું ન આવે એ વિચાર ઝટ પ્રવેશ થયો. જેથી તમે બહાર બીજા કાર્યમાં રોકાતા ત્યારે હું એ શીખવામાં, યુક્તિ પ્રયુક્તિઓ શોધવામાં મારો કાળ નિર્ગમન કરતી. તે આજે મારો પ્રયાસ સફળ થયો છે. હવે મારા આનંદનો પાર રહ્યો નથી. માટે પ્રિયાની પ્રિયકૃતિ ગ્રહણ કરો.

(એમ કહી મંદ મંદ હાસ્યથી ગળામાં આરોપે છે)

**યો.**– હવે તારી મનકામના તૃપ્ત થઇ ?

**રસિક.**—(સ્મિત વદને) તેમાં શું નવાઇ ? અહા ! કેવું સુંદર શરીર દીપી નિકળ્યું છે !

સુંદર કેવાં દીપી રહ્યાં ! પ્રિય; હસી તન વદન
વિષ્ણુ જાણે ગ્રહી લઇ લક્ષ્મી શું કમળ પૂંજન ! ૬૬

અહા ! તમારૂં ચિત્ત એમાં કેવું તન્મય થઇ રહ્યું છે ! પણ માળા રૂપી પ્રિયાના તાનમાં જૂની પ્રિયાને ભૂલતા નહિ ?

**યો.**—(કંઠાલિંગન કરી ચંદ્રરસ પીતાં) પ્રિયે ! એ શું બોલી ? તારી માળા તનેજ વિશેષ શોભે છે. (એમ કહી રસિકને કંઠે આરોપે છે.) હવે કોની ઇર્ષ્યા કરીશ ?

**રસિક.**—(માળા પાછી કાઢી) પ્રિય ! એ તો મારૂં હાસ્ય છે. એ તો તમનેજ શોભે છે. (એમ કહી ફરી આરોપતાં)

શોભે તમને, શોભે તમને, એ તો તમને શોભેરે
સ્વામિશોભા નિરખી નિરખી રહું હું આનંદ લોભેરે. ૬૭

(અટકી પડી રસમય દૃષ્ટિથી સન્મુખ જોઇ રહે છે)

**યો.**—પછી શું ?

**રસિક.**– હજી "પછી શું" ? આ કંઇ થોડું છે ?

**યો.**—ચાલ ત્યારે તારૂં કહ્યું કરૂં. પણ હવે ઇર્ષ્યા કરીશ નહિ. કેમકે તારી કૃતિ વિશેષ પ્રિય છે.

**રસિક.**—ત્યારે હું તો નહિજ કે ?

**યો.**—તું એથી વિશેષ હોય તેમાં શું નવાઇ ?

**રસિક.**—એટલે કે માળા અને હું બન્નો પ્રિય છઇએ. અત્યાર સુધી હું ઉપમારહિત હતી. હવે એ યુક્ત થઇ છું.

**યો.**--તારો વિનોદ ચંદ્રામૃત જેટલોજ મધુર, રસમય અને

લલચાવનારો છે.

**રસિક.**--(સન્મુખ દૃષ્ટિ માંડી રાખતા) પ્રિય ! ત્યાર આજે ચંદ્ર શીતળ છતાં વિશેષ ઉષ્ણ કેમ દીસે છે ?

**યો.**—મને પણ કંઇક અવુંનવુંજ દેખાય છે. પણ એ ચંદ્રનુ કારણ ન હોય. મિત્રના સંગમાં પણ વિચિત્રતાની ઉછળતી પ્રભાનોજ પ્રવાહ જણાતો હતો.

**રસિક.**—તમારૂં કહેવું ખરૂં પણ હોય. કેમકે પ્રેમાકર્ષિત વૃત્તિઓના ઘર્ષણથી ઉત્પન્ન થયેલી ઉગ્રતાનું પણ કદાચ કાર્ય હોય.

**યો.**—પ્રેમાવૃત્તિ સંતોષ વિચિત્ર છે.

જડ ચૈતન્ય દિસે સર્વ ઘેરાયું એણે
એકજ નિત્ય સુખ દુઃખો શું છે પ્રભાવ જેને,
નહિ કદિ ઐકયતા વિન એ સંતોષ પામે
જ્ઞાની પ્રવાસી રસ સ્વાદ એક એ વખાણે. ૬૮

વળી,

ચેષ્ટા કપી બાળ કરી શું લે છે
પ્રાણી બીજાં જો રીતિ એજ દે છે
નાનેથી મોટાં વળી જો શું પ્રાણી
સંસારમાં પ્રેમ લીએજ તાણી. ૬૯

**રસિક.**—ત્યારે પ્રેમની નિંદા કેમ ?

**યો.**—કોઇ પણ કાળે પ્રેમની નિંદા તો હોયજ નહિ. નિંદા તો મોહ માયા કે આસક્તિનીજ હોય.

સાત્વિક શુદ્ધ પ્રેમના, પયરસમાં ન્હાવા સમૂહ અવનિ પળાય
મોહ માયા લવણ તજે આનંદ ઉમંગ લઇ લઇ ન ધરાય. ૭૦

**રસિક.**—આપણને પણ સ્નાનનો વખત થયો હોય એમ જણાય છે.

**યો.**—ચાલો ત્યારે.

(ઉઠી ચાલતાં ચાલતાં)

પ્રેમે લીન થયું દિસે જગત આ, વર્ણ્યો ખરો વેદમાં
નાના ભેદથકો લહે જીવ સહુ, પીવા રસો તેજમાં
યોગી ધ્યાન, ન, એહના રસવિના, ખેડી લીધો કષ્ટથી
સ્થાને યોગ્ય ગતિ વધી શિવ ગતિ દો શ્રેષ્ટ જે સર્વથી. ૭૧

**ઇતિ તત્વપોષણ નામે પ્રથમ અંક સંપૂર્ણ.**

# અંક ૨

## પ્રવેશ ૧

### અભયસિંહ, શાંતિરામજી, વટેમાર્ગુ વિગેરે.

**અભ.**—શાંતિરામજી ! યોગેંદ્રનો હજી પત્તો નથી.

શોધ્યાં ગુફા ગિરિ નદીજ નાળુ
જાત્રાળુ સાધુ સંત યૂથ ભાળ્યું
દીક્ષા ધરી તીર્થ સહુ ફરીએ
યોગેંદ્ર વિના ન કદિ ઠરીએ. ૭૨

વળી,

નગર નગર ઢૂંડી નાગરિકો સુજોયા
નહિ નહિ જડી કાંઇ ભાળ યોગેંદ્ર ખોયા;
અફળ ફળ ન થાયે કાર્ય શુદ્ધિ રહ્યું જે
વિફળ શ્રમ જશે શું ? દીસતું એ હવે તે. ૭૩

**શાં.**—અભયસિંહજી ! એમ નિરાશ થવાનું કારણ નથી.

દૃઢતા કિંણુ ખીલે જ્યાં, વાંસના સિદ્ધિ થાય ત્યાં
વિલંબે ધૈર્ય ના મૂજે, શ્રદ્ધા શુદ્ધિ ખંતો ફળે. ૭૪

**અભ.**—શાંતિરામજી ! એ તો ખરૂં પણઃ—

હશે કેવી સ્થિતિ ? દિન નિરગમી કયાંય કરતા !
ન જાણું શાથી એ સદ્ગુણ પુંકે કાળ ભમતા !
અરેરે !!! તારાં શું પ્રબળ પ્રવૃત્તિ નીચ ફળતાં !
ન કો શાંતિ પામે અભય ખસતાં રૂપ ફરતાં ! ૭૫

**શાં.**—અભયસિંહજી ! આવા ઉદ્ગારનું કાંઇ કારણ નથી. કેમકેઃ—

સંચિત ભોગવ્યા વિના ન છૂટકો કદિ ખરો
હશે લલાટ જે લખ્યું ધરો શું શોક ખર્ખરો ?
છતાં સુક્રિયમાણ જે, કર્તવ્ય શું જઇ કરે
સ્થિતિ ભૂલે, સંગે; ઉરે ઉમંગ આનંદો ભરે. ૭૬

વળી,

સંગે રહે સહચરો, ભક્તિ રસિક સદા અવલંબન કરી
રસિક રસ દેત નિર્ભર ઉચ્ચ ગુણ પયે રસબસ કરી કરી. ૭૭

**અભ.**—એ ગમે તેમ હો ! પણઃ—

ઘટયું હા ! શું, સમૂહ તત્વ ! છોડી જાવું ?

ના જાણ્યું ! સુખ, ગુણ સેવી શું ય ખાતું ?
ધિક્ ધિક્‌રે ! ! નીચ તત્ત્વ શૈલી જે તમારી !
એકેકે પતન ! શું જ્યાં સમૂહ ભારી ! ૭૮

શાંતિરામજી ! એથી પણ અધિક હવે તો નવા વા **સ્વતંત્રતાનું** જોર ઘણું વધી ગયું જણાય છે. **સ્વતંત્રતા** અને **સમાનતાની** ઉથલ પાથલ અને મારામારી સાંભળીએ છીએ. શું એનું પરિણામ સારૂં આવશે ? વળી રાજા વિના રાજ્ય તે હોય ?

**શાં.**—અભયસિંહજી ! શંકા ખરી એ છે અને ખોટી એ છે.

**અભ.**—હું તો એ બાબતપર વિચાર કરી કરી થાક્યો પણ મારી તો અકલ ચાલતી નથી. અને કંઇ સૂઝતું નથી. બધું ઘોટાળા જેવું લાગે છે.

**શાં.**—હા ખરૂં છે. કેમકેઃ—

સૃષ્ટિક્રમ એવા દીસે રૂપ ભાતા
સૌંદર્ય સુઝાંખે ભાવો ન કળાતા
ખીલ્યાં દઢ કિર્ણો ક્રિયા ચિત્ત સેવે
ભોગી રસ લેતા દેતાજ સુટેવે. ૭૯

**અભ.**—એમાં તો હું ગુંચવાયો માટે સમજાવો.

**શાં.**—"**સ્વતંત્રતા**" અને **સમાનતા** એ ગુણાતીત મોક્ષ સાધન છે. વ્યવહારમાં એનો અનર્થ થઇ ગેરઉપયોગ થાય છે. એ બન્નેનાં પરિણામરૂપે ફળ રાજા વિનાનું રાજ્ય. કેમકે અહંકારથી જીવ રાજા છે અને તે આત્મામાં વિલીન થતાં આત્માનોજ સર્વત્ર એકજ, **સમાન** અને **સ્વતંત્ર** પ્રકાશ રહે છે.

**અભ.**—આ તો તમો શાસ્ત્ર કે વેદાંતપર ગયા. એ તો કાંઇ હમે જોયું નથી. જેથી હમારી બુદ્ધિ એમાં ચાલે નહિ, અને સમજ પણ પડે નહિ.

**શાં.**—હા, પણ મૂળ થડ જાણ્યા વગર ચોકસ સમજ પડે નહિ માટે બતાવી ગયો.

**અભ.**—ત્યારે તો ઠીક.

**શાં.**—ચર્ચામાં અને ચર્ચામાં માર્ગ ભૂલીશું. (એટલે વટેમાર્ગુને આવતો જોઇ) પેલું કોણ આવે છે ? એને પૂછીએ કે નજીક કયું ગામ છે

(સમીપ થતાં)

**અભ.**—રે રે પાન્થ ! નજીક કયું ગામ છે ?

**પાન્થ.**—ન્યગ્રોધપુર.

**શાં.**—મુસાફરની સવડતા માટે ત્યાં યોગ્ય સ્થળ છે ?

**પાન્થ.**—હા. તળાવ, ધર્મશાળા, શિવાલય વિગેરે રચના ઠીક છે. સંન્યાસી સાધુ સંત વિગેરે ઘણાંને આશ્રમસ્થાન છે.

**અભ.**—કેટલેક દૂર છે ?

**પાન્થ.**—અર્ધોએક કોશ.

**શાં.**—(અભયસિંહને) ત્યારે તો સહજ ઉતાવળ કરો. મુકામની વ્યવસ્થા કરી ગામમાં જઇ ટેલ નાંખી ભિક્ષા લાવો જેથી યોગેંદ્રની પણ ભાળ જડે.

**અભ.**—હા, પણ,

આશા શીં હવેરે
યોગેંદ્ર જડે જે
ત્રૂટે શું હવે એ !
શોધો ન ફળેરે ! ૮૦

**શાં.**—અભયસિંહજી ! આશા છોડો નહિ. આપણને યોગેંદ્ર અહિયાં નક્કી પ્રાપ્ત થશે. કેમકેઃ—

ફરકર ફરકીને અંગ મારૂં હર્ષે છે
ઉછળી ઉછળી હૃદે સ્વામિઆનંદ લે છે
ધસી ધસી મન હોંસી પ્રેમ પીવા તર્પે છે
નક્કી નક્કી તન ધારે યોગ આજે ખરો છે ! ૮૧

**અભ.**—ઇશ્વર કરેને વાણી કાર્ય ફળદાહો. (સંયોગાનંદ અનુભવતો હોય એમ સ્વગત)

જોશું જ્યારે યોગેંદ્ર ચિત્ત વૃત્તિ મમ સ્થિર થઇ ઠરશે
જીતી સહુ ભય માર્ગો મમ નામ રૂપ ફળ જન નિત્ય મળશે. ૮૨

(એટલે બીજા પાન્થપર નજર પડતાં વિચારમાંથી જાગૃત થઇ) (પ્રકાશ) અરે ભાઇ ! આ ગામ કયું ?

**પાન્થ.**—ન્યગ્રોધપુર.

**અભ.**—તળાવ ધર્મશાળાનો માર્ગ કયો ?

**પાન્થ.**—સહજ આગળ ચાલશો કે દેવલ નજરે પડશે તેજ એ.

(તળાવપર આવી પહોંચતાં)

**અભ.**—સ્થળ તો અનુકૂળ જણાય છે. રચનાં પણ મનહર છે.

**શાં.**—હા એજ આપણા મનોરથ પૂર્ણ થવાનાં શુભ ચિન્હ છે.

(એમ બોલતાં બોલતાં ધર્મશાળામાં પ્રવેશ કરે છે અને સહજ આરામ લેવા બેઠા એટલે)

**અભ.**—શાંતિરામજી ! તમારી વાક્યસિદ્ધિ સફળ થઇ જણાય છે!

**શાં.**—શાપરથી ?

**અભ.**—જુઓ! પેલા વિપ્ર વયસ્ય સાથે ફરતા શું યોગેંદ્ર ન હોય?

**શાં.**—હોય પણ ખરા.

**અભ.**—એ ગામમાં ઘર તરફ જતા હોય એમ લાગે છે.

**શાં.**—ત્યારે તમો પણ પાછળ પાછળ ટેલ નાંખતા જાઓ અને ચર્ચા જોઇ ખાત્રી કરો.

**અભ.**—હા એમજ કરૂં.

(જાય છે.)

(આગળ જતાં ટેલ શરૂ કરે છે.)

યોગેંદ્ર યોગ સાધે જ્યાં, અભય શાંતિ ત્યાં રમે
ન જ્યાં એ તત્વ યોગેંદ્ર, મનોભાવ ન ત્યાં ઠરે. ૮૩

(ટેલ નાંખતાં નાખતાં લગભગ યોગેંદ્રના ગૃહ સમીપ જઇ પ્રહોંચે છે એટલે)

(ટેલ સાંભળી.)

**યો.**—(વિદૂષકને) વયસ્ય ! આ ટેલનો હેતુ શું હશે ? મને તો કંઇ સંકેતીક લાગે છે.

**વિ.**—હા. તપસ્વી પણ પરિચિત હોય એવી ભ્રમણા થાય છે.

**યો.**—(તપસ્વીને ફરી જોયા પછી) કદાચ ભ્રમણા ખરી પણ હોય !

**વિ.**—વયસ્ય ! કોણ હશે ?

**યો.**—કેમ કલ્પી શકાય ?

**વિ.**—(જરા વિચાર કરી) અભયસિંહ તો નહિ હોય ?

**યો.**—કેમ કહેવાય. એનો સંભવ અહિંયાં કયાંથી ?

**વિ.**—વયસ્ય, પાસે બોલાવીએ ?

**યો.**—હા. (તપસ્વીને) તપસ્વી ! નમઃ શિવાય.

**વિ.**—(તપસ્વીને) મહારાજ ! નમસ્કાર.

**અભ.**—કલ્યાણ ! કલ્યાણ !

**વિ.**—તપસ્વી મહારાજ ! કયાંથી પધારો છો ?

**અભ.**—હમે તો ફરતા ફરીએ. હમારૂં સ્થળ કયું ?

**વિ.**—કોઇ સંગે છે કે એકલાજ ?

**અભ.**—વડિલ ગુરૂ બંધુ સંગે છે.

**યો.**—મુકામ કયાં આગળ છે ?

**અભ.**—તળાવ ધર્મશાળા.

**યો.**—(વિદૂષકને) વયસ્ય, એને ભિક્ષા આપ.

**વિ.**—હા આપું છું. (તપસ્વીને) મહારાજ ! ટેલનો અર્થ શું ?

**અભ.**—અર્થ બીજો શું ? લોક કલ્યાણ.

**યો.**—અત્રે કયારે પધાર્યા ?

**અભ.**—મુકામ કરી ચાલ્યોજ આવું છું.

**યો.**—(વિદૂષકને) વયસ્ય ! વધુ ન રોકતાં મુખાકૃતિ અને વર્તન-પરથી પાત્ર જણાય છે માટે ભોજન લેવા નિમંત્રણ કરીશું.

**વિ.**—હા એમ કરીશું. ચાલો ત્યારે હું ભિક્ષા આપું.

(એમ કહી યથાવિધિ ભિક્ષા લાવી આપે છે એટલે)

**યો.**—તપસ્વી ! કાલ સહૂવારે ગુરૂબંધુસહિત ભોજન માટે પધા-રવા કૃપા કરશો.

**અભ.**—બંધુને પૂછયા વિના કહી શકાય નહિ. ગૃહસ્થને ત્યાં પાત્ર વિના ભોજન લેતા નથી.

**યો.**—ત્યારે પ્રાતઃકાળે હું વયસ્યને મોકલીશ.

**અભ.**—જેવી અનુકૂળતા.

**યો.**—(શિર નમાવી) નમઃશિવાય. વડિલ બંધુને પધારવા કહેશો.

**અભ.**—કલ્યાણ ! કલ્યાણ ! (એમ કહી ટેલ નાંખતો નાંખતો જાય છે) (માર્ગમાં સ્વગત) વ્હેમ હજી દૃઢ થયો નથી. પાત્ર જણાય છે. માટે શાંતિરામજીને નિમંત્રણ માન્ય રાખવા કહીશ. જેથી સંયોગમાં ચોકસ ખાત્રી થઇ જશે.

---

# પ્રવેશ ૨.

## સ્થળ—યોગેંદ્ર નિવાસગૃહ.

(પ્રાતઃકાળ થતાં વિદૂષકને મોટેથી બોલાવતાં)

**યો.**—વયસ્ય ! વયસ્ય !

**વિ.**—આ આવ્યો. (આવ્યા પછી) શું કહો ?

**યો.**—રાત્રી, ગત દિવસના તપસ્વી અને ટેલના વિચારમાંજ ગઇ.

ટેલના અર્થપર વિચાર કરતાં કરતાં જેનો તે પ્રસંગે અસંભવ લાગ્યો હતો તેનો સંભવ લાગ્યો. અભયસિંહ વિષેની તારી કલ્પના મને સત્ય ભાસે છે. અને વડિલ ગુરૂબંધુમાં ટેલ જોતાં શાંતિરામજ હોવા જોઇએ. માટે વયસ્ય! સત્વર થા અને જલદીથી તેમને નિમંત્રણ કરી લાવ. મારૂં મન અધીરૂં બની ગયું છે. કેમકેઃ—

આનંદ લેવા મન તર્વરે છે
સંભારી ક્રીડા શિશુ, ના ઠરે છે
ઉત્સંગ કૂદી બહુ હર્ષ પીધો
સંયોગ આવ્યે રંગ જાગી દીધો. ૮૪

માટે,

સત્વર વેગે થાતું તેડી વ્હેલો જઇ લાવરે
નયન નયન મિલાપે આનંદ ઝરણુ રસ સ્વાદ આપરે. ૮૫

**વિ.**—આથી તો હું પણ અધીરો અને ઉતાવળો બનું છું. કેમકેઃ—

અભય શાંતિ કદા મળશે ખરા
લહુ મનોરથ તો સહુએ સર્યા
હીન વિકાર જીતે દુખ સૌ હરે
સંગ મિલાપ કહો, રસ, ના ભરે? ૮૬

વયસ્ય! આ હું ચાલ્યો. અધીરા બનશો નહિ. હવણાં તેડી લાવું છું.

(જાય છે)

**યો.**—(ગયા પછી સ્વગત) આતો હજી કલ્પના માત્ર છે. કોણ હશે? મન કેમ ઘડીકમાં અધીરૂં, ઘડીકમાં ઉદાસી, ઘડીકમાં ઉત્સાહ અને ઉમંગમય, તો ઘડીકમાં અવર્ણનીય આનંદ રસમય, તરી નાચી રહે છે. આમછતાં શંકા કેમ હૃદયપર આઘાત કરી મુખ રંગરસ મ્લાન કરી દે છે? આવાદ્વિધામનો ભાવ કેમ? હું સમજી શકતો નથી! કંઇ કલ્પી શકતો નથી! ભાવિ શું હશે? બીજી બધી કલ્પના ભૂલાવી ભાવિ કલ્પનાજ જાણે હૃદય ઘેરી રહી હોય એમ જણાય છે! શું હશે? શું થશે?

(આવા વિચારામાં અને વિચારમાં યોગેંદ્ર વિદૂષકના આવવાની રાહ જોયા કરે છે)






# પ્રવેશ ૩.

## સ્થળ—તળાવ ધર્મશાળા.

(ધર્મશાળા પ્રવેશ કરતાં શાંતિરામને જોઇ)

**વિ.**—(સ્વગત)

હશે તર્ક કીધો વયસ્યે ખરો શું ?
તપસ્વી દિસે આ બીજા શાંતિ કેશું ?
હશે ભ્રાંતિ શું કે લહું કાર્ય સિદ્ધિ ?
ખરે હોય એ તો અહો વૃત્તિ ઋદ્ધિ ! ૮૭

કેમકે,

છોડયાં સ્નેહિ ખરે પ્રભુ શું મળવા કષ્ટાજ દીક્ષા લીધી
ત્યાગી વૈભવ રંગ મોહ સુખને માયા ઘણીશું કીધી ;
તીર્થે તીર્થ ફરી ફરી અટણથી શુદ્ધિ વળી મેળવી
કાર્યે સિદ્ધિ પર્યંત ના ઠરી ઇશે શું યોગ્યતા ઠેરવી! ૮૮

(પ્રકાશ) (હસ્ત જોડી) તપસ્વી મહારાજ ! નમસ્કાર. હમારા વયસ્યે પણ નમસ્કાર કહાવ્યા છે.

**શાં.**—કલ્યાણ ! કલ્યાણ !

**વિ.**—વિશેષ કહાવ્યું છે કે પ્રાતઃવિધિથી વિરામ પામે તપસ્વીને ભોજન માટે સત્વર નિમંત્રણ કરી લાવ. કેમકે જલદી આવેથી ભોજન કાળ પર્યંત સત્સમાગમનો લાભ પણ મળે. માટે હવે શી આજ્ઞા ?

**શાં.**—હમારો ગૃહસ્થને ત્યાં ભોજન લેવાનો નિયમ નથી. એથી હમારા તપને હાની પહોંચે.

**વિ.**—હમારા વયસ્ય પણ ગૃહસ્થ છતાં તપસ્વીજ છે. બાહ્ય ઉપાધિ યુક્ત દેખાય છે એજ માત્ર.

**અભ.**—હા. એમનું કહેવું ખરૂં લાગે છે. તેમની મુખમુદ્રા, વિનય, વિવેક, નમ્રતા અને આગતાસ્વાગતાથી તપસ્વીની નિર્મળતાના ગુણો તરી આવતા હતા. માટે એવા ગૃહસ્થ યોગીનો સમાગમ તપને હાની ન કરતાં વિશેષ ઉદ્દીપન કરનારો છે. માટે મારા સમજવા પ્રમાણે નિમંત્રણ માન્ય રાખવામાં હરકત નથી.

**શાં.**—ત્યારે તો પ્રાતઃવિધિથી પરવારી આવીએ. માટે કિંચિત્-કાળ બેસો.

**વિ.**—(હસ્ત જોડી) હા બહુ કૃપા કરી ! હું બેસું છું. (બેસે છે.)

(બેઠાં બેઠાં સ્વગત)

અહો તપ !

કેવો દિસે ઉચ્ચ પ્રભાવ તારો !
ક્લેશ ભવોના સહુ ટાળનારો !
શું શુદ્ધિ તેજો તપમાં રહ્યાં જે !
આકર્ષઇ પાય નમે જનો તે ! ૮૯

એ સાથે વળી આ દેવપૂજા ધામધૂમ ભક્તિભાવ ખીલવી કેવો આનંદ પ્રેરી રહી છે !

મૃદુ મૃદુ અહા !! ઘંટાનાદો હરે સહુ ઇન્દ્રિયો !
જય જય શિવા ધૂનિ ધ્યાને રમે મનવૃત્તિઓ !
તનનન થતાં આર્તિતાને વહે શું ય ઐકય આ ?
ધસીં ધસીં જઇ દેવે ભાવો શું આનંદ આવતા ! ૯૦

એમાં રસ પૂરતો હોય તેમ વળી,

હસી હસી ઉદયત બાળ સૂર્ય આ
ગ્રહી પૂંજા કુસુમ પૂંજારી દોડતા
મધુ મધુ અનિલ પ્રભાતનો વહે
ઉરે જતી ઠરીં કુણ શાંતિ ના લહે ? ૯૧

આ સહુ ફળ શાનાં ? હા હા ! ધર્મ ! એ સહુ તારોજ પ્રભાવ છે ! કેમકે:—

નિયમિત ગતિ ધર્મ તુંજ ? છે
અખિલ સમૂહ સુખાર્થી તું ભજે છે
અહહ ! વિન દંડે તું ભે ગણે છે
વિમુખ તું કુકીર્તિ દુઃખ દંડ લે છે. ૯૨

(એટલે તપસ્વીપર નજર પડતાં)

(પ્રકાશ) મહારાજ ! પરવાર્યા હોય તો જઇશું !

**શાં.**—હા ચાલો.

(ઉઠી સહુ ચાલવા માંડે છે)

(ચાલતાં ચાલતાં માર્ગમાં)

**વિ.**—મહારાજ ! આ સ્થળે કયાં સુધી નિવાસ કરવો ધાર્યો છે ?

**શાં.**—ભગવત ઇચ્છા.

**વિ.**—મહારાજ ! પ્રેમ વિચિત્ર છે.

**શાં.**—હા પ્રેમ વિના કંઇજ નથી. જુઓ:—

પ્રેમે સૃષ્ટિ ખડી ઉભી, પ્રેમે યોગી કરે લય
પ્રેમેજ જડ ચૈતન્ય, ન જ્યાં એ, જાણું વિલય. ૯૩

**વિ.**—(કંઇક ઉમળકામાં) મહારાજ ! યોગીને પ્રેમની જરૂર છે ત્યારે શાંતિ અને પ્રેમને કંઇ સંબંધ ખરો ?

**શાં.**—હા, સેવ્ય સેવકનો. જ્યાં પ્રેમ ત્યાં શાંતિએ સેવામાં હાજરજ રહેવું પડે. અને જ્યાં એમ નથી ત્યાં પ્રેમભાવના થાય નહિ.

**વિ.**—ત્યારે મહારાજ ! અભયને શું સંબંધ ?

**શાં.**—જ્યાં સર્વત્ર પ્રેમ છે ત્યાં ભય શું ? સર્વ અભયજ છે.

**વિ.**—(આશ્ચર્યયુક્ત હર્ષથી) અહા ! કેવો ઉચ્ચરસ એકસરખી રીતે જળવાયલો છે !

**શાં.**—એ તો સાધારણ છે. એમાં આશ્ચર્ય શું ?

**વિ.**—મને તો આશ્ચર્ય અને આનંદ બન્નો લાગ્યાં.

(એટલે મુકામ આગળ આવી રહે છે)

---

# પ્રવેશ ૪.

( યોગેંદ્ર આંગણું જોતાં )

**શાં.**—(સ્વગત)

મધુ મધુ હર્ષ દેત રચના, સ્વચ્છ અંગણુ ખૂબી નિરખે.
ધૂલિ હરી નીર સોડ ધરતાં પરિશ્વંગ ઉમંગ રંગ દે
મૃગમદને વિલેપ ઉજળા, રંગ કેસુર જોઉં અંગણું !
કુસુમ ગુલાબ જાઇ જૂંઇ સૌ, રસ દે રતિ પ્રેમ યોગ શું ! ૯૪

આહા ! કેવો આનંદ વ્યાપી રહ્યો છે ! કેમકે,

હરી હરી જાય લીલા શું ચિત્તડું !
ભૂલું ભલું ભાન શું સુખ મીઠડું !
વિભૂતિ રાજ્યો સુખમાં ન દીઠડું
ગૃહસ્થ તેં ચિત્ત હરે શું કીધડું ! ૯૫

અરે હા ! પણ ખરૂ છે કે,

સુખ નહિ કદિ સમાયું, ગૌરવમાં કે વિભૂતિતણા ગર્વે
દુઃખ નહિ વિપદ્ લાવ્યું, પણ જઇ રહ્યું ખરે વિપદ્ વિશાદે. ૯૬

કેમકે,

ઉપાધિ કોઇ ના પીડે, સમાનતા હરી રહે

(બેઠાં બેઠાં સ્વગત)

અહો તપ !

ફ્રેવો દિસે ઉચ્ચ પ્રભાવ તારો !
ક્લેશ ભવોના સહુ ટાળનારો !
શું શુદ્ધિ તેજો તપમાં રહ્યાં જે !
આકર્ષ્યા પાય તમે જનો તે ! ૯૮

(યોગેંદ્ર ઉઠી સન્મુખ જતાં)

... (ગદ્ ગદ્ કંઠે) અહો સુજ્ઞસ્નેહિ તપસ્વિ ! તમો અહિં પણ ખરા ! પ્રેમાવેશ, પ્રેમાકર્ષિત સ્નેહિને વક્ષસ્થળમાં લેવા, તલ્પી રહ્યોછે. (એમ કહી ભેટતાં)

ઉછળી ઉછળી દોડી વારી શશીપય શાંતિ દે
પીગળી પીગળી પ્રેમી તેજે ધસે હિમ બદ્ધ જે
હૃદયપય જે ઘેરાયેલું વહે રસ રેલમાં
લદબદ થઈ, વારી નિધિ–ઠરે હિમ–શાંતિમાં. ૯૯

કેમકે,

હતો પિતુ આશ્રે સમય પલમાં તે વહી ગયો
રમ્યો લાડે પૂરે અભયરસશાંતિભર વહ્યો
ગયા તે કાળે તો ફરી ફરી મળે આશ ધરતો
અહિં આવ્યા જોઇ રંગ શિશુ કહો શું ન ઠરતો ? ૧૦૦

તમારાં આગમનથી અહા કેવો આનંદ થઇ રહ્યો છે ! (વિદૂષકને) વયસ્ય ! પેલાં દર્ભાસન અહિં લાવ. (વિદૂષક લાવ્યા પછી) સ્નેહિઓ ! બેસો. (સહુ બેસી જાય છે)

(બેઠા પછી)

પણ આહા !

આવી મળિઆ આહિં, પ્રયાસ તો મન તન બહુ કરી કરી
લીધાં ના મન કષ્ટો, આનંદ શું હું વદું આજ ફરી ફરી ! ૧૦૧

**શાં.**—યોગેંદ્ર સ્થાનચ્યુતસમયથી "નિદ્રા એ શું ?" મુદ્દલ જાણ્યું નથી. કેમકે,

શોધી શોધી અટણ કરતાં ચિત્ત યોગેંદ્ર દીધું
લાવી યાદે સંગી સમયને ચિંતને સુખ લીધું
શુદ્ધિ ભાવો નિશદિન વહે, કાર્ય સિદ્ધિ ઠરીતો

પ્રેમે સૃષ્ટિ ખડી ઉભી, પ્રેમે યોગી કરે લય
પ્રેમેજ જડ ચૈતન્ય, ન જ્યાં એ, જાણું વિલય. ૯૩

**વિ.**—(કંઇક ઉમળકામાં) મહારાજ ! યોગીને પ્રેમની જરૂર છે ત્યારે શાંતિ અને પ્રેમને કંઇ સંબંધ ખરો ?

**શાં.**—હા, સેવ્ય સેવકનો. જ્યાં પ્રેમ ત્યાં શાંતિએ સેવામાં હાજરજ રહેવું પડે. અને જ્યાં એમ નથી ત્યાં પ્રેમભાવના શાંત નહિ ... ભાવનાના ફળપ્રાપ્તિરૂપ શાંતિ અને અભય સેવામાં હાજર નહિ થઇ રહેવું એતો અનિવાર્ય છે.

સાગર તો નહિ કદિ, સંયોગ નદી ચિંતન હૃદે ધરતો
માર્ગ ખણી ખોદી સદા, ઠરૂં સમુદ્રનીર ભાવ નદી ઉછળતો. ૧૦૩

**યો.**—એજ ઉચ્ચતત્વોની મહાનુભાવતા બતાવે છે.

**શાં.**—એ મહાનુભાવતા કહેવાય નહિ. એતો સામાન્ય ધર્મ છે. એ તમને સેવે છે માટે હે યોગેંદ્ર ! નેતાને યોગ્ય માર્ગ દર્શાવો.

**યો.**—એવી આરક્ત સેવકભાવનાથી સેવ્યભાવના જૂદી હોતી નથી. માટે યોગ્ય સૂચનને બાધ નહોતાં એતો ઉલટું સંબંધ આનંદની અભિવૃદ્ધિ કરે છે.

**શાં.**—ત્યારે તો કર્તવ્યપરાયણતાની આવશ્યકતા છે.

**યો.**—કયાં કર્તવ્યની ?

**શાં.**—શાંતિ અને અભય સ્થાપિત કરવા જોઇતાં કર્તવ્યની.

**યો.**—કેવી રીતે ?

**શાં.**—ઉપદેશદ્વારા.

**યો.**—ઉપદેશ સાધન શું ?

**શાં.**—આચાર્યપદ.

**યો.**—એતો પ્રવૃત્તિ કહેવાય. હવે એથી શું વિશેષ ?

**શાં.**—ભાવના રહિત-અધમતત્વરૂપી પ્રવૃત્તિનો નાશ કરનાર પ્રવૃત્તિ-પ્રવૃત્તિ કહેવાય નહિ.

જુઓ ફરે સૂર્ય ઉજાસ ફેરા
નિસ્પૃહ આનંદ કર્તવ્ય કેરા
નાસી છૂટે ગાંઠ સુઅંધ ડેરા
દોષો શું ? નિશાતમ સાંજ ફેરા. ૧૦૪

**યો.**—હા હા ! એજ સત્ય છે. હવે તો હરકત નથી. ટુંક વખતમાં એનો અમલ થયેલો જોઇ શું. કેમકે,

શાંતિ સુખ સ્વરૂપ જે અખિલ છે કાળે નહિં ભેદતાં
કર્તવ્યે મન રોકતાં ભ્રમતજી, સ્વાભાવ માત્રે જતાં
નિત્યાનંદ પહેલા સત્વગુણથી ત્રિવર્ગી સત્યે જતાં
આનંદો સ્થિર હોવ તત્વશું જીભે પુષ્પાંજલી દોડતાં. ૧૦૫

(એટલે ભક્તિરામ આવી)

**ભ.**—વયસ્ય! ભોજન વેળા થઇ છે માટે ચર્ચા બંધ કરો તો ઠીક.
**ચે.**—હા ઠીક. (તપસ્વીને) સ્નેહિઓ! આપણે હવે ઉઠીશું.
**શાં.**—જેવી અનુકૂળતા.

(ઉઠી સર્વે જાય છે)

---

# પ્રવેશ ૫.

**ચે.**—પ્રિયે! હવણાં તો આકૃતિગતરંગ નવુંજ લક્ષણ સૂચવે છે.

મંદ મંદ ગતિ જોઉં, ચાલને કંપ દેહે
શિથિલ નયન ઝૂરે કેફશું કાય ઘેરે
પીત તન ચઢી રેષા કાંતિ વાધે ઘણેરી
નયન નુર પડયું હું જોઇ લીલા વધેલી! ૧૦૬

પ્રિયે! આનું કારણ શું?

**રસિક.**—(શરમાતાં સ્મિત હાસ્યે) તમને શું અપરિચિત છે? નવીન માળાનો પ્રથમ પ્રસંગ કયાં વિસ્મરો?

**ચે.**—હા તેમજ હોવું જોઇએ. દિન શુદ્ધિ હોવાથી મારા પ્રવાહને મેં તણાવવા દીધો હતો. અને તેને તારા તરફથી પુષ્ટિ મળી હતી. પણ ભાવિ બળવાન છે! (એમ બોલતાં મુખરંગ પડે છે) (સ્વગત)

કયાં ભાવિ ખેંચી લઇ છોડતું તો
જાણે ન કોઇ ગતિ ગૂઢ તું જો
માટી છુંદાઇ બળી શિર બેસે
ત્રૂટી પડે જો ફરી ભૂમિ પેસે. ૧૦૭

**રસિક.**—કેમ સ્વામિનાથ! આમ એકાએક વિકૃતિ!
**ચે.**—પ્રિયે! સહજજ.
**રસિક.**—ના કંઇ પણ છે. મારાથી શા માટે ગુપ્ત રાખો છો? શું હું તમારા દુખમાં સહભાગિની થવા અપાત્ર છું?
**ચે.**—પ્રિયે! કંઇ નહિ. એ તો સહજ મનોભાવના સ્ખલિત-

વિકાર હોય.

**રસિક.**—સ્વામિનાથ! સહજ વિકારનું આવું ગંભીરરૂપ ન હોય. તમારા હૃદયમાં કંઇ શલ્ય હોય એમ જણાય છે.

**યો.**—પ્રિયે ! શલ્ય બીજું શું હોય ?

**રસિક.**—જે હોય તે.

**યો.**—જેના વિકારથી હૃદય ભરાઇ, વિકાર મુખાકૃતિ આશ્રિત થઇ રહ્યો, તે હું કેમ નિવેદન કરી શકું ?

**રસિક.**—શું મારામાં એટલું ધૈર્ય નથી ?

**યો.**—ના, તેમ તો નથી. પણ મારૂં મન, નિવેદનની અસર તારા હૃદયપર શું થશે, એ વિચારથી પાછું હઠે છે.

**રસિક.**—સ્વામિનાથ ! એમ હઠાવવાની જરૂર નથી. ભાવિમાં ફેરફાર થતો નથી. મોડેથી પણ એ આવી નડશે. તો લંબાવ્યામાં શું લાભ ? ભયની અગમચેતી હોવાથી જે ધૈર્ય અને સહનશીલતાનો લાભ મળે તે પણ અણચિંત્યા ભયમાં જતો રહે. માટે જે હોય તે નિવેદન કરવું એજ યોગ્ય છે.

**યો.**—પ્રિયે ! ત્યારે સાંભળ.

**રસિક.**—સ્વામિનાથ ! ધ્યાનપૂર્વક સાંભળું છું.

**યો.**—ભોજનમાં તપસ્વી કોણ હતા તે તું જાણે છે ?

**રસિક.**—ના.

**યો.**—શાંતિરામ અને અભયસિંહ હતા.

**રસિક.**—એઓ કોણ ?

**યો.**—માજી પ્રધાન અને સેનાધિપતિ.

**રસિક.**—એઓ તપસ્વીને વેશે કેમ ?

**યો.**—પ્રિયે ! પ્રેમાકર્ષિત મારી શોધમાં.

**રસિક.**—ત્યારે તો પ્રિય ! પ્રેમીના મેળાપથી હર્ષને બદલે શોકનું કારણ શું ?

**યો.**—વિયોગ.

**રસિક.**—કોનો ?

**યો.**—(શોકાતુર ધીમેથી) પ્રિયે !—તારો—

**રસિક.**—શા માટે ?

**યો.**—ગત વિભૂતિ પાછી પ્રાપ્ત કરવા માટેજ.

**રસિક.**—કેવી રીતે ?

**યો.**—તેમની સંગે રહી આચાર્યપદ ધારણ કરી ઉપદેશ માર્ગે.

**રસિક.**—(પ્રકાશમય મુખે) અહો ! એમાં શોક શું ? ઉપદેશરૂપી તત્વ અર્પણ પરોપકાર કોના ભાગ્યમાં હોય ? સંકોચ, અકળામણ અને વિપદ્—તે પણ હાલના પ્રસંગમાં—છતાં, સ્વામિનાથનું જેથી આ લોક અને પરલોકનું હિત સચવાતું હોય અને જેથી કર્તવ્યને ઝાંખ ન લાગતાં તે ઉદ્દીપન થતું હોય, તે માટે ગમે તે સહન કરવા હું શક્તિવાન છું. સ્વામિનાથ ! મારી ફિકર તમારે કરવી નહિ. પણ તમારાં કર્તવ્યમાં સુખેથી આરત થાઓ.

**યો.**—(ગળગળો થતાં) પ્રિયે ! એ તો ખરૂં પણઃ—

સમય સમીપ જ્યારે બેસી આનંદ દેવો
તજી તુજ દૂર જાવું યોગ એ ભાવિ કેવો !
નહિ નહિ સુખ લ્હાવો, અર્પી સર્જ્યો તું લેવો
હૃદય મમ ભરાયું તારૂં શું ? કાળ એવો !!

પ્રિયે ! આવા આવા વિચારથી મારૂં હૃદય ભરાય છે.

**રસિક.**—પ્રિય ! કર્તવ્ય આગળ એ વિચાર નિભે નહિ. માટે સુખેથી પ્રથમ કર્તવ્ય સાધ્ય કરવું. કેમકેઃ—

સ્વામિ ! સમજું સમજું, ગતિ પ્રભુ સહુ સદાય શુભ ફળવતી
લેતાં માની શુભા, સિદ્ધિ મળે, ઉમંગ આનંદ દે અતિ અતિ. ૧૦૯

**યો.**—(હૃદય ખીલતાં) ત્યારે તો વયસ્યને હું મૂકી જવા ધારૂં છું.

**રસિક.**—હા તેમ કરશો. પણ તમારાં કર્તવ્યમાં હરકત થવી ન જોઇએ.

(એટલે ભક્તિરામ આવે છે)
(યોગેંદ્રને જોતાં વાર)

**ભ.**—કેમ વયસ્ય ! આજે મુખાકૃતિ બદલાઇ છે ?

**યો.**—તું ક્યાં નથી જાણતો ?

**ભ.**—વયસ્ય ! શું ?

**યો.**—તપસ્વી સંગે પ્રયાણ.

**ભ.**—હા શલ્ય જબરૂં છે. ત્યારે મ્હારૂં—

**યો.**—વયસ્ય ! ઉતાવળો ન થા. તારે ગૃહ આગળ રહેવાની જરૂર છે. તું મારા પ્રાણે પ્રાણ છે. એટલે મારી ખોટ પૂરી પાડશે. કુળને યોગ્ય વ્યવસ્થા અને બંદોબસ્ત કરવા તુંજ યોગ્ય અને સમર્થ છે. માટે તારો વિયોગ ન સહન થાય એવો છતાં પણ કર્તવ્ય આગળ લેવો પડશે.

**ભ.**—વયસ્ય ! સંગે આવવામાં હરકત ?

**યો.**—હા, પત્ની સગર્ભા છે. માટેજ બન્નોને સહગમન પ્રતિકૂળું છે.

**ભ.**—વયસ્ય ! ત્યારે બેફિકર રહેશો. સંકટમાં હું ન અર્થે આવીશ તો પછી ક્યારે ?

**યો.**—મને પૂરતો વિશ્વાસ છે માટેજ તને યોગ્યસ્થાને રાખ્યો છે... હવે ત્યારે વિલંબ ન કરતાં પ્રયાણ તૈયારી કરો.

(ભક્તિરામ અને રસિક તૈયારી કરવા જાય છે.)

(થોડી વાર પછી)

(રસિકને) પ્રિયે ! હવે મારાં કૌપીન, કંથા અને કમંડળુ લાવ.

**રસિક.**—(આગળ આણી મૂકતાં) આ રહ્યાં, સ્વામિનાથ.

**યો.**—વયસ્ય ! મૃગચર્મ ક્યાં છે ?

**ભ.**—(લાવી) આ તૈયારજ છે.

**યો.**—(રસિક તરફ દૃષ્ટિ કરી) ત્યારે હવે તો પ્રિયે !

સોંપી જાવું ભૅક્તિ સુસંગમાં રૂડી રીતેજ રૂહેજે
ધૈર્યે સાચું દૃઢ મન લઇ ચિત્ત દેવે સુદેજે
જોજે આવે વિપદ સમયો ના કદ હીન થાતી
તારા એવા દિન વહીં જતાં યોગ, ના દૂર, ખાત્રી. ૧૧૦

**રસિક.**—પ્રિય ! ઇશ્વર સહુ સહાય થશે માટે હવે પ્રયાણ સમયનું મારૂં પૂજન ગ્રહણ કરો.

**યો.**—પ્રિયે ! મનકામનાં સુખેથી તૃપ્ત કરી માંગળીક ફળદ પ્રયાણ કર

(રસિક પૂજન કરે છે)

**રસિક.**—(પૂજન કરતાં)

ભાલે અર્પ્યું તિલક પુષ્પો ખવધાવ્યાં
હસ્તે અર્પી અર્ઘ્ય પુગોપાન સમર્પ્યાં
એ સૌ દેવા પૂજન ભક્તિ પુંન્ય ભાવે
પ્રેરો ઉર્મિ શાંતિ સુખો તાણીંજ લાવે. ૧૧૧

(પૂજન થઇ રહેતાં)

**યો.**—પ્રિયે ! હવે જાઉં છું.

(ચાલવા તૈયાર થતાં))

**રસિક.**—(ગદ્ ગદ્ થઇ) હા, સ્વામિનાથ ! શુભ પ્રયાણ શરૂ કરો. ઇશ્વર સહુ સહાય કરશે.......................................

(બોલતી બંધ પડી જાય છે)

(સ્વગત)

કૌપીન કંથાશું પ્રયાણ તો કરો
યોગી તણો વેશ રસે પ્રભુ ભરો
વિયોગ સાલી મનગદ્‌ગદું બને
કર્તવ્ય જોતાં ભ્રમ છોડવો ગમે. ૧૧૨

**યો.**—(ભક્તિરામ પ્રત્યે) વયસ્ય ! જાઉં છું. સુજ્ઞને વધુ શું ? તોપણ,

રસિક હવણાં સોંપી તુંને પ્રયાણ હૃદે ધરે
સંગ રહીં સદા રક્ષે, ઓછું ન આવતું જેમ એ
નિશદિન પૂરે ભાવો ઉંચા હૃદે જઈ જે ઠરે
પ્રસુતિ ફળ એ ઉંચા હેતુ ગ્રહે મનતો વહે. ૧૧૩

વળી,

રસિક સુરક્ષણ કરજે
ભય ચિંત્ત ના કદિ ધરજે
ગૃહતજી ના દૂર ખસજે
સમય થતાં લઈ મળજે. ૧૧૪

**ભ.**—વયસ્ય ! કોઇપણ પ્રકારની ચિંતા રહિત બની શુભ ફળદ પ્રયાણ આરંભ કરો.

થાશે સ્હાય તમો હમો પ્રભુ અહિં ચિંતા સહુ પર્હરો
જાઓ સુખરૂપે તમો મન કદિ. આણો નહિ ખર્ખરો
સંગે ઉચ્ચ પીધા રસો બહુ બહુ ધારા પયે ફૂટશે
આશા ફાલીં ફૂલી તમો હમ સદા કાર્યો ફળે દૂઝશે. ૧૧૫

(યોગેંદ્ર જાય છે. સાથે સાથે ભક્તિરામ પણ વળાવવા જાય છે.)

(માર્ગમાં શુભ શકુન મળેલા જોઇ)

જુઓ જુઓ વત્સ સહિત ધેનુ
કુમારી નારી મળી શિર એડું
શાળા જતા બાળ જુઓ વળીઆ
સૂર્યે નમો સિદ્ધિ સહુ સૂચિતા. ૨૧૬

**યો.** -(બાળ સૂર્યને નમસ્કાર કર્યા પછી) વયસ્ય ! ચિન્હ તો સર્વે શુભ જણાય છે. પણ હવે તું પાછો ફર.

**ભ.**—(ગદ્‌ગદ) વયસ્ય—ત્યારે—જાઉં છું.

ઇશ્વર સહુ મનોરથ પૂર્ણ કરો.

(એટલે હૃદયે જાય છે)

(જતાં જતાં સ્વગત) શા માટે આમ? હવે તો,

પડયો ભાર મોટો બહુ શિર આજે
જતાં મિત્ર કાર્યો કરૂં એજ સાજે
દીધો પ્રેમ મિત્રે ખરો સ્હાય થાશે
હું થાઉં કૃતાર્થી હવે પ્રેમ કાજે. ૧૧૭

યો.—(એકલો માર્ગ કાપતાં) અરેરે !!! અહા, હા !

ધૈર્ય ધરી વિયોગ ભૅક્તિને રસિક તજી લીધો !
ગદ્ગદ કંઠ આશિસ હૃદે કયમ ભૅૂલુંજ ભૅૂલ્યો !
માર્ગ લઉં ખરો પણ અરે ! હૃદય ન ખસતું
કયાર હવે ફરી સમીપ હું મન ભમી ભમતું ! ૧૧૮

(આગળ વધતાં વધતાં) હજી એ ભ્રમને કયાંસુધી વળગી રહેવું જોઇએ? હવે તો ઇષ્ટ હોય તેજ કરવું. અને તેમ કરતાં,

એકાગ્રે બની શાંતિને અભય શું ભક્તિ રસિકો તજું

(એમ છતાં)

સેવ્યો પ્રેમ વિલીન સેવક ખરાં આભાર શું હું ભૅૂલું ?

(તેથી)

શું શું અર્થ તમો કરૂં ફરી ફરી ઉપાય શોધી કરી?

(તે માટે)

પાળી લે ઇશ મેળવી ઉચ્ચ ગતિ એકાગ્ર તેજે ફરી.

(આવા વિચારમાં અને વિચારમાં યોગેંદ્ર શાંતિરામ અને અભયસિંહને જઇ મળે છે.)

**ઇતિ શાંતિશોધન નામ દ્વિતીય અંક સંપૂર્ણ.**

---

# અંક ૩.

## પ્રવેશ ૧.

(યોગેંદ્ર, શાંતિરામ અને અભયસિંહને જઇ મળ્યા પછી, પ્રયાણ કરતાં કરતાં માર્ગે)

**શાં.**—મધ્યાહ્ન થવાથી કિંચિત્કાળ વિશ્રામ લઇએ તો ઠીક.

તપી તપી બહુ ભાનુ માર્ગ વિકાળ દે છે
ઝરી ઝરી તન સ્વેદે જીવ શાંતિ ન લે છે

નયન નુર પડીને વહ્નિ તાપે બળે છે
વપુ થર થર કંપી દગ્ધ ધીમે ખસે છે. ૧૨૦

**અભ.**—હા, તાપ અને ધામથી અકળાઇએ છીએ. માટે દૃષ્ટિ-મર્યાદામાં સરોતટપર વટવિટપ આવી રહ્યું લાગે છે ત્યાં વિશ્રામ લઇ આગળ વધીશું.

**યો.**—વિશ્રામની જરૂર છે. કેમકે,

ન ઉદર ભરે શાંતિ કે ના ખરો શ્રમ સેવતાં
શીત ભૂખ તૃષા વહ્નિ બાળી, વધું તપ ઠેલતાં
શરીર સમતા ત્રૂટી જાતાં ખસે ચિત્ત સ્થિરતા
તન સુખ સદા સુજ્ઞે જોવું સંગી દુખી ના થતાં. ૧૨૧

કારણ કે,

વ્યગ્ર વપુ આ થાતાં, ક્લેશ આવી ચિત્ત ચિંતામય કરતાં
નાસે શાંતિ દૃઢતા, જુઓ ક્યાં સિદ્ધિ ફળ ઉંચાં મળતાં. ૧૨૨

(વટવિટપતળે આવી પહોંચતાં)

**અભ.**—શું શાંતિ પ્રસરી રહી છે ! જુઓ,

છાયા સેવે શીતળ વડની થંડ દેહે વળે છે
તાપે તાતી પગતળી જુઓ શાંતિ આનંદ લે છે
વહ્નિ તાતાં શિર નયન તો વૃષ્ટિ ધારા પીએ છે
ટીપાં સ્વેદો મધુર અનિલે ત્રાસી કંપો હરે છે ! ૧૨૩

(થોડીવાર બેઠા પછી)

**યો.**—આ શાંતિચિત્ર કેવાં કેવાં સ્વરૂપ ખડાં કરે છે ! જુઓ જાણે,

વહ્નિશું સ્પર્ધા લહરો કરે છે !
આનંદ તેજે ચિત્ત કોણ લે છે ?
સેવા વળી એક ન શાંતિ દે છે
આશ્રે બીજે તો પયધાર વ્હે છે. ૧૨૪

વળી,

છાયા જાણે વિટપવટપેત્રો, શીત રાત્રી નહિ શું ?
રાતાં ખીલ્યાં વટફળ બનતાં ચંદ્ર સાહાય્ય કે શું ?
બે ત્યાં ચંદ્રો જળસમૂહ અને બિંબ હેઠી બનેલે
શાંતિ દેતાં મંદ મંદ અનિલે પૂર્ણ લીલા ખીલી એ ! ૧૨૫

જેથી ફરી,

ભવ કૃશતા સહુ હરી, તન્મયતા રસ ચાખત શું ફરી ફરી!
રોમ રોમ પચી રમતાં, યોગેંદ્ર નિદ્રાપ્રેરે એ વળી વળી! ૧૨૬




(એટલે ગોવાળયૂથ વિશ્રામમાટે ઢોર સહિત આવી પહોંચે. છે)
(ચિત્ત સ્વસ્થ થતાં)

**સોમલો.**—પીરા ડાયલા ! તું કંઇ જાણે કે ?

**ડા.**—હું પીરા ?

**સો.**—મારો ધણીઆમો અને ગામના બીજા એકેલા ઉતા તાં ઉંઓ ઉતો. તે વાત કરતા ઉતા કે રાજાનું આવી બઇનું.

**ચે.**—શાંતિરામ અને અભસિંહ, આ ચર્ચા સાંભળવા જેવી છે. કેમકે અવલોકન માત્રથી સાર ગ્રહણ કરવો એ ઉચ્ચતા પોષે છે. અને એજ શ્રેય સાધક માર્ગ છે. જુઓ,

સંસારે દીસતા જે અભિનય વિવિધો સાત્વિક જ્ઞાન આપો
કર્તવ્યે ભાન આવે ફરજ અરપણે ઉચ્ચ જીવિત થાપો
શુદ્ધિ એ જીવ વૃદ્ધિ પ્રણવ જઇ મળી નિત્ય આનંદ આપો
વાણી ઉદ્ગાર કર્મે સત પ્રીતિ અરથે ઊર્મિ ગાને સુવાપો. ૧૨૭

**શાં. અને અભ.**—હમો પણ એજ ધ્યાન દઇ સાંભળીએ છીએ.

**કાળિઓ.**—ઓવે પીરા ! એવી વાત ચાઇલા કરે.

**નથિઓ.**—રાજા જાય તેમાં આપણે હું ?

**સો.**—કેમ ની ? પાપી જાય ને કોઇ હાજો આવે તો હાજુ.

**ન.**—કોઇ આપણાં ઢોર છોડાવવાનું છે. પાપી જહે ને લોભી, લોભી જહે ને અંકારી, અંકારી જહે ને કામી આવહે. એ તો એમનું એમજ ચાઇલા કરવાનું.

**ડા.**—હું પીરા ? કોઇ હાજો ની આવે કે ? એવાજ આઇવા કરહે ? એ પોતાના પેટ આગળ આપણા જેવા ગરીબની ગત કાં જાણે?

**સો.**—પીરા ! આપણા જોગા તો હઉ. આપણું દુઃખ કાં રડે ? જેની ધણીઆમો મેનત કરી કરીને મરી જાય, તોએ હું ફાજલ પડે ? જંપી બેહવાનું ની; લીધો ખાધો ફરે; કોઇ દાડો સુખ ની; હરકાર તાણી જાય; મેતા, કારકુન, જમાદાર ઢગડું વગેરે અમલદાર લુંટે તે તો જૂદું. વરી વરહોવરહ ઢોર મરે ને વરહોવરહ દુકાર. તેમાં પાપી લોભી કે અંકારી કોઇ એ આપણાં દુઃખ જાણે ? એને તો પોતાનું પેટ ભરો! અને બીજાં કુતરાની પડે મરો. આપણને તો ઢોરો વાલાં પણ એને તાં તો આપણી ઢોરની કિંમતો ની મરે. આપણે તો બારે દાડા હરખા, વરી ધણીઆમો પણ રાંધેવાલે મીઠાં વગર ભૂખે મરે. ધણીઆમો હાજો આપણે હાજું.

**ન.**—બધાજ એવા આવહે માટે આપણે હું. એને દરકાર ની તો આપણે હું કરવા જોઇએ. એને તાં તો આપણી માણુહની ગણુતી નથી.

**ડા.**—એટલાજ હાર હાજાની રાહ જોઇએ. હાજો ઓય તો છૂટછાટ મૂકે, નીભાવી લે; પણ લૂંટી લેવા તો તૈયાર ની થાય. પડયાપર પાટુ ની મારે અને ચીથરે હાલ રખડતા ની કરે. પીરા ! એ દુઃખની પીડા કોણ જાણે ? રાજા આવીને વેઠે તો જાણે. પણ એ ભાન કોને કે હું માણુહ તેમ એ પણ માણુહ.

(બધા ગમગીન થઇ શાંત પડી જાય છે)

**અભ.**—ઉદરભય જેવો બીજો ભય નથી. કેમકેઃ—

નથીં નથીં દુખ બીજું સૃષ્ટિમાં તો જણાતું
ઉદરભય પડે સૌ પ્રેમ છોડી હણાતું
ચિત્તવશ થઇ ચિંતા વ્યાધિ શોકો ઝૂલાતાં
ઉદર ઉદર પૂરૂં ચિત્ત લે એક ચિંતા. ૧૨૮

**શાં.**—ખરૂં છે. જયાં સુધી ભય છે ત્યાં સુધી શાંતિ કયાંથી ?

વેઠો કદિ ઉદર ભે તનતત્વ ત્રૂટે
ચિંતા ચિતા સંગીં ઉચ્ચાં તત્વ બાળીં લૂંટે
પુષ્ટિવિના સુખ શુરે ! તત્વ નાશ દેતાં ?
વ્યાધિ વળી અધમતા દુખ આવીં રૂહેતાં. ૧૨૯

**ચે.**—અરેરે ! ! આ સહુ જોવું સર્જ્યું છે ! ! ! કેવી ખિન્ન, ભયભીત અને વ્યગ્ર ચિત્તવાળી પ્રજા હીનતત્વના સંગમાં નજર પડે છે ! ! !

દિસે છે એ કેવા ભૂખ જૂલમ પીડાથીં બળતા
પમાડું તે સ્થિતિ વિપદ મન તત્વો ન દમતાં
પ્રસારી શાંતિ તો અભય સુખ નિર્વિઘ્ન મળતાં
ઝૂલી નીચાં તત્વો અમૃતરસમાં નિત્ય ઠરતાં. ૧૩૦

પણ હા ! ખરૂં છે કે,

નહિ નહિ કદિ જાણે અન્ન સુખો રહે કયાં
ભય ભૂખ કર્સીં પીડે શાંતિ જોવી નહિ ત્યાં
નિશદિન રસ પોષે તત્વ પુષ્ટ સુખો દે
તનરગરસ નાસે, દેહ પાડી હણે એ. ૧૩૧

શું આપ્તો સમજતા નથી કે ગોપાળ એ પણ રાજ્યનાંજ તત્વો છે ? ગોપાળરૂપી ઇંદ્રિયોનો નાશ થતાં રાજ્યરૂપી દેહ કયાં રહેશે ?

(એવે ગોવાળ પાછો પ્રસંગ શરૂ કરે છે)

**ભાણિઓ**—પીરા ! વરી આપણી મજા ગઇ ! આપણે માતાની ચેર બાંધતા, ગરબા ગાતા ને રંગમાં ને રંગમાં ફરતા તે કાં છે ?

**કા.**—કોણ જાણે અજુ હું થાહે ?

**ડા.** પરમેહરનું ધાઇરૂં થાહે.

**ભા.**—પાછો હાજો મજાનો વખત કારે આવહે ?

**નાથિ.**—પેટ આગળ બીજું હું હુઝે?

**સો.**—પરમેહર કરેને કોઇ હાજો આવે તો હાજુ કે પાછા બારે દાડા ગમત ગમત થઇ રે.

**ભા.**—ઓલાઓ ! ચાલો! થાવાનું ઓહે તે થાહે! આપણી ગમત હું કરવાં ખોઇએ ?

**ડા.**—હાની ગમત કરીએ ?

**સો.**—આમરી પીપરી રમીએ ?

**ડા.**—આહા ! એજ રમીએ.

**ભા.**—ચાલોરે પીરાઓ !

**કા.**—સોમલા! માર દડો.

**સો.**—જો હંભાર. (એમ કહી દડો ફેંકે છે)

(રમતમાં પડયા એટલે)

**ચે.** - ગોપાળમાં પણ કેવી સમજ અને સિદ્ધાંતનાં તત્વો રહેલાં છે. શું એ કર્તવ્યભાન કરાવી જ્ઞાન નથી બોધતા ?

**અભ.**—કયાં તત્વો એમાં વિલોકાય ?

**ચે.**—જુઓ,

પડે ગિરિ શૃંગથી નીર વ્હેતું,
ફરી રગો ક્ષેત્ર રસો શું દેતું !
દડો ખીલે ભાવ સુશિખરે જે
ફૂવે ફૂવે રેલઇ સિદ્ધિ દે તે. ૧૩૨

**અભ.**—એવી સિદ્ધિ માટે શું આશા ?

**ચે.**—અભયસિંહ ! તમને એ ખ્યાલ ન હોય. સમગ્રદેશનું સંકલ્પબળ પોતાને અનુસરતું તત્વ ઉત્પન્ન કરી શકે છે. તેજ સંકલ્પ બળનાં પ્રમાણમાં જન્મેલ તત્વની દિવ્યતા, ભવ્યતા વિગેરે હોય છે. વ્યક્તિમાત્રનાં તેજઅંશનું કેંદ્રબિંદુતરફ આકર્ષણ થઇ કેંદ્રબિંદુને સ્થિર કરવું એજ સંકલ્પબળની સિદ્ધતા.

**અભ.**—એવા અનુભવ માટે કાંઇપણ કારણ હોવું જોઇએ.

**ચે.**—હા,

નાની સૂની અગ્નિતણી જીર્ણુ કણિકો,
પર્પી પર્પી શું નહિ એ દેત ભડાકો ?
શુદ્ધિ પામે દૃઢ મનોવૃત્તિજ તેજો
દ્વારે દ્વારે એ રસકાંતિ કિર્ણ દે જો. ૧૩૩

**અભ.**—હીન મનોવૃત્તિની પણ કયાં એ ગતિ નહોય ?

**યો.**—હીન મનોવૃત્તિ પણ વૃદ્ધિ પામી હેતુ સાધક થાય છે. પણ તે સઆનંદ ન હોતાં કલુપ હોય છે. તેમજ ચિરસ્થાયિ નથી.

**અભ.**—એવી વૃત્તિવાળાને પણ નીચકાર્યસિદ્ધિ સાધ્ય થતાં આનંદ અનુભવતા જોઇએ છીએ.

**યો.**—એ નિત્યાનંદનો અંશ નથી. એતો કૃત્રિમ હર્ષ કહેવાય. કેમકે સત્ આનંદનો અંશ, આનંદની અભિવૃદ્ધિ કરે છે. ત્યારે કૃત્રિમ હર્ષ પાછલાં વર્તનપર તિરસ્કાર કે અભાવ ઉપજાવી પશ્ચાતાપ કરાવે છે, મનોભાવને ઉન્નત કરવાને બદલે અધમ કરે છે; અને પરિણામે ભાવના માત્રને અધમ કરી દુઃખ કે શિલાસમ જડતા શિવાય કશું ફળ આપતો નથી. તેથીજ જ્યાં સમગ્રને પોતાના આનંદમાં સમાવી લેનાર સત્ આનંદનો ભાવ કે આભાસ હોય ત્યાંજ શુદ્ધ મનોવૃત્તિનું અનુમાન થાય.

**શાં.**--ગોપાળમાં આનંદ શિવાય બીજાં લક્ષણ કે પ્રવૃત્તિ આગળ પડતાં નથી.

**યો.**—હા. ફક્ત ખીલેલાં તત્વોને સ્વરૂપનું ભાન થવા જ્ઞાનનીજ અપેક્ષા રહે.

**શાં.**—

જુઓ જુઓ શાંતિ કિર્ણો વધેલાં
ઢોરો ભૂમિ તેશું જઇ ઠરેલાં
વાગોળ અર્ધાં મીંચી નેત્ર ચાલે
આનંદ ઝીણો મન શાંતિ આણે. ૧૩૪

(એટલે)

**કા.**—પીરાઓ ! બપોર ઘણો લટી ગીયો ! ઢોર હાંકવાની વખત થઇ.

**ડા.**—ચાલો ત્યારે રમત બંધ કરો. ( જરા મોટેથી ધાંટો કાઢી ) પીરાઓ ! ઢોર હાંકોરે ! ઢોર હાંકો ! (ઢોર હાંકી ચાલવા માંડે છે)

ઇતિ વિષ્કંભક.

**અ.**—આપણે પણ હવે ઉઠીશું.

**યો.**—હા ચાલો. (જાય છે.)

---

## પ્રવેશ ૨.

### સ્થળ—ઉદયપુર.

(ચાલતાં ચાલતાં ઉદયપુર ઉદ્યાન સમીપ આવી પહોંચતાં)

**અભ.**—આ સ્થળ અનુકૂળ જણાય છે માટે આજતો અહિંયાંજ મુકામ કરીશું.

**યો.**—હા, તેમ કરો ત્યારે.

**શાં.**—અભયસિંહજી સાથે ભિક્ષા લઇ આવીએ અને નગર ચર્ચા પણ જોતા આવીએ માટે શી આજ્ઞા?

**યો.**—હા, જઇ આવો. હું આ ઉદ્યાન દેવાલયમાં બેસીશ.

(યોગેંદ્ર ઉદ્યાન તરફ જાય છે)

(શાંતિરામ અને અભયસિંહ નગર પ્રવેશ કરતાં)

**અભ.**—શાંતિરામજી,

દીસે નગર બિહામણું સહુજન આકુળ વ્યાકુળ જોયે,
જોત જોતાં શું આ થયું! વિપરીત ગતિ શું વળી અહિં હોયે. ૧૩૫

આટલોબધો આમ એકાએક ફેરફાર શાથી હશે?

**શાં**—રાજ્ય અવ્યવસ્થા. બીજું શું?

**અભ.**—કુદરતી આફતો પણ સાથેસાથે નજર આવે છે તો રાજા એને કેવી રીતે દૂર કરી શકે?

**શાં.**—કુદરતપર કોઇનો અમલ નથી. એમ છતાં ઉત્તમ રાજ્ય વ્યવસ્થા શાંતિ આપી શકે છે. જુઓ,

ચૂસી નીર, ગર્ભ ધરી, તજી તન પોષ્યું, વારિદ શાંતિ દે
અહીં ભાવથી દૂઝતાં ફળી ફળી આ ભૂમિ ન રૂણી રહે
તેવ ઉત્તરોત્તર શાંતિ તત્વષુ માર્ગ લેઇ સુખો વહે
ક્રમ ચૂકી ચાલ જતાં જનો ઝૂરી ત્રાડતાં ન શું દોષ એ? ૧૩૬

એવા સમયમાં આગળ પાછળના સુસ્થાપિત ક્રમભંગને લીધેજ વિશેષ શાંતિભંગ થઈ ધૈર્ય જતાં રહે છે. ત્યારે વધુ શાંતિભંગનો અટકાવ એજ અપેક્ષા રહે.

**અભ.**—હવે સમજ્યો. ક્રમનું સારી રીતે ચલન શાંતિભંગ-અટકાવરૂપે થઈ પડે એટલુંજ નહિ પણ ધૈર્ય, આશા અને આનંદ આપી નવા ઉત્સાહ પ્રેરે છે. જેથી અન્યોઅન્ય સંબંધ પણ વિશેષ પ્રેમમય દૃઢ થાય.

**શાં.**—હા, એમજ છે. પણ હવે ટેલ શરૂ કરો.

ધરો! શાંતિ અભય રહે તત્વ યોગેંદ્ર સદા વિલીન થાઇ
ન જ્યાં એ શાખા તો મનસુખ તમ કદિ ધારો નહિ કાંઇ. ૧૩૭

(આવી રીતે ટેલ નાંખતાં નાંખતાં નૃસિંહરાવના ઘર આગળ આવી પહોંચે છે.) (એવે)

**નૃ.**—કેમ વિવેકાનંદભાઇ! કયાં ચલાવ્યું?

**વિ.**—ચબુતરે. ઘર આગળ ગમતું નથી માટે પાંચ મનુષ્યમાં બેસી કાંઇ નવું જૂનું સાંભળીએ.

**નૃ.**—ચાલો ત્યારે હું પણ આવું. (સાથે જાય છે.)

**અભ.**—શાંતિરામજી! આપણે પણ પાછળ પાછળ જઇએ.

**શાં.**—હા.

(એવે માર્ગમાં ભોળાનાથને જોઇ)

**વિ.**—કેમ ભોળાનાથભાઇ! આવો છો કે?

**ભો.**—કયાં?

**વિ.**—ચબુતરે.

**ભો.**—હા ચાલો. (સાથે જાય છે)

(જતાં જતાં માર્ગમાં)

**નૃ.**—વિવેકાનંદભાઇ! આવું ને આવું કયાં સુધી ચાલશે?

**વિ.**—પ્રભુ નિભાવે ત્યાં સુધી. (ભોળાનાથ તરફ જોઇ) ભોળાનાથભાઇ! તમે શું ધારો?

**ભો.**—શું ધારીયે? ભાવિ બળવાન છે. બ્રહ્મત્વ, બ્રહ્મગુણ અને બ્રહ્મકર્મ સર્વ લોપ થયું ત્યારે અવ્યવસ્થાના સંકોચ, ઉચાટ, સંતાપ અને કુદરતી આફત સાથે કઠોરતા અને અધમ સ્વાર્થવૃત્તિ આગળ શું કહીયે? સમય પ્રમાણે ચાલવું.

**નૃ.**—ભોળાનાથભાઇ!

ભાવિ ભાવિ કરી ડાટ વાળ્યો સહુ
ખોલતાં દ્વાર સુદૃઢ વારી ફૂટયું
ચૂકતાં કાળ તો ડોક આવ્યો નીચે
અંધ કૂપે પડી ભાગ્ય ડાટી લૂંટયું. ૧૩૮

**ભો.**—નૃસિંહરાવ! દૃઢતાદ્વાર ખોલવાનો નાહક દોષ બ્રાહ્મણને શીદ આપો? શૌર્યે બીજી અધમ ભાવનાને વશ પડી દ્વારને મિજાગરાપરથી ખસેડી ફેંકીદઇ સંગ્રહ કરેલાં ઉચ્ચ જળને કયાં માર્ગ આપ્યો

નથી ? અને એ પ્રવાહે ક્યાં સાથે બીજાને ઘસડયા નથી ?

**નૃ.**—વળી શૌર્યને ક્યાં દોષિત કરો ? શૌર્યને અથડાવી પછડાવી અંગે અંગમાં ઇર્ષ્યા ઉત્પન્ન કરાવી બળ કમી કરનાર કોણ હતા તે ક્યાં નથી વિચારતા ?

**ભો.**—એ માટે બ્રાહ્મણજ એકલા દોષ પાત્ર નથી. બીજાં અધિક ઉછળતાં બળ આગળ એમનું ગજું ક્યાં સુધી ? એમની ટક્કરની કિંમત પણ શું ? એ વિચારેજ અલગ રહ્યા હોય.

**વિ.**—અલગ રહ્યા નહિ પણ કહો કે સાથે ઘસડાઇ સ્થાન ભ્રષ્ટ થયા. અને કહિં કહિં ખેંચી લઇ જતા પ્રવાહને ઉત્તેજન પણ આપ્યું. સમય ક્ષોભ લાવે એ સ્વાભાવિક છે. પણ દૃઢતાએ તેજ પ્રકાશવું એજ ઉચિત છે.

**નૃ.**—વિવેકાનંદભાઇ ! તમે ખરૂં કહ્યું. સમયના બળની અવગણના થઇ શકે નહિ. પણ સાવધાની, સમયસૂચકતા, દીર્ઘદૃષ્ટિ, દૃઢતા અને ધૈર્ય તેમાંથી બચાવ્યા વિના રહેતાં નથી.

(એટલે ચબુતરા આગળ આવી પહોંચે છે)

**શાં.**—આપણ આટલે દૂરથીજ સાર ગ્રહણ કરીશું.

**અભ.**—હા, એમજ કરીએ.

(લક્ષ્મણસિંહ, જ્ઞાનેંદ્રલાલ, હિમતલાલ, ધીરજલાલ વિગેરે ચબુતરા આગળ બેઠા છે)

(નૃસિંહરાવ, વિવેકાનંદ, ભોળાનાથ બેઠા પછી)

**લ.**—નૃસિંહરાવ ! શાની ચર્ચા કરતા હતા ?

**નૃ.**—ચાલતા સમયની.

**લ.**—હા સમય વિકટ છે. મોહેંદ્રપર કોઇની હવે શ્રદ્ધા નથી. જેથી હવે તેપર ચિત્ત ઠરતું નથી.

**હિ.**—જાણે છે તો સહુ. પણ હિમતથી આગળ પગલુ ભર્યા વિના કંઇ રસ્તો પડે છે ?

**ધી.**—હિમતની કિંમત નથી. પણ ક્યાં બિંદુ તરફ દોરવવી એજ મુશ્કેલ છે. માટેજ ધૈર્યથી બેઠાંબેઠાં જોયા કરવાનું.

**જ્ઞા.**—શા માટે ? સત્યબિંદુ તો એકજ હોય છે. પણ તે અને તેના માર્ગ પકડતાં પહેલાં બીજાં અધમ બિંદુ અને તેના માર્ગ દૂર કરવા અને તેમની લાલસા છોડવી એજ મુશ્કેલ છે. માનસિંહ, બુદ્ધિસિંહ અને મોહેંદ્રને વશ કરવા એ કાંઇ બાળચેષ્ટા નથી.

**વિ.**—વિવેકનો ઉપયોગ કરો તો વશ કરવાના માર્ગ ખુલ્લાજ છે.

પણ અંધકારમાં એ કોઇને નજર આવતા નથી. અને કોઇને દૃષ્ટિગોચર થાય તો તે પકડવાની હિંમત ન હોવાથી અંધકારમયજ રહે છે.

હિ.—પુષ્ટિ વિનાની એકલી હિંમત શા અર્થની ? એથી તો જાતેજ પગમાં કુહાડી માર્યા બરાબર થાય.

નૃ.—મને પણ હિંમતનેજ વળગી રહેવા મન થાય. પણ બીજા કોઇ મદદગાર નજર ન પડતાં ચણો કૂદે અને પાછો ઠીકરાંમાંજ.

સો.—કેમ આવ્યા ઠેકાણે ? કયાં ગયું સામર્થ્ય ?

નૃ.—દ્વાર ખોલવા ન દેવું એ જૂદી વાત છે. અને નાશ થયેલું દ્વાર પ્રાપ્ત કરી પાછું બંધ કરવું એ જૂદી વાત છે. જેથી બન્નો માટે જોઇતાં સાધનમાં પણ આકાશ પાતાળનો તફાવત છે.

ધી.—ત્યારે પુષ્ટિ કોની લેવી ?

મૂળજી.—પણ કિયાં બિંદુ માટે પુષ્ટિ લેવી ? જ્ઞાનેંદ્રલાલ કહે છે કે સત્યબિંદુ એકજ છે. પણ તે કસોટી શું ?

સો.—આવી ગુંચવણમાં જ્યાં ત્યાં અથડાઇ પછડાઇ પડીએ તેમાં દોષ શું ?

વિ.—પુષ્ટિ કરનાર તત્વો તેજ કે જે દરેક દેશ અને દરેક કાળમાં સર્વ માન્ય હોય. ઉત્સાહ, ઉમંગ, ખંત, શાંતિ અને આનંદ આપનાર હોય. કાળની ગણના પાંચ પચ્ચીસ કે સો બસેં વર્ષમાં કરવાની નથી. પણ સૃષ્ટિક્રમની ઉત્પત્તિ લઇને કરવાની છે. તેમજ જ્યાં સુધી સૃષ્ટિ રહે ત્યાં સુધી કોઇ પણ ખામી કાઢી ન શકે તેવી રીતે કરવાની છે.

મૂ.—કુદરતી નિયમ માટે એવી કંઇ કલ્પના થાય નહિ. પણ પ્રસંગે જે નિયમો હાથ આવે કે યોગ્ય લાગે તેનોજ અમલ કરવો એજ યોગ્ય છે. એવા સ્થાપિત નિયમો કરીશું ગુલામ બનાવવા યોગ્ય છે ? એથી તો નિરૂત્સાહ, આળસ, સુસ્તાઇ, કાયર બીકણ અને બાયલાપણું પ્રાપ્ત થાય. જે સંકુચવૃત્તિ અને એકલપેટાપણું પ્રાપ્ત કરાવી શૌર્ય, હિંમત, ખંત, ધૈર્ય, ઉદારતા, દૃઢતા, સમાનતા અને સ્વતંત્રતાનો નાશ કરાવે છે. સ્વાશ્રય, આત્મનિષ્ઠા, સ્વાભિમાન, ઉદ્યમ, સાહસિકવૃત્તિ, અને સ્વપ્રતિષ્ઠા તદ્દન નષ્ટ કરે છે. એ જાળવી રાખનાર વ્યવસ્થામય બિંદુજ બિંદુ કહેવાય.

સો.—એવી વ્યવસ્થા કોને કહેવી ?

મૂ.—વ્યક્તિ કે તત્વો માત્રને સીધી અથવા આડકતરી રીતે જે વ્યવસ્થામાં ભાગ હોય તેજ એ. એમાં નેતા અને નીયમાન તત્વોની

સ્વાર્થભાવનાનો અથડાટ સંભવ મુદલે નથી.

**વિ.**—કાળગણનામાં એની પણ સફળતા સિદ્ધ થઇ નથી. અને થાય એની કિમત પાછલો જમાનોજ કરી શકે. પણ આપણને તો, સમગ્રદૃષ્ટિબિંદુઅભાવદોષથી તેમાં રહેલ છિદ્રો દરેક કાળમાં સફળતાનાં ચિન્હ સૂચવતાં નથી.

**ધી.**—મને પણ એ ઠીક લાગે નહિ. બિંદુ છિન્ન ભિન્ન થઇ જાય એવા અનેક માર્ગો એમાં છે. વીણી કાઢી ઉચ્ચ તત્વો કે ઉચ્ચ વ્યક્તિનેજ વ્યવસ્થા સોંપવી એ કંઇ યોગ્ય લાગે છે.

**મૂ.**—એવાની કસોટી શું? કસોટીને અભાવે એ પણ કેમ નિરૂપયોગી થઇ હાની કરતા નહિ થઇ પડે?

**વિ.**—એ બન્નેમાં શાંતિભંગ અને બીજી અધમતાને અવકાશ રહે છે. સ્વતંત્ર વિચાર જઇ ગતાનુગતિકતા પ્રાપ્ત થાય છે. વ્યવહારમાં એ દોષ દૂર થઇ શકે એવો નથી. વ્યક્તિ કે તત્વનેતાના અહમ્ભાવમદ ગમે તે અગાધ ઉંડાણમાં ધસડી જાય છે, જ્યાં કોઇ પણ રીતે બચવાનો આરો હોય નહિ. એમાં બિંદુને સ્થાયિ રાખનાર શૃંખલા મુદલે નજર આવતી નથી.

**ભો.**—આ તો મહત્ ભિન્નતા!!! મૂળજીભાઇ! તમારી શૃંખલા કઇ?

**મૂ.**—"હું" અને "મારૂં" નું અભિમાન એજ મહત્ શૃંખલા છે. એજ ઉત્સાહ પ્રેરે છે. ઐક્યતા સાચવે છે. હિમત અને દઢતા પ્રાપ્ત કરાવી આગળ ઝોકાવે છે. અને ગમે તે આફતમાં પણ ધૈર્ય છોડવા દેતું નથી. કે બીજી અંતરાય ભાવનાને પ્રવેશવા દેતું નથી. પણ દરેક પ્રકારે પોતાના માર્ગ ખુલ્લા કરી જય જયના ડંકા ઉડાવે છે.

**શા.**—એજ જો સત્ય શૃંખલા હોય તો તે હરેક પ્રસંગે સદા અવિચ્છિન્ન રહેવી જોઇએ. કોઇ પણ કાળે તેનો લોપ થવો જોઇએ નહિ. ત્યારે અનુભવ તો જૂદુંજ બતાવે છે.

**શાં.**—અભયસિંહજી! ટેલ નાંખો. સમય ઘણો થયો છે.

**અ.**—(મોટેથી)

ધરો! શાંતિ અભય રહે તત્વ યોગેંદ્ર સદા વિલીન થાઇ,<br>
ન જ્યાં એ શાખા તો મન સુખ તમ કદિ ધારો નહિ કાંઇ. ૧૩૯

(સાંભળી સૌ શાંત થઇ ગયા)

**ભો.**—તપસ્વી મહારાજ! એ શું બોલ્યા?

**અ.**—હમારા ગુરૂનું બોધવચન.

**ધી.**—એનો ભાવાર્થ શું ?

**અ.**—ભાવાર્થ માત્ર એટલોજ કે અભય અને શાંતિ યોગેંદ્રમાં વિલીન થઇ રહે છે. જે કંઇને એસાથે દૂરનો પણ સંબંધ નથી તેને સુખ કે શાંતિ નથી.

**મૂ.**—એ કેવી રીતે સિદ્ધ કરી આપશો ?

**અ.**—તે હમારા ગુરૂ મહારાજ કરશે.

**જ્ઞા.**—ગુરૂ મહારાજ કયાં આગળ છે ?

**અ.**—ઉદ્યાન દેવાલયમાં.

**વિ.**—બધાની સંમતિ હોય તો મુલાકાતે જઇશું.

**ભો.**—ખાલી તકરાર કરવા કરતાં ત્યાંજ સંમાધાન અને સિદ્ધાંત શ્રવણ કરશું.

**લ.**—આજે તો વખત થઇ ગયો તેથી કાલ રોજે મુલાકાતે જઇશું.

**શાં.**—અભયસિંહજી ! આપણે હવે જઇશું.

**અ.**—હા, ચાલો. (જાય છે)

**જ્ઞા.**—આપણે પણ હવે ઉઠીશું.

**વિ.**—હા ઉઠીએ. પણ કાલે સહુ જલદી ભેગા થશો.

**ભો.**—એમાં કહેવાનું શું ?

(સહુ વિખેરાઇ જાયછે)

---

## પ્રવેશ ૩.

### સ્થળ—ઉદયપુર ઉદ્યાન દેવાલય.

(યોગેંદ્ર દેવાલયઓટલાપર જઇ કિંચિત્ કાળ બેસે નહિ એટલે સ્ત્રીવૃંદ પ્રવેશ કરી ઉદ્યાનમાં ફરવા લાગતાં)

**મદનગવરી**—અલી મનોરમા ! જરા જોતો ખરી આ ગુલાબ-લીલા ! ધોળો અને રાતો અવર નવર રોપેલા હોવાથી આંખને કેવા ચોંટી વળગે છે !

**મનોરમા**—હું પણ એજ જોઉં છું. એતો જાણે વાટિકાપર ફરતા મુસાફરને પુષ્પથી વધાવવા હારબંધ ઉભેલ અપ્સરાવૃંદ હોય નહિ શું ?

**પ્રેમગવરી**—મને તો એમાં એથી પણ કંઇ અધિક લાગે છે !

**મનો.**—ત્યારે શું પ્રેમના પૂર જોસમાં વહેતો પ્રેમપાન કરવા.

તલપી રહેલો મુખ રાગ ?

**પ્રેમ.**—હા, મને તો એજ કલ્પના આનંદ આપે છે.

**વિજયા**—અલી ચંચળા ! જો પ્રેમગવરી પોતાની અવસ્થાને અનુકૂળ કલ્પનાને કેવી વધાવી લે છે !

**ચંદ્રભગા**—એમજ હોવું જોઇએ. ત્યાં વિના સંસારમાં રસ નહિ.

**પ્રેમ.**—ચંદ્રભગા બ્હેન ! ઠીક તક જાળવી.

**ચંચળા**—એતો ખરૂં. પણ સંસારરૂપી કાંટાને તેમજ કંટકમય દેહને ગુલાબરૂપી પુષ્પ કેમ હોય ?

**મનો.**—અલી ચંચળા ! ચંચળવૃત્તિને એ સમજ કયાંથી ? ગુલાબને તપાસી જો. પુષ્પે કયું સ્થાન ગ્રહણ કર્યું છે ? એણે કંટક વટાવી શિખરપર વિરક્તસ્થાન ગ્રહણ કર્યું છે. તેમજ સંસારમાં અધમતારૂપી કંટકને વટાવી પ્રેમરૂપી વિરક્તસ્થાન સેવન એજ પુષ્પફળ.

(આગળ ચાલતાં)

**વિજયા**—અલી ! જોતો ખરી ! આ ચંપેલી યૂથ થુવર અને કાંટાને પણ અનુકૂળ કરી તેમાંથી ઉદ્દીપન કરનાર રસ લઇ ખીલી નીકળતાં અરે જાણે સાહેલીઓ એકત્ર મળી એક બીજીને આનંદરંગમાં વીંટી વળી હોય નહિ શું ! આહા ! પુષ્પ કોમળતા કેવી છે ! રસ કેવો તરી દીપી નીકળે છે ! અને મંદ મંદ પવન સાથે વાતા સુગંધની તો ખૂબીજ શું !

**ચંદ્ર.**—અલી ! તારાથી હદ ! કુદરત અને વ્યવહારનો ઉચ્ચ રસ કેવી એક સરખી ઉત્તમરીતે ચિતર્યો ! વ્યવહારમાં વિજયી માણસની કલ્પના સર્વત્ર વિજય અને તેને ઉદ્દીપન કરનારાં તત્વ શિવાય બીજુ કશું જોતી નથી.

**મદન.**—વળી આ માધવીલતા કેવી ચૂડ ભરાવી આમ્રવૃક્ષ વીંટી વળી છે !

**વિ.**—પણ સમર્યાદ છે. નિર્લજ અને ઉદ્ધત નથી.

**ચં.**—આ તાડવૃક્ષ તો લટકી રમતી વેલી તરફ ફરફર ફરકી, મહાનુભાવતાથી આનંદમય, નીચેના વૃક્ષવેલીના આનંદભાવમાં રાજી થતો હોય એમ શોભી નીકળે છે !

**પ્રેમ.**—ત્યારે આ છીણી તો કંઇએ આનંદ આપતી નથી.

**મનો.**—એ આનંદ તો નથી આપતી પણ પ્રેમ રહિત મનુષ્ય નીચ સ્વાર્થથી કેવું અહંકારમય, અતડું અને રીંછ જેવું વિક્રાળ દીસે છે તેનું પ્રત્યક્ષ દ્રષ્ટાંત છે.

**ચંચળા**—હુ તો બધે અહંકાર જોઉં છું. અહંકાર વિનાનું કોણ છે?

**વિ.**—એમ ન હોય. સમજુકમાંતો દૃઢતા અને આત્મનિષ્ઠા હોય છે. ભલે અજ્ઞાની જનો તેને અહંકાર, હઠ કે બીજી અધમભાવના કલ્પે!

**ચંચળા**—અલી વિજયા! તેં તો બહુ અભ્યાસ કીધો જણાયછે!

**ચં.**—ત્યારેજ આપણે જોઇએ છીએ કે હીન મનુષ્યનાં સંબંધ અને સમૂહમાં છતાં, ઉદ્યાનનાં આ વડની માફક પોતાના તત્વ ખીલવી, તેમાંજ લીન થતાં થતાં દૃઢતા પ્રાપ્તકરી મૂળ સ્વરૂપ પણ ભૂલી જઇ વિજય મેળવી, સહુને વશ કરી આપોઆપ આનંદ અને સ્વેચ્છાથી પોતાને અનુસરાવે છે.

**મનો.**—એજ મન કેળવણીની ખરી કિંમત અને પરીક્ષા. અને ત્યારેજ સુખી સંસાર. બીજા કુટુંબમાં સ્વાર્થ, તરંગ, અને અજ્ઞાનતાને લીધે કેટલાબધા વ્હેમ, કલેશ અને ઉપાધિનું રાજ્ય જોઇએ છીએ! પરિણામ શું? નિરંતર અસંતોષ, કલહ, કષ્ટ, ઇર્ષ્યા અને અનેક પ્રકારનાં અણધારેલાં દુઃખ અને વ્હોરી લીધેલા સંતાપ અને પરિતાપ!

**ચંદ્ર.**—અલી! આ! ધૂળ અને તાપમાં રમી ખીલી રહેલી જોતો ખરી,

કેવીરે પેલી રમતી!
રસપાન કરતી!
લીલોતરી રંગે ઝળકે!—ધ્રુવ. ૧૪૦

તાપે ભયે ભૂમિ ધ્રુજતી, ધૂળ થઇ બહુ ઉડતી
તોએ એતો રસપાને ચળકે!—કેવી. ૧૪૧
પગે જોકે ચૂંદાતી, ઝાંખી તેથી દેખાતી
તોએ એતો રસમદમાતી ફરકે!—કેવી. ૧૪૨
શીખ જાણેરે દેતી, ભૂમિ જોડે જે રહેતી
દુઃખ ધરી શાને આંસુ ઢળકે?—કેવી. ૧૪૩
સર્વથી શ્રેષ્ઠ થઇ રાચે, આનંદે બહુ નાચે,
જોત જોતાંજ પ્હેલી પલકે!—કેવી. ૧૪૪
વાડ ઝાડ ચઢી રમતી, મનને એ બહુ ગમતી
લપેટાઇ ટીંગાઇ રસમાં લબકે!—કેવી. ૧૪૫

**ચંચળા**—એવી રીતે કંઇ સહુથીજ વર્તાય છે! એતો દૈવાધીન છે.

**મનો.**--મનુષ્ય માત્રનો સંબંધ દૈવાધીન કહેવાય. પણ મન અંકુશ દૈવાધીન કહેવાય નહિ. એતો સ્વસત્તાનું કાર્ય છે. સુખની ઇચ્છા રાખનારે શમ, દમ, નિયમ અને સંયમ સેવવા જોઇએ. ધીમે ધીમે ટેવ

પાડવાથી એ સહજ પ્રાપ્ત થાય. પણ દૈવ તો પરાધીનતા અને પશુત્વ શિવાય કશું આપતું નથી.

**ચંચળા**—હમારાં સરખાંનું મન કેમ વશ રહે?

**વિ.**—એતો સહુનેજ ધીમે ધીમે પ્રાપ્ત થાય. એ માટે નિરંતર સદ્બોધ અને સત્સમાગમની જરૂર છે. અને તે પ્રાપ્ત કરવા કાળજી અને ખંત રાખવાં જોઇએ. મનનાં કર્મપર નીરંતર સાવધાનીથી દેખરેખ રાખવી. નીચ સ્વાર્થ અને હલકી કુથલી તરફ મનને જતાં અટકાવી તે તરફ બેદરકારી વધારવી. એમ કરતાં કરતાં સારાસાર ઓળખવાની ટેવ દેખરેખ માટે જોઇતા વિચારથી આવે. સાર ગ્રહણ થાય. એપ્રમાણે ઉચ્ચ તત્વનું પ્રબળ વધતાં હીન નજરપણ ફેરવી શકે નહિ. એજ **મનવશિકરણ.**

**ચંચળા.**—ત્યારે તો હવે તેમ કરીશું.

**પ્રેમ.**—આપણે ફરવામાં અને ચર્ચામાં આજે શિવરાત્રીનું ભાન ભૂલ્યાં !

**ચંદ્ર.**—ઠીક યાદ અણાવ્યું.

**મદન.**—ચાલો ત્યારે આજે ગમતમાં ગમત. શિવમંદિર આગળ પાણી છાંટીએ, સાથિઆ પૂરીએ, ગરબો ગાઇએ, અને પછી પાણી ભરીને જઇએ. હજી દિવસ ઘણો છે.

**વિ.**—સહુને અનુકૂળ હોય તો ચાલો.

**મનોરમા**—દેવભક્તિમાં અનુકૂળતા કેવી?

(સહુ કામ કરવા મંડી જાય છે. કોઇ પાણી લાવે, કોઇ છાંટે અને કોઇ સાથિઆ પૂરે છે)

(સાથિઆ પૂરી રહેતાં)

**ચંચળા.**—ચાલો હવે હારદોર કુંડાળુ વળી જાઓ.

(સહુ તેમ કરે છે)

**પ્રેમ.**—મનોરમાબ્હેન! વિજયાબ્હેન સાથે બોલો અને હમો ઝીલીએ.

**મનોરમા અને વિજયા.** } **ગરબો.**

રમિએ રમિએ આંગણિએ આજ, શિવજી તારાંરે
પૂરજો પૂરજો હમારી આશ, શિવજી ભોળારે—૧૪૬
સહુ મળી સાહેલીનો સાથ, શિવજી ભોળારે
ગુણ ગાઇએ તાળી દઇ હાથ, આંગણિએ તારાંરે—૧૪૭






ત્રિગુણાત્મક સ્વરૂપ નિધાન, શિવજી ભોળારે
રસિયે ધ્યાન, ધરી થઇ ગુલતાન, આંગણિએ તારાંરે—૧૪૮
આજે આજે આનંદનો દિન, શિવજી ભોળારે
પાળીએ એવાં દેજો નિશદિન, આંગણિએ તારાંરે—૧૪૯
હસો હમો છઇએ ભોળી નાર, શિવજી ભોળારે
જો જો ક્ષમા કરી લેજો અપરાધ, આંગણિએ તારાંરે—૧૫૦
નહિં નહિ જાણિએ ભક્તિભેદ, શિવજી ભોળારે
માનીએ સહુ આવ્યા દેવાધિદેવ, આંગણિએ તારાંરે—૧૫૧
ગરબો ગરબો રમ્યા સહિયર સાથ, શિવજી ભોળારે
રૂહેજો રૂહેજો અંતર કરી અવાસ, આંગણિએ તારાંરે—૧૫૨

**મનોરમા.**—ચાલો હવે દર્શન કરવા જઇએ.

(દર્શન કરવા જાય છે એટલે યોગેંદ્રને જોતાં)

યોગી મહારાજ ! નમસ્કાર.

(એમ બોલી પગે લાગે છે. બીજી સહિયરો પણ વારાફરતી પાયે પડે છે)

**યોગેંદ્ર**—સૌભાગ્યવંતી ભવ ! પુત્રવંતી ભવ ! તમારાં વર્તનથી અને ચર્યાથી હમ સરખા તપસ્વીને પણ આજે ઘણો આનંદ મળ્યો છે.

**મનો.**—(હસ્ત જોડી) મહારાજ ! તમ સરખા તપસ્વીની કૃપા વિના એ પ્રસાદી ક્યાંથી ?

**યો.**—સદુપદેશ, સત્સમાગમ અને ઉચ્ચ અભ્યાસનાં એ ફળ છે. સ્ત્રીવર્ગમાં આવી ઉચ્ચ મનકેળવણી ચિંતનના પરિણામ વિના હોઇ શકે નહિ. એજ વિશેષ આનંદનું કારણ છે. તમારો એ શ્રમ હજી પણ વિશેષ ફળીભૂત હો. અને તેના આનંદવૃદ્ધિમાં ગૃહ, કુટુંબ, દેશ આદી લઇ સર્વને આનંદમય કરી મૂકી, તેમાંજ તન્મય થઇ, ઉચ્ચ ગતિએ પહોંચી પહોંચાડી, તલ્લીન બનો એ મારો આશિસ સર્વદા સફળ હો. કેમકે સ્ત્રી એજ પ્રેમસ્વરૂપ પ્રતિબિંબ હોવાથી સૃષ્ટિનું હૃદય છે.

**વિજયા.**—મહારાજ ! કૃપા કરી ઉચ્ચ બોધથી હમો સખી મંડળને બહુ ઉપકૃત કર્યું.

(થોડી વાર તૃષ્ણીભૂત રહ્યા પછી)

**મનો.**—મહારાજ ! કર્તવ્ય, વિયોગ આજ્ઞા માટે, તલસે છે.

**યો.**--હા, આનંદરૂપ કર્તવ્યમાં સુખેથી આરત થાઓ!

**વિ.**—ચાલો ત્યારે દર્શન કરી પાણી ભરીને જઇએ.

(સહુ દર્શન કરી પાણી ભરવા જાય છે)
(સ્ત્રીવૃંદ ગયા પછી)

ચો.—(સ્વગત) માર્ગ શ્રમથી શ્રમિત થયેલાને સ્ત્રીવૃંદે, કેવા નવા ઉત્સાહ અને આનંદ અર્પી, પવન વિના શ્રમ ભારે મંદ પડી જડ થયેલી તરણીને, રસમય સતેજ કરી છે !

થન થન થઈ વર્ણા બિંદુ શું સન્મુખ નાચતાં !
ફરી ફરી જૂદી લ્હેકીમાં તો અરે મન ખેંચતાં !
નવરસ બહુ ઉંચા અર્પે શું ગાઢ કૂદી કૂદી !
અહહ ! મન શું આપે ખૂબી સ્ત્રીવૃંદ ફૂટી ફૂટી ! ૧૫૩

અરે ! પણ જુઓ ! એઓ કેવી હોંસ અને હર્ષભર પાણી કાઢે છે !

હારોહારે લેતી પાણી, ભણે કાઢું વ્હેલી વ્હેલી
રસભરી રામા હોડ ભરે છે, મુખ વરસે સ્વેદ હેલી
વાત કરે છે, રંગ ભરે છે, ઝમકે ઝટકરે ખાલી
કૃષ્ણરૂપશું રસ ભરે ગોપી, રહ્યો છું ભાળી ભાળી ! ૧૫૪

હવે તો એ જાય છે. પણ હું શું જોઉં ?

રસિક રમણી જાતાં શિર બ્હેડું ભરેલું
તપ તપ ઘટ પીતાં નુર ભાનું ચઢેલું
જઈ તન રસ ધારા દેહ શાંતિ મળેલી
હસી હસી ગૃહ જાતાં શું ન ઇર્ષ્યા વધેલી? ૧૫૫

(વિચારમાંલીનશાંતિભંગ ઉછાળો મારતાં) મારાપર આટલી બધી અસરનું શું કારણ હશે ?

(વિચાર કરી) હા હા ! કારણ બીજું શું હોય ?

રહ્યો નથી શું રસ ઉચ્ચતામાં ?
જોતાં દ્રવે પ્રેમજ શુદ્ધતામાં;
દે છે શું એકી રૂપ કિર્ણ જૂદાં ?
ના; તો જુએ શાંતિ કિર્ણો ન શેમાં ? ૧૫૬

અરે જો ! મારા એકલાપરજ અસર કરી નથી ! આ સૂર્ય પણ એમાં અધિક ડૂબેલ હોય એમ જણાય છે !

(સૂર્યને હાસ્યમાં)

અરે તું !

છૂપાં છૂપાં વૃક્ષ પડ કરી કિર્ણ ફેંકી શું યાચે ?
ગૌરી બાળા શરમ વશ જે, કાંતિ કિર્ણે શું રાચે ?

પાડે તું જે પલક કિરણો અંગ વસ્ત્રે અડીને
જ્યોતે ઝાંખે ચકચક થતાં; શું અલંકાર તું એ ? ૧૫૭

કદાચ એ હીનભાવ તારામાં ન હોય તો,

ધારે કે શું સુવરણમયી કિર્ણ અર્પી કરું તે ?
જાતાં ગૃહે મદરસભરી સ્વામી રંગી રમે જે
મારે ફાંફાં શીદ અવનવાં ? પ્રેમ કાંતિ ખરી જે
ના તું ઇચ્છે; સ્વબળ મદમાં મોડી ઝાંખે તને એ ! ૧૫૮

(કિંચિત્‌કાળ શાંત રહી પ્રકાશ) પણ હું આમ કેમ ? હૃદય કેમ બેસે છે ? (વિચાર કરી) અરે હા !

ઉકાળે છે તારો પ્રિય ! વિરહ સંતાપ કરતો !
અહિંશાને કાજે દૂર તજી તને આમ ભમતો !
અરે ક્યાં તું ભૂલે દીન શુચિ મુખો નારી ધરતાં
ન છોડ્યાં કોણે તો ? ગૃહ સુખ ઉંચાં આશ કરતાં. ૧૫૯

અરે ! વળી આ તો એકમાંથી મુક્ત થઇ બીજામાં સપડાયો ! (મનને) મન શીદ બેચેન રહે છે ? તને આમ વળી,

શાથી થઈ મોહની ભ્રાંતિ આજે ?
ભાર્યા રૂડી સંગ ના તે શું કાજે ?
સેવ્યો ઘણે દિન વિયોગ તારો
હા હા ! હશે કેમ ! ઉચાટ ધારો ? ૧૬૦

એમ છતાં એ બેચેની પણ શું કરવા આમ પીડે ? એથી વિશેષ શું ?

(હાંકી કાઢતો હોય તેમ હાથ ચાળા કરતાં) માટે જા જા,
છોડી જા ચલ છોડ તું, આવતી મુજ અવાસ શીદ ફરી ફરી
ન, ટકે, ન તું નિભે હવે, કર્તવ્યરંગે હુલું જ્યાં બની બની. ૧૬૧

ચાલ ત્યારે હવે શું કરૂં ? (વિચાર કરી) શાંતિરામ અને અભયસિંહ હજી આવ્યા નથી. માટે ઉદ્યાનમાં ફરી આનંદની અભિવૃદ્ધિ કરી પ્રાપ્ત થયેલ આનંદઅંકુરને સતેજ રાખું.

(એમ ધારી ઉઠી ચાલે છે) (એવે ઉભારમાં પાણી વહેતું જોઇ).

જોઉં છું શું રસિક વાણી વહતી ? જાણે પ્રવાહે ખરી
દોડે શું રસ પોપવા દૃઢ વળી ? આનંદ વૃદ્ધિ ધરી

છાયા દેખું શું પોપટા રસ નવા ? જાગૃત રાખે સદા
છે શું સ્નેહ રસિક સંગ ? નહિ તો, આનંદ તે શેં કદા ? ૧૬૨

(ઉભારે ઉભારે આગળ ચાલતાં) હા હા ! એજ સિદ્ધ થાય છે કેમકેઃ—

જો જો વહે એ રસ પોપવા ખરે
આનંદી જોડું રસ દોડી એ ભરે
પીતાં પીતાં શું નહિ થાકતાં કદિ ?
વૃદ્ધિમદે નાચત જો પડી પડી ! ૧૬૩

અહા ! ઢળી ઢળી અન્યોઅન્ય રસ પીતાં દૂરથી અવલોકન કરેલ આ રહ્યા,

કેવા આંબા ઘુમટ શાખા સમૂહ કદળી વીંટી રહ્યા !
અંગ શીતળતા રૂપ કોમળતા લ્હાવો લઇ લઇ ઠરી ગયા !
રસ સમીપ પીતાં મન તન ઠરતાં ફરફર ફરતી શું ડાળિયો !
પંખી યુગલનાં રંગકલ્લોલથી રસભર પાન્થશું લોલિઓ ! ૧૬૪

આ તો વળી માતાનાં હાલરડાંનું ભાન કરાવી રહ્યો ! ચાલ, ચાલ, જોઉં આગળ શું આવે છે ! (એવે બાજુએથી)

**અભયસિંહ**—(મોટેથી) મહારાજ ! મહારાજ !

**યોગેંદ્ર**—(સ્વગત) હું તો રસમાં ને રસમાં ઝોકયો જાઉં છું. શાંતિરામ અને અભયસિંહ આવી પહોંચ્યા તે પણ જોતો નથી.

(તેમના તરફ ફરીને) (પ્રકાશ) તમારો વિયોગછતાંપણ જૂદા જૂદા અનુભવે શાંતિરસના આનંદમયપ્રવાહશિવાય બીજું કશું ભાન કરાવ્યું નથી.

**શાં.**—તત્વો સ્વાનુરૂપ ફળ ખેંચી લાવ્યા વિના રહેતાં નથી. જેથી આપને શાંતિભંગ કેવી રીતે હોય ? દૂર રમણ કરતાંછતાં તત્વજ્ઞની દૃષ્ટિ બિંદુપરથી કદિ પણ ખસતી નથી.

**યો.**—હા, એજ અનુભવ સિદ્ધ છે. પણ હવે તમો શું સમાચાર લાવ્યા?

**અભ.**—મહારાજ ! પ્રતિકૂળ સમય હવે તો દૃઢતાને યોગે અનુકૂળ થતો જણાય છે. સર્વ સિદ્ધિ આપોઆપજ તમારી સન્મુખ તત્પર થવા તરવરી રહી છે. યોગ્ય બિંદુની શોધ અને તેના નિશ્ચયાર્થે માટે પુરજન તમારી સમીપ કાલે આવનાર છે.

**યો.**—ઇશ્વર ઇચ્છાજ બળવાન છે. પણ હવે વિશ્રામ લો.

**અભ.**—મહારાજ ! બોજો ઉતરતો જાય છે એટલે વિશ્રામજ છે.

**યો.**—હા, ફળસિદ્ધિઆશાઆનંદ એવોજ હોય છે. એમ છતાં

પણ સાયંકર્મ કરી વિશ્રામની જરૂર છે.

**અભ.**—હવે ઉઠીએ.

---

## પ્રવેશ ૪.

### સ્થળ ઉદ્યાન શિવાલય માર્ગ.

(સંકેત પ્રમાણે યોગેંદ્ર પાસે જતાં માર્ગમાં જ્ઞાનેંદ્રલાલ, મૂળજી, વિવેકાનંદ વિગેરે)

**મૂ.**—જ્ઞાનેંદ્રલાલ ! એ તો ખરૂં. પણ આપણે એવા અજાણ્યા પુરૂષસમીપ જવામાં શું આપણી અજ્ઞાનતા બતાવતા નથી ?

શું રાજ્ય સંબંધ કહો કદિ યોગી સાથે ?
યાચો સલાહ તમ તો જઇ આમ જાતે;
જોતા નથી ? ફળ ફળે હજીએ વિવિધોં
થાઓ શું ઉચ્ચ? નીચ જ્યાં, કુગુલામી રીતો? ૧૬૫

જુઓ વળી,

ધારો કદિ શું તમ રીત સારી ?
શબ્દો ગુરૂ માનત લેખ ભારી
ક્યાં છે કહોરે અવકાશ બુદ્ધિ ?
સ્વાર્થી લૂંટે ના શું ? ન જેહ શુદ્ધિ. ૧૬૬

એથી હું તો,

જોઉં ગૃહે ગૃહ લોખંડ બેડી
ના ચાલે તો કોઇ મર્યાદ તોડી
લેઇ કલેશો સાંકડી વૃત્તિનાં તો
તૂટયાં ગૃહો ! હા ! અરે રાજ્ય ડુલ્યાં ! ૧૬૭

**જ્ઞા.**—(સ્વસ્થપણે,) મૂળજીભાઇ! એ ખરૂં છે. એમ છતાં સુકાની રહિત નાવને કોઇ પણ દિવસ અથડાઇ ભાંગી જવાનો ભયભરેલો સદા સંભવ રહે છે. ખારવાની યોગ્યતા સુકાનીની ગરજ સારતી નથી. ખારવાપરજ આધાર એ નાવના નાશસમયની રાહ જોવી એ શિવાય બીજું કશું નથી.

**વી.**—પણ મહાજન મંડળ ક્યાં સુકાનીની ગરજ સારતું નથી? એથી વિશેષ ઉત્તમ શું હોય ?

**જ્ઞા.**—એ સુકાની નથી. પણ સુકાનમાંજ તન્મય હોઇ સુકાનથી અભેદ ન હોવાથી એઓ તો સુકાનરૂપજ છે. વળી સુકાન સ્થળાંતર-ભયની લટકતી તલવારનો તો વિચાર આપણે કરતા નથી.

**મૂ.**—સ્થળાંતર ભય તમે કોને કહો ?

**જ્ઞા.**—વ્યક્તિનું સુકાન સામાન્ય કે પ્રચલિત સુકાનને વશ કરી તેમાંજ સર્વોપરી હોઇ સામાન્ય સુકાનની જગા લઇ પોતાનાંજ સુકાનને કાર્ય માર્ગમાં મૂકી તેને અનુસરી અમલ કરે કરાવે ત્યારે.

**વિ.**—સારાંશ એજ કે સુકાન જતું રહી ખારવામાત્રજ રહે.

**મૂ.**—ત્યારે હું જાણવા માગું છું કે ગુરૂ આચાર્ય વિગેરે જે કહો તે શું સુકાની છે ?

**જ્ઞા.**—હું એમ નથી કહેવા માંગતો કે તેઓજ છે. અને બીજા નહિ. જે એ ક્રિયાથી માહિતગાર અને તેમાં નિસ્પૃહતાથી દૃઢ તે દરેક સુકાની.

**મૂ.**—જેની આપણે સલાહ લેવા જઇએ તે એવા હોય તેની શું ખાત્રી ?

**જ્ઞા.**—ઉચ્ચતા, શુદ્ધતા, નિડરતા, દૃઢતા અને તેજસ્વીપણાથી ભરેલી ટેલમાં સમાયલો બોધ એજ ખાત્રી. એથી વિશેપ ખાત્રી શું જોઇએ?

**મૂ.**—ત્યારે તો હું વધુ ખુશી થઇશ.

**વિ.**—આપણે ઉદ્યાન સમીપ આવી પહોંચ્યા માટે હવે ચર્ચા બંધ કરો તો ઠીક.

**મૂ.**—હા, હવે બંધજ થઇ.

---

## પ્રવેશ ૫.

### સ્થળ—શિવાલય.

**જ્ઞા.**—(હસ્ત જોડી) મહારાજ ! નમસ્કાર.

(બીજા પણ નમસ્કાર કરે છે) (એમ છતાં)

**મૂ.**—(સ્વગત) પાત્ર વિના નમસ્કાર કોને કરવા? પાત્રતાની કસોટી વિના મારાથી તો નમસ્કાર થાય નહિ. ભલે આ લોકો પોતાનો વિવેક કરે. પણ આપણે તો નિરીક્ષણથી કસોટી કરવી એજ યોગ્ય છે. અજા-ણ્યા પુરૂષ આગળ એવા ઢોંગ કંઇ આપણે તો કરતા નથી.

**ચો.**—કલ્યાણ ! કલ્યાણ ! શાંતિરામ ! આસન આપો.

**શાં.**—અહિંયાં બેસો, અહિંયાં બેસો. (એમ કહી બેસાડે છે)

**જ્ઞા.**—ફીકર નહિ. ફીકર નહિ. ગુરૂજન આગળ એવા વિવેકની અપેક્ષા રહેતી નથી.

(સહુ બેઠા પછી)

**ચો.**—ગૃહસ્થયોગ્ય શાંતિમય કુશળતા તો છે ?

**જ્ઞા.**—ઉપાધિ સમયમાં એવી શાંતિની આશા કયાંથી હોય ?

**ચો.**—**કર્તવ્ય** આગળ ઉપાધિને અવકાશ કયાંથી ? તેના જોસ્સામય પ્રવાહ આગળ એ તો સર્વદા નષ્ટાજ રહે છે.

**મૂ.**—(નિરીક્ષણમાંથી જાગૃત થઇ) "**કર્તવ્ય**" કોને કહેવું ?

**ચો.**—"ગમે તે સ્થિતિમાં અને ગમે તે પ્રસંગમાં ઉચ્ચાશ્રયી હોઇ સતેજ ઉત્સાહ, ઉમંગ અને આનંદનાજ રેલતા પ્રવાહમાં ફરજ કે **ધર્મ** અદા કરવાં" એજ "**કર્તવ્ય.**"

**મૂ.**—(સ્વગત) હું તો કંઇ જૂદીજ કલ્પનામાં રમતો હતો. મારો અહંભાવ કેમ પડે છે ? હૃદય કેમ બેસે છે ? હે હૃદય ! તારે એમ અંજાઇ દબાઇ જવાનું હજી કારણ નથી.

**ધી.**—મહારાજ ! "પ્રસંગ અને સ્થિતિની ફરજ કે **ધર્મ**" એશું ?

**ચો.**—પ્રશ્ન અગત્યનો છે. કેમકે,

ડૂબે દુનિયાં ઉચ્ચ માર્ગ ચૂકી<br>
સ્વાર્થે લહે ધર્મ ૨ૅહોજ મૂકી;<br>
જીજ્ઞાસુ ઇચ્છે કદિ માર્ગ સારો<br>
જાળે પડેલાં ઝટ શું ઉગારો ? ૧૬૮

મોહ, સ્વાર્થ કે કામની વિવિધ વૃત્તિનેલીધે એના ભિન્ન ભિન્ન અર્થ સવડ પડતા કરવામાં આવે છે. તેમ કરવામાં પણ તાત્કાળિક કે અલ્પ લાભ, જીજ્ઞાસા કે વૃત્તિની તૃપ્તિમાત્રપરજ લટકી રહી દીર્ઘદૃષ્ટિ ભાગ્યેજ વપરાતી જોવામાં આવે છે. કોઇ કોઇવાર તો તરંગમાત્રજ એનું નિરાકરણ કરવા પૂરતો થઇ પડે છે. અને અંકુશરહિત જે વૃત્તિઓ દોડે તેજ ફરજમાત્ર ગણાય છે. વ્યવહારમાં આ અર્થ પ્રચલિત છે. ત્યારે,

"સૂક્ષ્મતત્વોના ઉચ્ચ સમૂહનાં કાર્ય અને એ ઉચ્ચ સમૂહને કોઇ પણ બીજાં હીન કે અધમ તત્વો સતાવે અથવા સંકોચે નહિ અને પોતાની ઉચ્ચતા સતેજ ઝળહળતા પ્રકાશમાં સમગ્ર રીતે જાળવી રાખે તેમાટે જોઇતી દૃઢતા અને સાવધાની કે બચાવના માર્ગ" એજ "**ધર્મ** કે

ફરજ” કહેવાય. અને એ અદા કરવાં એજ “**કર્તવ્ય**’ કહેવાય.

**મૂ.**—(સ્વગત) શું હું જાણતો હતો તે ફક્ત પ્રકાશનું નિજાળીઉંજ હતું ? નહિતો પ્રકાશના ભભક ભરેલા ઝગઝગતા ઓરડાનું દ્વાર નજર આગળ એકાએક ખુલ્લું ખડું થતાં ઝાંખો કેમ થાઉં ? સ્તબ્ધ કેમ બનું ? આવાં સ્વરૂપની તો કદિએ કલ્પનાપણ નહતી ! વળી જો હું ગુંચવાઉં છું ! શું પ્રશ્ન કરવો તેની વધુ મુઝવણમાં પડું છું ! કેમકે યોગેંદ્રનાં તેજ, નિડરતા અને દૃઢતા આગળ કોલવાઉં છું ! શરમાઉં છે, અને ઝાંખો પડું છું કે દીન બનું છું! આમ કેમ હશે ? ચાલ એકવાર ફરી વધુ પુછી જોઉં. (સંશયયુક્ત મ્લાન મુખે પ્રકાશ) ત્યારે શું જનસમૂહમાં મનાતો **ધર્મ** એ **ધર્મ** નહિજ ?

**યો.**—હા. અવશ્ય નહિજ. **ધર્મ** એ કંઇ વ્યક્તિમાત્રના અંતરથી-બીજાં વ્યવહારઉપયોગીસાધનમાફક જેમ હાલમાં માનવામાં આવે છે તેમ-બાહ્યભિન્નવસ્તુ કે સાધન નથી. એતો અંતરનુંજ સ્વકાર્ય છે. ધર્મ કંઇ સ્વાર્થવૃત્તિ કરાવી ભય દીનતા આણી સંકુચ કરી કલેશિત કરે નહિ. કે અહંભાવથી ક્રોધ, તિરસ્કાર કે અવજ્ઞા ખીલવી વિશાળતા કે સમાનતાથી વિમુખ રાખે નહિ. કે આળસ, ઉન્માદ, બેદરકારી કે સાંકડીવૃત્તિથી યોગ્યને યોગ્ય ન્યાય આપતાં ચૂકે નહિ. ટુંકમાં એવી અનેકરીતે હીણા હલકા કે અધમ બનાવે નહિ. પણ એ તો સર્વદા અભય, શૌર્ય, અને દૃઢતાજ પ્રાપ્ત કરાવી, સરળતાને હરેકરીતે માર્ગ આપી, વિશાળ બનાવતાં બનાવતાં, સમગ્રરીતે **સમાનતા, સ્વતંત્રતા, નિસ્પૃહતા,** અને **પ્રેમજ** ખીલવી અખંડ શાંતિનો આનંદ રસજ આપે છે.

**મૂ.**—ત્યારે એ હૈયાતીમાં આવી પાયમાલીનું કારણભૂત થઇ પડયો એ શાથી ?

**યો.**—મનુષ્યમાત્રની ગ્રહણશક્તિ એક સરખી નથી. તેથી અલ્પશક્તિવાળાને માટે નિર્માણ થયેલ જૂદાં જૂદાં ઉચ્ચતત્વના પૃથક્કરણ સ્વરૂપનું અને તેનાં દૃષ્ટાંતોનું-સમગ્રસ્વરૂપ ભૂલી જઇ પૃથક્ પૃથક્ ઉચ્ચતત્વનેજ એક સમગ્રરૂપમાની—અવલંબન કરે અન્ય સ્વરૂપ તરફ અભાવ ઉત્પન્ન થઇ દૃઢ થવાથી, એ અન્ય સ્વરૂપ તેમજ સમગ્ર સત્યસ્વરૂપની અવજ્ઞા કે તેના સ્વરૂપ સમજની અજ્ઞાનતા, એજ કારણ. વળી આવી રીતે પૃથક્ થયેલ તત્વોનું પણ સરળતા અને સગવડતાવાળા તત્વોની અધમતા કે ઉચ્ચતાનો પ્રસંગના સંબંધમાં વિચાર કર્યા વિના સ્વાર્થને બંધ બેસતા અર્થમાં ગ્રહણ, એમાંજ **ધર્મ**ભાવનાની સ-

માપ્તિ મનાઇ. એ પ્રમાણે જૂદા જૂદા વાડા કે હદ અને તેમાં પણ નાની નાની ગલીવાળી સંકુચિતવૃત્તિનું ફળ બીજું શું હોય ?

**ધી.**—મહારાજ ! ત્યારે યોજક પ્રવર્તક અને અનુયાયી એકજ પ્રવાહમાં તણાતા જોઇએ છીએ એનું કારણ શું ?

**યો.**—સાંભળો,

ઝીલી કોણે ધગ ધગ તપતી કાંતિ સૂર્યે રહિજે ?
લ્હાવો લેવા ધીરજ ધરી કુણે દૃઢ હામો ભરી છે ?
છોડી નાહા ભ્રમ મન ગણતાં સ્વાર્થ ભ્રાંતિજ જાગે
ના, ના, એતો અફળ શ્રમ જશે; કોણ શ્રદ્ધા ન નાસે? ૧૬૯

કેમકે સ્વાર્થવૃત્તિપરથી અધોઅધો,

ખસી ખસી ડગ જાતાં અંધકૂપે પડે એ
ભૂલી મન તન ભાનો ક્યાંય છે ના સૂઝે તે
કિરણ કદિ ટકે શું ? રાત્રી જ્યાં ઘેરતી તો
સમૂહ તિમિરમાંથી કોણ છૂટયું જુઓ છો ? ૧૭૦

વળી ગતાનુગતિક હોવાથી ચિંતનનેઅભાવે સમગ્ર વિલોકી શકતા નથી. જેથી સૃષ્ટિક્રમનો એ સ્થાપિત નિયમ છે કે જે રૂપમાં આપણે તત્વો ફેંકીએ તેજ રૂપ વૃદ્ધિ પામી પામી આપણને અસર કરી ઘેરી લીધા વિના રહેતું નથી. ઉન્નતરૂપ ઉચ્ચ ગતિએ લઇ જાય છે ત્યારે અધમ તો આપણી આસપાસ ફરી વળી આપણને વીંટી, જકડી લઇ, આપણે ગમે તેટલા અલગ રહેવા માંગીએ તોપણ, આપણે ઉત્પન્ન કરેલા દાવાનળ માફક, આપણનેજ ગળી બાળી ભસ્મ કરે છે. તેથી તે લોકોએ ગમે તેટલું અલગ રહેવા ધાર્યું હોય તે છતાં તેમાં સપડાય એમાં શું આશ્ચર્ય ? જુઓ:—

સરળ રહી ન છૂટે સ્પર્શ અધ્યાસ લીધો
ભમી ભમી મન દોડે નિત્ય દે રંગ સીધો
રમી રમી રસ તર્કે અંગને હર્ષ દીધો
ધસી ધસી વૃત્તિ જાયે સ્વાદ કેવો તું મીઠો ! ૧૭૧

આવા મનોભાવ છૂટતા નથી પણ જ્યાં ત્યાં ઘસડી લઇ જાય છે.

**મૂ.**—ત્યારે તો આવી પતનતાના ભ[illegible]થી કોણ સુ[illegible] રહ્ય શકે ?

**યો.**—કર્તવ્યજ્ઞ પુરૂષો.

**ધી.**—એઓ અલગ કેમ ર[illegible]

**યો.**—એમાં સંશય શું?

કમળ જુઓ જળ નિત્ય સેવતાં
પત્ર જળસ્પર્શ કદિ શું ઇચ્છતાં?
જળ ટીપુ સંગથી મોતી ભાસતું
કિચડશું તે કદિ રંગ રાચતું? ૧૭૨

**શ્રી.**—આવી સ્થિતિનું ભાન કેમ થાય?

**યો.**—પોષાયલી અંતરવૃત્તિ ધસડાઇ જઇ બાહ્યમાર્ગ કરવા જતાં જ્યાં ત્યાં અથડાય છે, પછડાય છે, અને આશા, નિરાશા, કલેશ, પરિતાપ વિગેરે સહન કરતી, અધ્યાસ અને અધ્યાસનાજ ઉદ્ભવ થતાં નવાં નવાં વમળોમાં ગોથાં ખાય છે. ત્યારે એવા એવા અધ્યાસનો પાસ ધીમે ધીમે ઓછો થઇ નિર્મુક્ત થયા વિના એ સ્થિતિનું ભાન કેવી રીતે હોઇ શકે? એવાં વમળો અને તેના અધ્યાસમાંથી મુક્ત થવા યોગ્ય અવલોકન, ચિંતન, અને ધ્યાનની જરૂર છે. માટેજ મનને યોગ્ય અભ્યાસનોજ અધ્યાસ કરાવવો એવી ઉચ્ચ કર્તવ્ય લાગણી હોવી જોઇએ. અને એમ થવા માટેજ શમ, દમ, યમ, નિયમાદિકની આવશ્યકતા છે. જુઓઃ—

રોધે ધૈર્યે અધિક બળ દે ચેતના ચૈતનો જે
ધૈર્યું વારી જહિં તહિં બહુ માર્ગ શોધી ફરે છે
કે એ ક્રિયા અકળિત ધરી વૃષ્ટિધારા કરે છે
દાબ્યાં એ સૌ ઉછળી ઉછળી રંગ ઉજાસી દે છે. ૧૭૩

એજ પ્રમાણે રોધકરેલો મનોવેગ અકલ્પિત દિશામાં ઉજાસી પ્રકાશ્યા વિના રહેતો નથી. વળી સભ્યતા, સુધડતા, વિવેક, વિનયાદિક વ્યવહારિક રીતો પણ શું છે? રોધનાંજ સૂક્ષ્મઅંશપરમાણુ. જ્યારે એવાં અલ્પ પરમાણુ પણ સામાન્ય સુખદાતા થઇ પડે છે તો રોધનાં મહત્ બળની કલ્પના શું થઇ શકે? એતો અવર્ણ્યજ છે. અને અનુભવ કર્યેથીજ જણાય.

**મુ.**—ત્યારે એઓ અગ્રગણ્ય ભાગ કેમ નથી લેતા? અને પોતાના સ્વરૂપની અસર કેમ નથી પ્રકાશતા?

**યો.**—અનેક અધમવૃત્તિમાં ધસડી જઇ ફસાવનારી આડંબરવૃત્તિ એમને માન્ય નથી. પ્રકાશ અને અંધકાર એ સ્થાપિત નિયમ છે. તો સૂર્યકિરણ માફક અંધકાર કાપી માર્ગ કરવો કરાવવો એજ એમનું કર્તવ્ય છે.

**શ્રી.**—એવી સ્થિતિમાં એઓ કેવાં સ્વરૂપમાં રહે?

**યો.**—બાહ્ય અજ્ઞાની જનોને તેમનાં અંતરભાવ કે અંતર સૂક્ષ્મ સ્વરૂપની કલ્પના ન હોવાથી અંધકારમય વૃત્તિમાં તેમને સામેલ ગણતા હોય. પણ તે તો સૂર્યતેજમાફક આનંદમય પ્રકાશમાંજ રમણ કરતા વિચરે છે.

**મુ.**—ત્યારે એવો સમાજ સામાન્ય જનસમૂહને ઉપયોગી પણ શું ?

**ધી.**—એથી પણ વધુ સામાન્ય સૃષ્ટિક્રમને અને જનસમૂહની વ્યવસ્થાને એમના વિના બાધ પણ શું આવે ?

**યો.**—સૂર્ય અસ્ત થતાં એનું ઉપયોગીપણું જતું નથી. ખરૂં જોતાં તો સૂર્ય અસ્તજ થતો નથી. તેજ પ્રમાણે એવા પુરૂષો અંધકારમાં દીસતા છતાં અંધકારમાં નથી. પણ સર્વદા ઉદય કિરણવાળાજ હોઇ પોતાના કિરણ નિરંતર પ્રકાશ્યા કરે છે. વળી એકલી રાત્રી કે એકલા દિવસની વ્યવસ્થાથી ચાલે નહિ, તેમજ એમના પ્રકાશમય કિરણો વિના એકલી અંધકારમય સૃષ્ટિ કે જનસમુહ વ્યવસ્થા ઘડીભર પણ ટકી શકે નહિ. એ અભાવે તો નિરંતર અથડાટ, અવ્યવસ્થા, ક્લેશ, વિનાશ, પરિતાપાદિક નાશ કરનાર ફળ શિવાય બીજાં કશાં ફળ મળે નહિ. સર્વ વ્યવસ્થા ચંચળ અને તરંગમય બની જતાં શાંતિ ક્યાંએ દૃષ્ટિગોચર થાય નહિ. સહવાસમાં ન આવતાં છતાં પણ અનેક ભિન્ન ભિન્ન દ્વાર દ્વારા એવાનાં કિરણ સદા શાંતિદાતાજ હોય છે.

**વિ.**—(હર્ષિત બની) મહારાજ ! રાજ્ય એ પણ જનસમૂહની એક વ્યવસ્થા છે; ત્યારે આ પ્રમાણે તો એ વ્યવસ્થા પણ કર્તવ્યના અંકુશ વિના નિભી શકે નહિ. અને કર્તવ્યજ્ઞાન એજ ધર્મ તો ધર્મ વિના કોઇ પણ રાજ્યવ્યવસ્થા ટકેજ નહિ.

**યો.**—હા અવશ્ય.

**ધી.**—(મૂળજીને કાનમાં ધીમેથી) હવે શું પૂછીએ ?

**મુ.**—(ધીમેથીજ) મને તો પૂછવાનું હવે કંઇ રહ્યું જણાતું નથી.

**નૃ.**—મહારાજ ! ધર્મની વ્યાખ્યામાં તમો કહી ગયા કે "સૂક્ષ્મ તત્વનો ઉચ્ચ સમૂહ" એ શું ?

યો.—**સ્વતંત્રતા, સમાનતા, નિસ્પૃહતા,** અને **પ્રેમ** આ ચાર મુખ્ય તત્વ ગણાય છે. એ શિવાય બીજાં ગૌણ ઉચ્ચ તત્વો એ ચારમાંથી એક નહિ તો બીજાના પેટામાં આવી જાય. જેથી જેનો સબંધ એ ચારમાંના એકની સાથે મેળવી શકાય તે ગૌણ ઉચ્ચ તત્વ ગણવું. કેમકે એ ગૌણ ઉચ્ચ તત્વ પ્રગાઢ થઇ ઉચ્ચ ગતિ તરફ વૃદ્ધિ

પામતાં પામતાં મૂળ સ્વરૂપ કે મુખ્ય ઉચ્ચ તત્વની સમગ્રતા પ્રાપ્ત કરે છે.

**ભો.**—મહારાજ ! એ શું ફળ આપે ?

**ચો.**—એ ચાર તત્વો સંપૂર્ણ દરેક શાખાદ્વાર પરિપક્વ થતાં અભય અને શાંતિ પ્રાપ્ત થાય છે. જેને કર્તવ્યજ્ઞ પુરૂષો નિત્ય સૂખ અને સત્ આનંદનાં સાધન માને છે.

**ભો.**—તપસ્વી ચપ્તુરા આગળ જે ટેલ બોલ્યા હતા તેને ભાવાર્થ હવે સ્પષ્ટ થયો.

**અભ.**—મહારાજ ! **"સ્વતંત્રતા"** અને **"સમાનતા"** વિષે મેં શાંતિરામજીને પણ પ્રશ્ન કર્યો હતો પણ અવકાશને અભાવે નિરાકરણ થએલું નહિ. ત્યારે કયા અર્થમાં એ ગ્રહણ કરવાં ?

**મૂ.**—(નવું કિરણ હાથ આવ્યું હોય તેમ જાગૃત થતાં) હા ! હમે પણ ક્યાં **સ્વતંત્રતા** અને **સમાનતા**થી બહાર જઇએ છીએ ?

**ચો.**—એમ ન હોય. તમારો અંતર આકાશ ભૂમિવત્ છે. તમારી **સ્વતંત્રતા** કોઇ પણ કેંદ્રબિંદુ રહિત બાહ્ય આડંબર છે જે કર્તવ્યજ્ઞને મુદ્દલે માન્ય નથી. તત્વોના અથડાટથી એ ડોળાઇ નષ્ટ થાય છે. ત્યારે કર્તવ્યજ્ઞને તો એ "પોતેજ કારણ અને સર્વ તત્વોપર તંત્ર ચલાવનાર સ્વતંત્ર ઉચ્ચ બિંદુ" એજ છે. જેથી કોઇ પણ નીચ, હીન કે સ્વાર્થમય તત્વ એની સત્તા લોપે નહિ કે એની સત્તા સામે અથડાય નહિ એટલુંજ નહિ પણ એ સત્તા તરફ નજર પણ ફેરવી શકે નહિ. એટલે કે કોઇ પણ હીનતત્વના અથડાટ વિના ઉચ્ચતત્વ શુદ્ધિ અને દૃઢતાથી સ્વતઃ સ્વતંત્રજ વિચરે. તમારી **સ્વતંત્રતા** સ્થૂળને સંબોધીને છે ત્યારે આ સૂક્ષ્મ નેજ સંબોધીને છે. એક સ્થૂળ વશ કરે છે ત્યારે બીજી સૂક્ષ્મ. તમારી **સ્વતંત્રતા**, સ્વાર્થ-અધમ, હીન, કે નીચ-નેજ વશ વર્તતી હોવાથી, ખરેખર **પરતંત્રતાજ** છે. ઉચ્ચ સૂક્ષ્મ પ્રકાશ આગળ એ કોઇ પણ દિવસ વિજયવતી હોતી નથી. સૂર્ય તેજ આગળ આગિઆનું આડંબરી સ્વરૂપ ક્યાં સુધી ટકે ? એ તો અંધકારમાંજ ચળકે.

**મૂ**—હમને કેંદ્રબિંદુ ન હોવાનું કે તે ડોળાયમાન થવાનું કારણ શું?

**ચો.**—ઉચ્ચને પતન કરનાર અનેક છિદ્રોરૂપી તત્વોનો સંસર્ગ હોવાથી ઉચ્ચ સમગ્ર દિશામાં સ્વતંત્ર વિચરી શકતું નથી. પણ હીન અધમ કે નીચ પરવશ હોવાથી સદા ચંચળ હોય છે જેથી ઉચ્ચ ફળ પ્રાપ્તિની શ્રદ્ધા નહિ. વળી ઉચ્ચ ફળ સ્વરૂપની કલ્પના નહિ તેથી દૃઢતા નહિ. માટેજ ડોલાયમાન થઇ નષ્ટ થાય. વળી શુદ્ધચિંતનનેઅભાવે

તત્વોનુ સ્પષ્ટિકરણ નહિ; અથવા તેવાં સ્પષ્ટિકરણમાં શ્રદ્ધા નહિ. તેથીજ બિંદુરહિત.

**મૂ.**—જનસમૂહનું સુખ અને તે સચવાય એ વ્યવસ્થા એ શુ બિંદુ નહિ ?

**યો.**—ના, નહિ. એનો તો કર્તવ્યબિંદુના વ્યવહાર માર્ગમાં સમાવેશ થઇ જાય; જેથી એવા અનેક આપોઆપ સુખદ વ્યવહારમાર્ગમાં એની ગણના પણ શું ? કર્તવ્યજ્ઞમાર્ગમાં તો અન્યને એ આપોઆપજ તણાઇ આવી ફળદાતા થઇ પડે છે. ત્યારે અજ્ઞાનતાને–શ્રદ્ધાને અભાવે એની કસોટી ન હોવાથી–અનેક સુખની લાલસા અને એવાં સુખ માટે ઉથલપાથલ અને અનેક હીન, અધમ, સ્વાર્થમય, એકલપેટી કે સાંકડી વૃત્તિઓ કરાવી, તેમનાં તેવાંજ વિકરાળ ફળ સાથે, સુખ સાધ્ય કરવાને બદલે, સુખને ઘસડી જઇ અનેક વમળમાં ફેંકી દે છે.

**મૂ.**—ઉચ્ચને શું ચંચળતા નહિ ?

**યો.**—નહિજ. ઉચ્ચનું ફળ સ્વતઃ સિદ્ધજ હોય છે. તેથીજ તેમાં શ્રદ્ધા દૃઢ થાય છે. શ્રદ્ધા દૃઢ થતાં દૃઢતા ડગતી નથી. કેમકે એની સત્તાના પ્રકાશનું ભાન થતાં એ પ્રકાશનીજ અભિવૃદ્ધિ કરવા લાલસા આનંદમય વધ્યા કરે છે. ત્યારે સંકુચ, સ્વાર્થમય, હીન, અધમ, કે નીચ લાલસા અને ભાવો (કે વૃત્તિસ્વરૂપ)માં એવી શ્રદ્ધા અને દૃઢતાને અવકાશ નથી. કેમકે એ જડ હોતાં પ્રકાશરહિત હોવાથી ફળ બીજાં કોઈ પણ બાહ્ય કે અંતર સૂક્ષ્મતત્વને વશ વર્તી નષ્ટ થઇ જવાનો સંભવ અને સંશય દૂર થઇ શકે એમ નથી. માટેજ એ ચંચળ, પરતંત્ર, અને ભયાન્વિત હોય છે.

**મૂ.**—ત્યારે તમોએ કહેલ બિંદુવાળા પણ કયાં દુઃખી, ઉપાધિ યુક્ત અને નાશવંત હોતા નથી ?

**યો.**—કર્તવ્યજ્ઞમાં આરોપણ કરવામાં આવતી વૃત્તિઓ પ્રવૃત્તિ નથી કે જેને નષ્ટ થવાનો ભય હોય. અજ્ઞાનતામાં, પોતાના અધમ સ્વરૂપને અનુસરતો અંધકાર આરોપણ કરવાની વૃત્તિઓ નિર્મૂળ થઇ શકતી નથી. જેથી વિલોકવામાં પણ અજ્ઞાનતા બાહ્યજ વિલોકે છે. સૂક્ષ્મનાં અંતરમાર્ગ, ઉચ્ચતા, અને આનંદ વિલોકી શકતી નથી.

**મૂ.**—અંતર વિલોકવાની શી જરૂર ? જનસમૂહને તો બાહ્યજ જરૂરનું છે. એમને, પ્રત્યક્ષ ફળ ત્યાગ કરી, અનુમાનિક ફળમાં લલચાવવાનું કારણ શું ?

**ચો.**—જો સર્વ પ્રકાશમયજ હોય તો અંધકાર પ્રશ્ન નિરાકરણને પણ ક્યાંથી અવકાશ ? અને તે દૂર કરવા અપેક્ષા પણ શા માટે ? કેમકે પ્રકાશમાં દૂર કરી સંશય ટાળવા જેવું કંઇજ હોતું નથી. એથી એકલા અંધકારમય કે એકલા પ્રકાશમય સ્વતઃ સિદ્ધ સ્વરૂપનું નિરાકરણ હોઇ શકે નહિ. સૂર્યમાં અંધકારનો તેમજ રાત્રીમાં સૂર્યનો આવિર્ભાવ થઇ શકે નહિ. ઉચ્ચસ્વરૂપસુખ, આનંદ, કે શાંતિપ્રાપ્તિની જીજ્ઞાસા પ્રાણીમાત્રને હોય. અને તેમ હોતાં પ્રત્યેકની ઉચ્ચતાની કસોટી—જ્યાં એ સ્વરૂપ હોય ત્યાં—પ્રત્યેકનાં સ્થાયિપણામાં અને પ્રત્યેકનાં સ્વરૂપનાં શાંતિફળમાંજ દૃષ્યમાન થાય છે. સ્વરૂપ અને તેનાં ફળનો આધાર અંતરવૃત્તિ કે સૂક્ષ્મસમૂહપરજ રહેછે. માટેજ **અંતર**ની આવશ્યકતા. સ્થાયિપણું પણ એપરજ આધાર રાખે છે. જનસમૂહ કર્તવ્યજ્ઞ થયા વિના **અંતર** હેતુ વિલોકી શકે નહિ. જેથી કરી બાહ્ય ઉપરથી, અજ્ઞાનતાને પ્રભાવે, ગમે તેવાં અનુમાન કરી, વ્હેમનાં વમળમાં સપડાઇ, ગમે તેવાં સ્વરૂપોની કલ્પના ખડી કરે છે. કર્તવ્યજ્ઞ એ ભયમાંથી દૂર રહી કે રહેવા કર્મ માર્ગ જાણી તેને શાંતિથી અવકાશ આપે છે ત્યારે અજ્ઞાનતા એ કર્મ માર્ગ સાથે જાણે મલ્લયુદ્ધ કરવા માંગતી હોય એવું વર્તન ચલાવતી રહે છે. જેથી ભય, બેચેની, અસંતોષ, દીનતા, અસ્થિરતા, ઉચાટ, સંતાપ, આકળાપણું, સંકુચવૃત્તિ, ધાંધલ, આડંબર, અધીરાઇ, અવજ્ઞા, અવિવેક, ઉચ્છૃંખળપણું, ઇર્ષ્યા, મત્સર, લોભ, અસૂયા, વ્હેમ, વેર, ક્રોધ વિગેરે હીન, અધમ, નીચ, અને પતન કરનાર તત્વોજ ખીલવી એમની જ્વાળામાં દીન કે ભયાન્વિત દગ્ધ બળ્યા કરે છે; કે વર્તનમય ભૂમિકાની હદ બાંધી અન્ય ઉન્નતસ્વરૂપતરફ આક્ષેપશીલ હોઇ, મદોન્મસ્ત, અજ્ઞાન, સંશયાત્મક, દુરાગ્રહી, વિતંડાશીલ કે અંધકારમય રહેતાં વ્યવહારસુખની પરિસીમામાંજ લુબ્ધ હોય છે. અને અંતે કષ્ટ અને કષ્ટમાંજ, કે સત્યસ્વરૂપ જાણવા પ્રયાસ અથવા દરકાર કર્યાવિના સંશયાત્મક સ્વરૂપની પ્રગાઢ આક્ષેપશીલવૃત્તિના અહંભાવમાંજ કે શુષ્ક બુદ્ધિવાદના વિતંડામાંજ, વિશાળતા અને સમગ્રતાનું દ્વાર બંધ કરતા વિનાશ પામે છે. ત્યારે કર્તવ્યજ્ઞ શમ, દમ, યમાદિકથી અવકાશ આપતાં ક્ષમા, પ્રેમ, શૌર્ય, ધૈર્ય, સંતોષ, ઔદાર્ય, વિવેક, વિનય, નમ્રતા, સત્યસ્વરૂપજ્ઞાનજીજ્ઞાસા, નિસ્પૃહતા, સત્ય, આર્જવ, શુદ્ધતા, સમાનતા, દૃઢતા, દયા વિગેરે ઉચ્ચ, તત્વ ખીલવી, ભવિષ્યના વિચાર અને ભવિષ્યની બાહ્ય કે સ્થૂળ આશારહિત, આનંદમય શાંતિમાં ભયરહિત બની, શાંતિવૃદ્ધિની આશામાં અભય કેળવી,

કર્તવ્ય અદા કરતો સ્વતંત્ર નિત્યાનંદ સુખમાં તલ્લીન રહે છે. હવે કહો, એવાં શાંતિસુખની ઇચ્છા કોણ નહિ કરે ? અજ્ઞાનતા તો અજ્ઞાનતાને અભ્યાસે અને અભ્યાસે શાંતિ શોધતાં કે શાંતિસ્વરૂપ તરફ બેદરકાર, અવજ્ઞાશીલ, અને આક્ષેપશીલ રહેતાં અંધકારમાંજ સપડાય છે કે અંધકારમયજ રહે છે.

**જ્ઞા.**—એ તફાવતની કોઇથી ના પડાશે નહિ. માટેજ એવાં ઉચ્ચતત્વોને આધીન રાજ્યવ્યવસ્થા શાંતિ અને અભય આપનારી થઇ પડે.

**વિ.**—આપણો તો અસલથીજ એ અભિપ્રાય હતો. પણ ભાવનાનું કેંદ્રબિંદુ આટલું બધું ઉચ્ચ હતું નહિ.

**ધી.**—મારે પણ હવે કબુલ કરવું જોઇએ. પણ એ વ્યવસ્થા કેવી રીતે ઉભી કરી ચલાવી શકાય ?

**મૂ.**—હા, ઉચ્ચતા છે. પણ એ તો સ્વર્ગનાં સુખ જેવું છે. એ સ્વરૂપમાં રહીજ કેમ શકાય ?

**યો.**—તમારી ભાવના ઉચ્ચ હશે અને શ્રદ્ધાથી દૃઢતા હશે તો કાળાંતરે પણ એ ફળીભૂત થશે. સમયપરત્વે સહુ આપોઆપજ દૃઢતાને યોગે આવી મળશે. તમારી મનોવૃત્તિ દૃઢતાને યોગે કેળવાઇ તમને તે પ્રાપ્ત કરવાના માર્ગ તરફજ ધસડી જશે. ઉચ્ચતત્વવાળાં કર્તવ્યમય કિરણો બહાર પ્રકાશવું શરૂ કરશે. અને જે જાતની ભીતિ રાખવામાં આવે છે તેને લેશમાત્રપણ અવકાશ રહેશે નહિ. ઉચ્ચ વ્યવવસ્થા ઉચ્ચ ફળજ ઉતપન્ન કરશે. જેથી ભવિષ્યના નિભાવ માટે પણ ખાલી અંદેશામાં રહેવાનું કંઇ પણ કારણ નથી. અભ્યાસથી ગમે તો સ્થિતિમાં રહી શકાય છે. ત્યારે ઉચ્ચ સ્થિતિનો આનંદરસસ્વાદ ચાખ્યો તો તે કદિપણ છૂટશે નહિ. કાળાંતરે ઝોકો ખાશે, સ્તબ્ધ થશે, કે કદાચ અંજાશે પણ પરિણામે ઉચ્ચતાને લીધે એવી ડાલમડોલ સ્થિતિમાં પણ શાંતિ અને અભયમય આનંદભાવનાનો લોપ નહિ થતાં એજ આનંદતેજ વૃદ્ધિ પામી, દૃઢતા પરિપૂર્ણ અંશે પકવ કરી પાછો ઉછાળો માર્યા વિના રહેશે નહિ. એજ સ્થાપિત નિયમ છે.

**જ્ઞા.**—ત્યારે તોઃ—

"કર્તવ્યજ્ઞ પુરૂષોની સલાહથી કર્તવ્યજ્ઞ પુરૂપને રાજ્યાસને રાખી રાજ્યવ્યવસ્થા જારૂ રાખવી એ પણ કર્તવ્ય છે. અને એવાં કર્તવ્યવાળી વ્યવસ્થાજ આ લોક અને પરલોકનું કલ્યાણ કરનારી છે."

**ધી.**—કર્તવ્ય જાણી અમલ કરવો એજ હવે તો જરૂરનું છે.

**મૂ.**—હા, એમજ થવું જોઇએ. પણ કર્તવ્યજ્ઞ ક્યાં શોધવા ?

**યો.**—અનુકૂળ સમયે તે આપોઆપજ પ્રકાશે છે. શોધવાની જરૂર નથી.

**જ્ઞા.**—(હસ્ત જોડી) મહારાજ, આજે બહુ તસ્દી આપી ! વખત પણ ઘણો ગયો છે. તમને પણ તમારાં કર્તવ્યમાં અંતરાયભૂત થઇ પડીએ માટે આજ્ઞા આપોતો જઇશું.

**યો.**—કર્તવ્યમાં અંતરાય શાનો ? હમને પણ આવા સત્સમાગમથી આનંદજ થાય છે. એમ છતાં મનોવૃત્તિ ઉઠી તો સુખીભવ !

**મૂ.** (હસ્ત જોડી) નમસ્કાર! મહારાજ ! નમસ્કાર! અત્યારસુધી અહંભાવમાં ડૂબેલ હતો. બહુ શ્રુતના ગર્વમાં અંધ હતો. આપની નિર્મળતા આગળ એ સહુ લય થઇ નષ્ટ થઇ ગયાં છે. હવે તો આપના આશિસજ યાચું છે.

**યો.**—કલ્યાણ ! વત્સ ! કલ્યાણ ! શાંતિમયભવ !

**મૂ.**—મહારાજ ! બહુ કૃપા કરી ! હવે આજ્ઞા દો.

**યો.**—સુખીભવ!

(બીજાઓ પણ વારાફરતી નમસ્કાર કરી જાય છે)

**જ્ઞા.**—(જતાં જતાં) મહારાજ ! હવે રજા લઇએ.

**યો.**—કલ્યાણ ! કલ્યાણ !

(સહુ જાય છે). (જતાં જતાં માર્ગમાં)

**જ્ઞા.** - અહા !

ભ્રૂભંગે અકળાટ અંતર તણો ક્રોધી ન આપે જરા
તિરસ્કાર અહં જનિત વળી ના ઝૂમી મુખે દીસતા
શાંતિ પોષિત ધૈર્ય રંગ રમતાં ભાવો સમાનો દીપે
હીનો ઉચ્ચ કરે શુણી શીખ દઇ જ્ઞાનીજનો ધન્ય તો! ૧૭૪

**ઇતિ શ્રદ્ધાદૃઢીકરણ નામ તૃતીય અંક સંપૂર્ણ.**

---

# અંક ૪.

## પ્રવેશ ૧.

### સ્થળ—પ્રયાગનગરી.

(ભાનુશંકર ગોકુળરામના ઘર આગળથી જતાં)

**ગો.**—(મોટેથી) ભાનુશંકરભાઇ ! ભાનુશંકરભાઇ ! આવો ! આવો !

પાનસોપારી કરતા જાઓ.

**ભા.**—ઉમંગના ઉમળકામાં ને ઉમળકામાં જતો હતો પણ બોલાવ્યો તો સત્કાર ગ્રહણ કરતો જાઉં.

**ગો.**—તમે તો ગૃહે ગૃહના ફરવાવાળા એટલે કાંઇ નવા જૂની ?

**ભા.** ક્યાં અજાણ્યા છો ?

**ગો.**—હમે તો વ્યાપારની ધમાલમાં પડેલા એટલે ઘડીની પણ ફુરસદ નહિ. જેથી કાંઇ જાણીએ નહિ.

**ભા.**—ભાઇ! હાલમાં કાંઇ એવું જાણવાનું નથી. પણ જાણવાનુ આવશે તેના પડતા પડઘા વિષે હું તો બોલ્યો.

**ગો.**—વળી એ શું? એવા વિચારમાટે હમને અવકાશ ક્યાંથી ?

**ભા.**—ભાઇ! વિચાર કરવાનો કંઇજ નથી. સહુ નજર આગળ છે. મોહેંદ્ર ગાદીપતિ થયાપછી કમળપત્રપર રહેલાં ટીપાંની માફક રાજ્ય વ્યવસ્થાના રંગ બદલાયા કરે છે. ઘડીકમાં વિશ્વાસુ બને તો ઘડીકમાં વ્હેમી કે અધીરો થઇ જાય. તો ઘડીકમાં ભય ભય જુએ. તો ઘડીકમાં મોહ કે હીન સ્વાર્થરૂપી જય કીર્તિ મેળવવા ઇચ્છે. તો ઘડીકમાં સમાનતા બતાવવા જાય. કે ઘડીકમાં ગમત ગમતના પોકાર કરી તેમાટે ફાંફાં મારે. આવા ઉછળતા સમુદ્રતરંગથી પ્રજાનાં મન ક્યાં સ્થિર રહે છે ?

**ગો.**—હા, એતો ખરૂં છે. સહુનાં મન ઉંચાંઉંચાં લાગે છે. પણ એતો સ્વભાવ પ્રકૃતિ છે. એને રાજ્ય સાથે વિશેષ શું સંબંધ ?

**ભા.**—ભાઇ! રાજ્ય તે પ્રકૃતિ વિનાનાં છે? પ્રકૃતિનાં ઘણાં સમૂહનું કેંદ્રબિંદુ તે રાજ્ય.

**ગો.**—ત્યારે પ્રકૃતિ પ્રકૃતિનો ધર્મ બજાવે એમાં વિશેષ શું ?

**ભા.**—પણ એ કેમ બજાવે છે તેજ જોવાનું છે. એપરજ કેંદ્રબિંદુનાં સ્થાયિપણાંનો આધાર રહે છે.

**ગો.**—"કેમ" એટલે ?

**ભા.**—ઉચ્ચાશ્રયી થઇને કે હીનાશ્રયી થઇને.

**ગો.**—ત્યારે હાલ હીનાશ્રયી શું ?

**ભા.**—એકદેશીય કે સાંકડી વ્યવસ્થા. જેથી અન્યોઅન્ય વિશ્વાસભંગ થતાં ઉચ્ચ હેતુ પણ વ્હેમથી ભયયુક્ત ગણાઇ અનર્થ થાય છે. જેથી એવી વ્યવસ્થાને ભોગે પ્રજા વગર દંડે દંડાય છે, કલેશિત બને છે, અને ઉકળે છે. ભિન્નતાને લીધે સ્વાર્થ એકદેશીય સ્વરૂપજ પકડે છે. એવી રીતે મનોભાવમાં અંતર વધતાં વધતાં વ્યાકુળ પ્રજાની

ઉત્કંઠા શિવાય બીજું શું નવું હોય ?

ગો.—ત્યારે શું મોહેંદ્ર રાજ્ય ગુમાવી બેસશે ?

**ભા.**—હાલનાં એનાં પ્રકૃતિફળ જોતાં મોડેથી પણ એજ ભાવિ નીકળશે એવા ભણકારા મને તો લાગે છે.

ગો.—ત્યારે પાછું કોણ આવશે ?

**ભા.**—જેની પ્રવૃત્તિ વિશેષ બળવાન હશે તે.

ગો.—શું ત્યારે આપણે તો જંપીને બેસવાનાજ નહિ ? આજે એક તો કાલે બીજો.

**ભા.**—હા, જ્યાંસુધી ઉચ્ચાશ્રયી પ્રકૃતિરૂપપ્રવૃત્તિ સ્થાપિત નહિ થાય ત્યાં સુધી.

ગો.—થનાર હશે તે થશે. પણ તૈયારી ક્યાં હતી ?

**ભા.**—કોઇ બે શિષ્ય સાથે આચાર્ય આવ્યા છે તેમનાં દર્શણે.

ગો.—ચાલો ત્યારે હું પણ આવું.

**ભા.**—ઉતાવળ કરો.

ગો.—હવણાં કપડાં પહેરી લઉં.

(કપડાં પહેરવા જાય છે.)

---

## પ્રવેશ ૨.

### સ્થળ—માનસિંહનું ઘર.

**મા.**—(ઉકળાટમાં આમતેમ ફરતાં ફરતાં) મોહેંદ્ર ! તારાં આવાં મોહ ભરેલાં કૃત્યથી તો કંટાળ્યો ! કોઇ વેળા આ સારો, તો કોઇ વેળા પેલો સારો. કોઇ વેળા આવી મરજી, તો કોઇ વેળા કેવી. કોઇ વેળા રંગ, તો કોઇ વેળા ભંગ. કોઇ વેળા આ ભાઇનું સાચું, તો કોઇ વેળા પેલા ભાઇનું. પહેલાં ધાર્યું હતું કે એને સેવી સુખી થઇશું. રંગ આનંદમાં સદા દિન જશે. કાયદા, કાનુન, નીતિ, નિયમ, સંયમ, વિગેરેની બેડી તૂટી જતાં સ્વેચ્છાથી સ્વતંત્ર વિચરશું. પણ સર્વ આશા ધૂળ ! જેને સ્વતંત્રતા ગણતો તેજ ખરેખર પરતંત્રતા છે. જે નિયમ સંયમ બેડીરૂપે સમજતો તેજ ખરે શ્રેયસાધક છે ! હુંજ નહિ પણ સર્વ કોઇ "ત્રાહિ !" "ત્રાહિ !" કરે છે. આહા ! કેવી ગંભીર ભૂલ ! કેટલી મૂર્ખતા ! એ પણ શા માટે ? હીન મનોવૃત્તિ આધીન થઇ સહુ સ્વાર્થ પોષવાજ માટે ! !

ધિક્ ધિક્ વૃત્તિ ! જે લૂંટી ગુલામ કીધો
માર્યા હણ્યા હા ! દેશ ઉજ્જડો દીધો !
સૈન્યે વીંટાઇ દુષ્ટ લૂંટો ચલાવી !
ક્રોધે ગર્વે મેં ભેથીં ભૂમિ મુંજાવી ! ૧૭૫

એટલુંજ નહિ પણ,

વેશો ત્યાંએ ભિન્ન ભિન્નોજ લીધા !
ચાલ્યા ધારી અન્યને દુઃખ દીધાં !
હાર્યો જ્યાં હું તો પરિતાપ કીધા !
ના ના જાણ્યું સુખ કેવાં હું મીઠાં ! ૧૭૬

હવે તો,

મનતન પરિતાપે ભૂખનિદ્રા ન આવે
સુખ વળી મેળ્યું ના હું કષ્ટ દીધાં સતાવે
ભમી ભમી સુખ શોધ્યાં તો અરે ક્લેશ આવ્યા !
મુઝવણ ઉગ્ર થાયે "ક્યાં ઢૂંઢું?" દુઃખ આપ્યાં ! ૧૭૭

વળી,

શૌર્ય ! હા ! ઉચ્ચ ગતિ તું ન જાણી !
હીનવૃત્તિ વશમાં સુખ માની
અલ્પ સ્વાર્થે, મન વેગ ! તું પોષે
મારી, તોડી, ગતિભંગ શું રોષે ? ૧૭૮

અરે હા !

સંકુચવૃત્તિ પોષવા વિશાળતા હણીજ મેં !
કુક્કુટ ગૃહનો બને, શું દીધ ભોગ દેહ મેં !
અદેખવો ખુણેજ હું શું સિંહ ત્રાડ મારતો !
છું ભક્ષ દિવ્ય સિંહનું કદિ ન એ હું આણતો ! ૧૭૯

આથી મન ગભરાય છે, અકળાય છે, હવે શું કરવું ? કેમ છૂટવું ? (આવા વિચારમાં ખિન્ન માનસિંહ બારી આગળ ઉભો હતો એવે ભાનુશંકરને જોઇ) (મોટેથી)

ગોરજી મહારાજ ! ગોરજી મહારાજ ! ક્યાં જાઓ છો ?

**ભા.**—અહિંયાંજ.

**મા.**—આવો ! આવો !

(ભાનુશંકરને ગોકુળરામ જાય છે) (ગયાપછી) બેસો અહિંયાં. (બેસા પછી) પ્રયાણ ક્યાં હતું ?

**ભા.**—આપણા નગરમાં કોઇ મહંત બે શિષ્યસહિત આવ્યા છે. તેમની ખ્યાતિ સાંભળી દર્શણે જતો હતો એટલે ગોકુળરામે બોલાવ્યો. એમણે પણ સાથે આવવા જીજ્ઞાસા બતાવી તેથી ત્યાં જઇએ છીએ.

**મા.**—(સ્વગત) મને પણ શાંતિ મળતી નથી માટે વિવિધ ચર્ચા સાંભળવાથી ચિત્ત ઠેકાણે આવશે. (પ્રકાશ) ચાલો ત્યારે હું પણ સોબતી થાઉં. (સહુ જાય છે)

(માર્ગમાં)

**ભા.**—આજે મુખમુદ્રા ઉદાસી કેમ દિસે છે?

**મા.**—કારણ બીજું શું? ચિત્તની અસ્થિરતા.

**ભા.**—એવું શું આવી પડયું?

**મા.**—ગોરજી! તમો રાજ્યના અંગ, એટલે તમને શું અપરિચિત હોય? રાજ્યની અનેક ઉપાધિ હોય. "આપણે પણ આ સારૂં પેલું સારૂં એમાં લોભાંઇએ. એ લાલસામાં અંધ થઇ તે તૃપ્ત કરવા માટે અનેક ઉપાધિ, દુઃખ, વિટંબણા અને કલેશો વ્હોરી લઇએ; વળી તે પણ છોડી બીજી પકડવા માંગીએ; એ પણ વિજયી નીકળશે એની ખાત્રી શું?" આવા તર્ક વિતર્કથી ઉત્પન્ન થતી અસ્થિરતાનો હું ભોગ હતો.

**ભા.**—અજ્ઞાન ચિત્તવૃત્તિનો સ્વભાવ એવોજ છે.

**મા.**—સૃષ્ટિક્રમમાં અણીના પ્રસંગોમાં જ્ઞાન અને અજ્ઞાનની કસોટી હોય એમ હું ધારતો નથી.

**ભા.**—એ કસોટી માર્ગમાં રઝળતી નથી જેથી સહુને હાથ આવે. જેમ દરેક વિદ્યામાટે અભ્યાસની જરૂર છે તેમ એમાટે પણ અભ્યાસ જોઇએ.

**મા.**—અભ્યાસ શાનો કરવો? શાસ્ત્રોનો? તો શાસ્ત્રમાં કોઇ કંઇ કહે છે તો બીજો કંઇ.

**ભા.**—એ સહુ પ્રશ્ન આચાર્યનેજ પૂછશો તો સમાધાન થશે. વિશેષ પરિચયને લીધે હમારા કહેવાપર એકાએક શ્રદ્ધા થાય નહિ. અને શ્રદ્ધા નહિ તો પછી ફળ શું?

**ગો.**—હા, એતો ખરૂં છે. મનુષ્યની વિદ્વત્તા અને ગુણપરીક્ષાની કિમત પહેલાં દેશાંતરમાં થાય છે; પછી ગામ; અને છેવટે ગૃહ.

**ભા.**—હા, એમજ છે. સહવાસ આગળ સર્વ સામાન્ય દિસે છે. અને અહંકાર આગળ સહુ હીન દીસે છે. તેથી જ્યાં સામાન્યતા અને હીનતા આવી ગયાં ત્યાં શ્રદ્ધા અને અસર કયાંથી? અને અસર નહિ

તો કિંમતને અવકાશ ક્યાંથી ? જેથી વિદ્વાનો પોતાની વિદ્વત્તા સહવાસમાં કે અજ્ઞાની આગળ જણાવતા નથી.

(એવે યોગેંદ્ર સ્થળ સમીપ આવી પહોંચે છે.)

---

## પ્રવેશ ૩.

### સ્થળ—યોગેંદ્ર સ્થળ.

(યોગેંદ્રને દુરથીજ વિલોકતાં)

**મા.**—(સ્વગત)

અહ ! સમીપ શું જોઉં ? ચંદ્ર બિંબો ખીલેલાં !
મન તન વશ થાતાં તાર કિર્ણો ઝીલે હા !
તરસું તરસું હું તો પાય ક્યારે પડું એ !
પડી રસ લીન થાતાં થાઉં કૃતાર્થ હું એ. ૧૮૦

(આવા વિચારથી પાય પડતાં) (પ્રકાશ) મહારાજ ! નમસ્કાર.

**યો.**—કલ્યાણ ! કલ્યાણ ! વત્સ ! ઉઠ. અહિંયાં બેસ.

(ગોકુળરામ અને ભાનુશંકર પણ પાયે નમી રહ્યા પછી) બેસો બેસો.

**ભા. અને ગો.**—હા મહારાજ, બેસીએ. (એમ કહી બાજુએ બેસે છે.

**મા.**—(સ્વગત)

વિભૂતિ રાજ્ય નથી કે વળી દાસ દાસી !
આભૂષણો નથી અંગે રહતાં પ્રકાશી !
કંથાજ કૌપીન વડે દીપ શું ઉજાસે !
સિંહાસને મૃગ ચર્મે મન તો ઉલ્લાસે ! ૧૮૧

અહા ! વળી,

રહ્યા છે શું ગુણો ? જનસમૂહ ખેંચી વશ કરે !
સુણીને સૌ આવે નૃપ છતત દેશો પણ અરે !
હશે કેવી વિદ્યા ? તત્વ સમૂહ આકર્ષણ કરે !
કરે પૂરા પ્રેમી ! સમીપ મળતાં શું બળ ખરે ? ૧૮૨

(એવે)

**યો.**—કેમ, આનંદ તો છે ?

**મા.**—મહારાજ ! ચિત્તની સ્થિરતા નથી.

**યો.**—મોહનું એજ લક્ષણ છે.

**મા.**—કારણ શું ?

**યો.**—મોહને લીધે મનુષ્યમાત્રને તૃપ્તિ થતી નથી. એક વસ્તુ હાથ આવે તેથી વિકળ થઇ અન્યથી સુખી થવાની અપેક્ષા રાખે છે.

**મા.**—મહારાજ ! એ તૃપ્તિ કેમ મળે ?

**યો.**—**નિસ્પૃહતા** પ્રાપ્ત થવે.

**મા.**—"**નિસ્પૃહતા**" એટલે શું ?

**યો.**—કોઇપણ વિષય કે વસ્તુની અપેક્ષા નહિ તે. ભાવના માત્રનો નાશ.

**મા.**—એ તો અસંભાવ્ય છે. ગૃહસ્થ અને સંસારીને બાજુએ રાખતાં યોગીઓમાં પણ અપેક્ષા કે ભાવના તો હોય છે.

**યો.**—વ્યવહારીક દૃષ્ટિએ અપેક્ષાની ભાવનાનું આરોપણ થાય છે. પણ ખરૂં જોતાં તેમ નથી. અભ્યાસ શરૂઆતમાં ભાવના હોય પણ અભ્યાસ દૃઢ થતાં થતાં ભાવના વિગલીત થતી જાય છે અને છેવટે કોઇ પણ જાતની ભાવના કે અપેક્ષા રહેતી નથી. પણ પ્રસંગે પ્રાપ્ત થતાં ફળનું **નિસ્પૃહતા** અને **પ્રેમ**થી સેવન માત્ર હોય. અને એનો પણ લય થાય છે. એવો લય કરવા ભાવનાની ઉચ્ચગતિ તરફજ અભિવૃદ્ધિ થતી હોવી જોઇએ.

**મા.**—ત્યારે આહારવિહારાદિક કર્મો નજરે પડે છે તે શું ?

**યો.**—જેમ વસ્તુને ગતિ આપ્યા પછી પણ વસ્તુને મળેલાં બળનાં પ્રમાણમાં ગતિ જારૂ રહે છે તેમ કોઇ પણ જાતની ભાવનારહિત દૃષ્ટિએ પડતી ફક્ત ગતિમાત્રજ જારી રહે છે.

**મા.**—ત્યારે વ્યવહારમાં તો એ અસંભાવ્ય છેજ.

**યો.**—નહિ.

**મા.**—તો વ્યવહારમાં એ **નિસ્પૃહતા** કેમ પ્રાપ્ત થાય ?

**યો.**—મોહનો નાશ થવે.

**મા.**—"**મોહ**" એટલે શું ? જે સર્વ વિનાશનું કારણ મનાય છે.

**યો.**—"**મોહ**" એટલે આત્મોન્નતિના માર્ગમાં આડે આવનાર કે એ માર્ગથી વિમુખ રાખનાર વસ્તુ કે વિષયની તૃષ્ણા, વાસના કે આસક્તિ.

**મા.**—ત્યારે બુદ્ધિ એ તરફ કેમ પ્રેરાય છે ?

**યો.**—બુદ્ધિને જાતી દ્રઢતા નથી. ચલિત સ્ત્રી જેવી છે. જેવા સ્વામિ તે પ્રમાણે દ્રઢતા કે પાતિવ્રત્ય. એટલે કે ઉચ્ચતા અને અધમતા બંન્નો એમાં રહ્યાં છે.

**મા.**—એના સ્વામિ કોણ ?

**યો.**—સંસ્કારી અંતઃકરણ, અને મલિન કે હીન તત્વોવાળું મન.

**મા.**—સંસ્કારી **અંતઃકરણ**નાં લક્ષણ શું ?

**યો.**--જ્યાં ભાનુ કિરણ માફક પ્રકાશ પાડનારો સત્વગુણ પ્રધાન હોઇ બુદ્ધિને અચળ કે દ્રઢ કરી તેનો નેતા થઇ પાતિવ્રત્યની શોભા ખીલવતો જોવામાં આવે ત્યાંજ એનાં લક્ષણ જોવાં. જેથી અંધકારરૂપી મળ કે આવરણ કપાઇ ફક્ત સત્યરૂપી તેજનો પ્રકાશજ અવિચ્છિન્ન રહે.

**મા.**—મલિન **મન** કે હીનતત્વો શું ?

**યો.**—જ્યારે રજોગુણ અને તમોગુણવાળાં તત્વો મનને પ્રેરી નેતા થતાં હોય ત્યારે એમનાં લક્ષણ જોવાં.

**મા.**—વ્યવહારમાં તો રજો અને તમોગુણ વગર કેમ ચલાવી શકાય ?

**યો.**—એજ મોહ, અજ્ઞાનતા, કે ભ્રમણા છે. સત્વગુણ, સમગ્ર **સમાનતા** અને સમગ્ર **પ્રેમ** ખીલવી, પોતાના કિરણ તેજથી દરેક વસ્તુ, તત્વો, કે વિષયપર અમલ કરવા પૂર્ણ શક્તિવાન છે. એનું શૌર્ય પ્રકાશતાં દરેક એને વશ થઇ વર્તે છે.

**મા.**—આ પ્રમાણે તો મહારાજ, રાજ્યવ્યવસ્થા પણ આ નિયમનો અપવાદ ન હોય ?

**યો.**—હા, નહિજ.

**મા.**—હવે આજ્ઞા આપો તો, મહારાજ, જઇશું. વળી તમારાં ચરણાવિંદનાં નિરંતર તન્મય સેવક થઇ રહીએ એવી હમારીઉર્મિઓ તમારા તરફજ પ્રેરાઓ.

**યો.**—તથાસ્તુ ! કલ્યાણ ! કલ્યાણ ! આશા સદા ફળવતી હો !

(માનસિંહ વિગેરે નમન કરી જાય છે) (માર્ગમાં)

**ગો.**—માનસિંહજી ! મહારાજ તો કોઇ મહાન યોગેંદ્ર જણાય છે.

**મા.**—હા. એમના આચાર અને વિચાર એજ સિદ્ધ કરે છે. એથીજ મારૂં મન હવે બહુ અકળાય છે. તમારાથી હવે છૂપું રખાય એમ નથી. એમ છતાં ગોરજી ! અને ગોકુળરામ ! એ માટે તો સહુની એકચનજયના જેજો. (બોલતાં અચકાય પડે છે)

**ભા.**—હા, અવશ્ય. એકત્ર તન્મયતા વિના કાર્યસિદ્ધિ નહિ. પણ તમો શાને ઉદ્દેશીને બોલો છો તે હું સમજી શકતો નથી. ગોકુળરામ પણ અંગજ છે. એ આપણથી દૂર નથી.

**મા.**—બીજું શું ? મોહેંદ્રને હવે ખસેડવા એમ નક્કી થયું છે.

**ગો.**—ત્યારે તો જનક વૈદેહિની માફક યોગેંદ્ર જેવા કોઇ રાજ્ય સ્થાને હોય તો કેવું સારૂં ?

**મા.**—હા, એવાજ જોઇએ. પણ ઐકયતા વિના કેમ બને ?

**ભા.**—એમજ છે તો મુઝાઓ શું કરવા ? હું યોગ્ય માર્ગ અને સલાહ બતાવતો રહીશ. જેથી તમારો માર્ગ સરળ થશે.

**મા.**—ત્યારે અત્યાર સુધી અલગ કેમ રહ્યા ?

**ભા.**—હમો પરાધીન બ્રાહ્મણભાઇનું સાંભળે કોણ ?

**મા.**—આવી રીતે પ્રકાશ પાડયો હોત તો શું નહિ માન્ય રખાત?

**ભા.**—મોહના અંધકારમાં તોરનું પરિણામ તમો કલ્પી શકો નહિ.

> તોરે ચઢેલ હસ્તી કદિ શું તાણી વારો ?
> તોરે ચઢેલ અશ્વ કદિ શું વારી બાંધો ?
> તોરે ચઢેલું વારિ શું હામથી વારી વારો ?
> તોરે ચઢેલ અગ્નિ શું કદિ ઝટ હાંકી કાઢો ?
> તોરે ચઢેલું નહિ વશ થાય ઉપાય શોધી કોટી કરો
> માર્ગે જઇ અફૂળાતાં દેહ ભરૂસો નહિ ધરો. ૧૮૩

**માન.**—તમો ભૂલો છો.

**ભા.**—હમે ભૂલતા નથી પણ ચોકસ અનુભવ કહીએ છીએ કે:—

> અજ્ઞને જ્ઞાન દાન અપમાન તાણી લાવે
> ધક્કા મુક્કી ચખાડી હાસ્ય કટાક્ષ કરાવે
> હઠ છોડે નહિ માન ગર્વ સત્ય કરી થાપે
> તોર પછડઇ ઉતરે જ્ઞાન ગુલામી યાચે. ૧૮૪

**મા.**—ત્યારે તો તમે તમારી ફરજ નહિ વિચારી ?

**ભા.**—ફરજનો વિચાર સમયસૂચકતા અને દીર્ઘદૃષ્ટિપર આધાર રાખે છે. વગર સમયની ફરજ વિનાશ શિવાય કશું ફળ આપતી નથી.

**ગો.**—એ તો સાધારણ છે કે મદના આવેશમાં સલાહની કિંમત નથી.

**મા.**—ત્યારે તો ઠીક ડહાપણ વિચાર્યું.

**ભા.**—હા, ઉત્તમ નીતિ તો એજ છે કે અજ્ઞાનયૂથમાં મૌન્ય એજ સર્વથી શ્રેષ્ઠ હોઇ શ્રેયસાધક છે.

**મા.**—ગોરજી ! તમારાં ડહાપણ અને જ્ઞાન છૂપાં રાખી આજ સુધી એમના ઇચ્છરસનું પાન જરાએ કરાવ્યું નહિ.

**ભા.**—કેમકે તમો મલિન હતા.

**મા.**—મલિન હોવાનું કારણ ?

**ભા.**—કેમકે તમો **અંતર** વિલોકી શકતા ન હતા.

**મા.**—અંતર વળી શું ?

**ભા.**—શું કોઇ પણ કાળે તમને લાગ્યા વિના નથી રહ્યું કે તમારા સ્થૂળમાં એ વસ્તુ મહાતત્વો કે પુરૂષો છે ?

**મા.**—હા. એમ તો સહુનેજ કોઇ કોઇ વાર થાય.

**ભા.**—ત્યારે શું એક જોનાર હોય અને બીજો કરનાર હોય તેવો તમારો હૃદયભાવ નથી થઇ રહેતો ?

**મા.**—હા. એમ પણ કોઇ કોઇ વાર એક બીજાનાં કાર્યની તપાસ, ચોકસી, પરીક્ષા કે કસોટી, કરી જતું હોય એમ થાય છે.

**ભા.**—ત્યારે જેની તપાસ, ચોકસી, પરીક્ષા, કે કસોટી થાય તેજ **અંતર.**

**મા.**—ત્યારે એમ કરનાર કોણ ?

**ભા.**—**અંતઃકરણ** કે સ્વતઃ સ્વરૂપ જાતેજ.

**મા.**—ત્યારે એ અત્યાર સુધી ક્યાં સંતાઇ રહ્યું હતું ?

**ભા.**—મેલના થરથી ભરપૂર આદર્શમાં સ્વસ્વરૂપ જોઇ શકાતું નથી.

**મા.**—ગઇ ગુજરી જવા દો. હવે તો હું તમને છોડીશ નહિં. અને સદા આજ્ઞાંકિત થઈ રહીશ. પણ એ મેલ કેમ કપાય ?

**ભા.**—જોનારને વિશેષ અવકાશ આપતાં આપતાં, એનાં સમગ્ર ઇચ્છતત્વદ્વારા એનું શક્તિબળ ખીલવવાથી, કરનાર તદ્દન લોપ થઇ જાય છે.

**મા.**—હા હા ! એમજ હોવું જોઇએ. કેમકે ભૂલની લાગણી થતાં તે ભૂલ ફરીથી કરતાં અટકીએ છીએ. એજ પ્રમાણે સર્વ ભૂલ કે ભ્રમણાં લાગતાં એનું પણ એમજ હોવું જોઇએ. (આવેશમાં પગ જોરથી ભૂમિપર ઠોકી) અરેરે ! એ ભાન પહેલાં કેમ નહિ થયું. અસંખ્ય નિરપરાધીને દુઃખમાં શું કરવા નાંખત !

(એટલે ભાનુશંકર બોલતાં અટકાવવા માગતો હોય તેમ)

**ભા.**—પ્રભુનો પાડ માનો કે હવાણાં પણ સહુ સંસ્કાર ખડા થયા.

**મા.**—હે પ્રભુ ! તારી ગતિ અકળિત છે !

**ગો.**—મુકામ આવી રહ્યો છે.

**મા.**—ત્યારે હવે સાવધ રહેશો.

ગો.—એમાં કહેવાનુ નથી. એતો હવે ફરજજ છે.
**મા.**—ચાલો ત્યારે રજા લઉં છું. (જાય છે)
ગો.—હા પધારો.
**ભા.**—હું પણ અહિંયાંથીજ વળી જાઉં છું. (જાય છે)

**ઇતિ મનચંચળતાત્યાગ અને સ્થિરતાપ્રાપક નામ ચતુર્થ અંક સંપૂર્ણ.**




# અંક ૫

## પ્રવેશ ૧.

**સ્થળ—મોહેંદ્ર દરબાર.**

**મા.**—(દરબાર પ્રવેશ કરતાં સ્વગત) મોહેંદ્ર ! તારી અધમતાની કયાં પરિસીમા ! તેં શું જોયું ? લેશમાત્ર પણ વિચાર કરવા તું કોઇપણ પ્રસંગે અટકયો છે ? સંયમ અને નિયમશાળી વર્તન ફળ તેં કદિ પણ જાણ્યાં છે ? વર્તન વિશે લેશમાત્ર પણ વિચાર કર્યો છે ? અરેરે ! નિરંકુશિત ફરવામાંજ તેં સુખ, મોટાઇ અને મહતા માન્યાં ! અરે હા ! એ સહુ સ્મરણ થતાં તારો સહવાસ હવે કેમ સેવી શકું ? કયાંસુધી સહન કરૂં ? ધૈર્યને પણ હદ હોય છે. ગ્રહણ કરેલો માર્ગ છોડાવવા તને ઘણો સમજાવ્યો. ભય આપ્યો. ભવિષ્યના ભયનું સ્વરૂપ આલેખ્યું. પણ તું એકનો બે થયો નહિ ! માટે ચલ જા ! તું હવે તારાં કર્મનાં ફળ ભોગવ ! આજથી હવે હું તારે અવાસે નથી ! ચાલ ત્યારે બુદ્ધિસિંહને જઇ મળું. અને તેને સર્વ વિદિત કરૂં. (આમ તેમ જોઇ) પણ હજી આવ્યા હોય એમ જણાતું નથી. (વિચાર કરી) ત્યારે હવે તો આવે ત્યાંસુધી આમ તેમ ફરીનેજ મનોવૃત્તિને આનંદ આપું.

(એટલે રાજ્ય મુગટ તરફ નજર પડતાં)

સજ્યોં શું, મુગટ અરે ! તુજ હીન કાજે ?
ના, ના, બને કદિ નહિ, રવિ કાંતિ રાજે !
જોયો સ્વભાવ ફરતો નીચ ભાવ યાચ્યા
પાપો કરે બહુ બહુ કદિ ડંખ લાગ્યા ? ૧૮૫

અરે તેં !

નારી હણી પુત્ર માર્યાં ઘણાએ
વિશ્વાસઘાતે ન એવા જણાયે !
ભાગ્યાં વૃત્તો ઉચ્ચ જેજે હતાં જે
ધિક્ ધિક્ ન જાણ્યું રહું રાજ્ય કાજે ! ૧૮૬

(એટલે તરવાર તરફ નજર જતાં)

રે રે અસિ ! શેં લજાવા રહી છે ?
કાપી હણી શેં ન કીર્તિ લીધી તેં ?
રાખ્યા ખરે જીવતા નીચ શાને ?
દેવા દુઃખો કે બીજા અર્થ સારે ? ૧૮૭

(સિંહાસનપર નજર જતાં)

છાજે તને શું કદિ શ્વાનસેવા ?
શિયાળ લૂંટે નૃપ વૃત્તિ દેવા !
ના શું તું સિંહાસન યોગ્ય લાગ્યો ?
પુરૂષ કર્તવ્યજ રંગ જાગ્યો. ૧૮૮

(સભાતરફ જોતાં)

લાજે ન શું ? તું રૂપ નામ જ્યાં પડે ?
છોડી ગુણો, શું તું ગુલામી આવડે ?
રાખે ન જ્યાં તું દૃઢતા ખરી કસી
શો માલ જોવા કુરૂપો તું આરસી ? ૧૮૯

(રોષયુક્ત) સભા ! તારી એ ફરજ ન હોય !

જાણ્યા ગુણો, ના, શું ? જે ઉચ્ચ નારી
ભોગો આપે જો પતિ હિતકારી
ક્યાં છે ? અગ્નિ દૃઢતા જ્વાળ દાખે
કે કે દૃષ્ટિ તો કરે બાળી ખાખે. ૧૯૦

અરે રે ! મેં જાતે પણ ભૂલ કરી ! સેનાને પણ સાથે દોરવી. તો પછી એ સહુનો હવે શો દોષ ? હવે તો ભૂલ સુધારવી એજ ફરજ છે. (એવે બુદ્ધિસિંહને જોતાં) ચાલ પેલા બુદ્ધિસિંહ આવતા જણાય છે તે તરફ જાઉં.

બુ.—(માનસિંહને ઉકળેલ જોઇ),

દિસેછે રે શાણે? મુખ નયન તાતાં અનળથી
દબાવ્યો કોણે તું ? નૃપ કિરણ રસે સુબળથી

વિપત્તિ શું આવી ? હૃદય ઉભરો જે ન શમતો
અહો બંધુ મારા ! વદ વદ ઉભો શું તું દમતો ! ૧૯૧

**માન.—**

શું ના શૂણો ? વિપદ બૂમ થતી હાલ મોહેંદ્ર રાજ્યે
ઝાંખી કીર્તિ મન તન દમતાં દુઃખ બીજું શું માગ્યે !
ભૂલો હીણી, નૃપ વશ પડતાં શું ન સ્મર્ણે લજાવે ?
ત્યારે શું ના, નૃપ તજી હલકા, ઉચ્ચ સેવા તપાવે ? ૧૯૨

એથી પણ વધુ,

હા ! સૈન્યે તત્વો હીન થઇ શૂર વિજેતા
ના ના જોયું તો મુખ અજીત બિંદુ નેતા !
ગર્વો હાહારે ! કિચડ મેંડૂક ડેંડૂંડૂં !
ચાખે જો ના કો લદબદરસ શાંતિ ! તું. ૧૯૫

**બુ.**—પ્રિયબંધુ ! હા, એ ખરૂં છે. નહિ કરવાનાં કર્મ કર્યાં છે ! તે વારંવાર ડંખે છે. પણ હવે કરવું શું ? શું સ્વાભિમાનનો ત્યાગ કરવો ? શું પરતંત્ર થઇ ગુલામી સ્વિકારવી ? શું સ્વસત્તા પરહસ્ત કરવી ? શું તેમ કરી દીનમુખે તેમની યાચના કરવી ? તેમના પગતળે રગદોળાવવું ? શું ફરી ન પ્રાપ્ત થાય તેમ દેહનું આધિપત્ય ત્યાગ કરવું ? આવા સવાલો વિસ્મય પમાડે છે, ગુંચવે છે, અને એટલોબધો ભોગ આપવા ગમે તેટલી અપકીર્તિ, અકાર્ય, ઝાંખ અને લાગણી છતાં, મનોભાવ, મોહેંદ્રત્યાગભાવના, કબુલ કરી શકતો નથી ! એતો સહુ અપ્રાપ્ય ઉચ્ચ ગિરિશિખર છે. ન ભૂતો ન ભવિષ્યતિ છે. માટે એવા વિચારથી જીવને ઉકાળવાથી શું ? જે છે તેજ નિભાવી લેવું, એમાંજ સંતોષ માનવો, અને બને તો સુધારવા પ્રયત્ન કરવો. એમ કરીને પણ ચાલતા વોહમાં તણાઇ સ્વસત્તાનો ઉપભોગ કરવો એજ ત્યાગભાવના કરતાં શ્રેષ્ઠ છે. તેથી મોહેંદ્રત્યાગકલ્પના મને તો લેશપણ ઉતરતી નથી. વળી જેની સાથે આટલોબધો સંબંધ ! આટલીબધી પ્રીતિ ! તે ગમે તેવો છતાં પણ ત્યાગજ કેમ થાય ? એ કલ્પનાજ કેમ ઉદ્ભવે ? આટલે દરજ્જે વધ્યાપછી એક છોડી બીજું કેમ સેવાય ? શું હાંસીપાત્ર નહિ થઇએ ? શું હીચકારા અને બાયલા નહિ ગણાઇએ ? શું આપણુને કલંક લગાડી એ હીણા કે કીર્તિ રહિત નહિ કરે ? જનસમૂહમાં એવા ગણાઇ જીવન ધારણ કરી રાખવું તેના કરતાં તો મરણ એજ ઉત્તમ છે. જનસમૂહને આપણો ઉપયોગ પણ શું ? તે આપણુને ગણી આદરસત્કાર

પણ શું કરવા કરે ? શું એમની નજર આગળ હીણા ગણાઇ અવજ્ઞા અને અપમાન વ્હોરવાં યોગ્ય ધારો છો ? એમ થતાં સંબંધ તોડી, એકલવાયા પડી, મનોવૃત્તિને ક્લેશિત કરી દુભાવવી, એ શું કોઇપણ વ્યવહારને અનુસરતું ધારો છો? એવા બૂડેલ અને દુઃખી રહેવા કરતાં પંચત્વ ગમનજ ઉત્તમ છે. વળી એથી પણ અધિક ફળની અનિશ્ચયતા, એનાં માર્ગની વિટંબણાં, અને અનેક સંકટો વિગેરે કોઇપણ સામાન્ય મનુષ્યને પાછા હઠાવવાને પૂરતાં છે. તો વ્યવહાર છોડી એવાં આભલાંની ક્યાં વાત કરો? શું દેશદ્રોહિ, દેહદ્રોહિ, રાજ્યદ્રોહિ, મિત્રદ્રોહિ વિગેરે ગણાઇ આંગળી બતલામણ રહેવું યોગ્ય ધારો છો ? શું વિશ્વાસઘાતીનું કલંક વ્હોરી લેવું કોઇ પણ બુદ્ધિને અનુસરતું ધારો છો ? હું વિસ્મય પામું છું કે તમો આજે આવી રીતે કેમ તદન બદલાઇ ગયા ! કોણે કંઠી બાંધી ? કઇ દીક્ષા ગ્રહણ કરી ? આપણે પ્રાપ્ત કરેલ વિભૂતિ આપણેજ ત્યાગ કરીએ તો શું તે શ્રાપ નહિ દેશે ? તેના નિશ્વાસ શું નહિ દમશે ? માનસિંહજી ! આટલી બધી અને એથી પણ અધિક બાબતોનો વિચાર કરવાનો છે ! માટે હવે વધુ શું કહેવા માગો છો ?

**મા.**—(અચળ દૃઢતાથી) બુદ્ધિસિંહજી ! તમો મળમૂત્રનાં જંતુ થઇ ગયા છો ! તમારી અક્કલ ગૂમ મારી ગઇ છે ! તમારી શ્રવણેંદ્રિયો નાશ પામી ગઇ છે ! ઉચ્ચતત્વોનો ઝળહળતો ઉજ્જવળ પ્રકાશ તમો જોઇ શકતા નથી ! એમના અસીમબળ, તેજ અને માર્ગ કરનાર શૌર્યની તમને લેશમાત્રપણ કલ્પના નથી ! તમને કશું સુઝી શકતું નથી ! અને શકશે પણ નહિ ! અંધકાર આવરણે તમને તદન ઘેરી લીધા છે ! મહત્ વિચારનું ડોળ ઘાલી અધમ આચારમાં પ્રવૃત્ત થાઓ છો ! હું તો તમને અગાધ સમુદ્રમાં તરફડીયાં મારતા જોઉં છું ! હું તમારો સહભાગી હતો પણ હવેથી નથી. અને હવે થવા પણ માગતો નથી. તમારી કાલ્પનિક તકરાર કે કારણો હવે મને અસર કરી શકે તેમ નથી. મેં ભૂલ જોઇ છે. તેથી આપણો સંબંધ તૂટ્યો ગણું છું. ભલે ! તમો મોહેંદ્રના સલાહકાર અને સાહાય્ય રહો ! હું તો મારી સેનાસહિત હવેથી છૂટો પડ્યો છું. એ મારા દૃઢ નિશ્ચયમાંથી મને તો કોઇ, એકપણ તસુ ખસેડી શકે એમ નથી. માટે હજી પણ મિત્રાચારીના સંબંધને લીધે કહું છું કે જો મારી સાથે આવવું તમારા લાભ ખાતર ધારતા હો, યોગ્ય ધારતા હો, મારાપર શ્રદ્ધા હોય, તો મારા સહગામી થાઓ અને મોહેંદ્રને છોડો. તમારી શંકાનું સમાધાન જોઇતું હોય તો

જે આચાર્યની મેં દીક્ષા લીધી છે તેમની પાસે તમને હું લઇ જાઉં. ત્યાં તમો તમારા મનનું સમાધાન કરજો. માટે બુદ્ધિસિંહજી! હવે વિલંબ નથી. (ચાલવાનું ડોળ કરી) હું જાઉં છું. પણ આગલા સ્નેહિના જવાબ ખાતરજ ક્ષણવાર અટકું છું. માટે હા કે નાનો જવાબ ઝટ દઇ દો. વિશેષ હું હવે કંઇ પણ સાંભળવા માગતો નથી.

**બુ.**—(વિચારમાં પડતાં સ્વગત) સેના વગર રાજાનો પક્ષ લેવાથી શું ? એથી મોહેંદ્ર સાથે મારો પણ નાશ કરાવું. માટે હવે મોહેંદ્રને છોડયા વિના ચાલે એમ નથી. (પ્રકાશ) મારા પરમ મિત્ર! મારાપર આટલો બધો ગજબ!!! આટલો બધો ક્રોધ!!! આવી મોટી શિક્ષા!!! શું મેં તમને કદી પણ છોડયા છે? શું મેં તમોથી છૂટા પડવા માગ્યું છે? મને તો તમોવિના પળપણ ચાલે નહિ. જ્યારે તમારી એમજ મરજી છે તો મોહેંદ્રને છોડયા. પણ તમારા આચાર્ય સમીપ નહિ લઇ જાઓ? નહિ તો ગુંચવાટ મટશે નહિ.

**આ.**—પ્રિય મિત્ર! ઘણી ખુશીથી. કામથી પરવારી સાયંકાળે જઇશું. જ્યાં સુધી ઓજો છે ત્યાં સુધી ઉચ્ચ નિષ્ઠાથી ફરજ અદા કરવી જોઇએ.

**બુ.**—ભવિષ્ય વ્યવસ્થા કેમ કરીશું ?

**આ.**—તે સહુ મુલાકાત પછી વિચારીશું. હાલ તો સૌ સૌનું કાર્ય તપાસો. (જાય છે)

---

## પ્રવેશ ૪.

### સ્થળ—યોગેંદ્ર મુકામ.

(મુકામ સમીપ આવતાં)

**બુ.**—(સ્વગત)

શરમ ભય દમે શું ? લાંજ આવ્યો ન એવે
નજર નીચી બને ત્યાં ભ્રાંતિ શાને હવે તે ?
મન! કહિ ભૂંડુ કીધું ? ડંખ શાને ભરે છે ?
ખચિત દિસત એવું સ્તંભી સ્તંભી ખસે છે. ૧૯૪

વળી જેમ જેમ સમીપ થતો જાઉં તેમ તેમ,

ચક્ષુ તેજનાં બળ પ્રવાહ ઝાંખતાં
હૃદયે હશે કંઇક ખામી ભાખતા
ચૂકું ધૈર્ય કેમ બનતાં સમીપ હું ?
ગભરાઇ ગુંચવણમાં ડુલું ન શું ? ૧૯૫

અરે !

દીઠેલો શું કદિ નર આ તો ?
સેવા કીધી મન ભ્રમ થાતો;
છોડયો તે શું ખચિત હશે એ ?
ઘેરે ભ્રાંતિ, ન; મન ઠસે તે. ૧૯૬

યો.—(બુદ્ધિસિંહને જોતાં) આવો બુદ્ધિસિંહજી !

બુ.—(સ્વગત) અરે શરમ ! આમ કેમ ઘેરી હૃદય મ્લાન કરે છે ! પ્રત્યુત્તર પણ આપવા દેતી નથી. (એકાએક હાથથી નમસ્કાર થતાં) અરે ! આ તો હસ્તજ વાણી કાર્ય બજાવવા ધસી જાય છે ત્યારે હૃદય તો બાજુએ બેસવાજ દોડી જાય છે. (બેસે છે) (એટલે)

સા.—મહારાજ ! બુદ્ધિસિંહજી શંકાનિવારણ અર્થે આવ્યા છે.

યો.—કેમ ત્યારે, બુદ્ધિસિંહજી, બોલતા નથી ? સુખેથી પ્રશ્ન કરો.

બુ.—(સ્વગત) ખાલી મુઝવણ શાને ઉભી કરૂં ? એ તો અપરિચિત માર્ગની શરૂઆતજ એવી હોય. ભય શરમ અને પોતાની યોગ્યતાનીશંકા હૃદય સ્તબ્ધ કરે છે, ગુંચવણ ઉભી કરે છે. પણ એમ કયાં સુધી રહેવું ? એથી ફળ શું ? પ્રસંગને યોગ્ય થવું એજ ફરજ છે. (પ્રકાશ) મહારાજ ! મિત્રદ્રોહ કે એવા બીજા દ્રોહ શું ગુન્હા કે ભયંકર પાપ નથી ?

યો.—ઉન્નત આત્માની સ્વતંત્રતા જાળવી રાખવામાં કોઇ પણ પ્રકારનો દ્રોહ બાધ કરી શકે નહિ. અને તેમ કરતાં કર્તવ્ય કોઇ પણ પ્રકારની ઝાંખ લાગવા દે નહિ.

બુ.—એ બન્નો કેવી રીતે જળવાય ?

યો.—જેનો દ્રોહ થવાનો સંભવ હોય તેને કહેવું કે "તારી ભૂલ સંભાળ" "તારો માર્ગ બદલ," "હમો તારી સાથે ચાલી શકીશું નહિ," "હમે હમારી ભૂલ જોઇ છે, તેમાં હાની છે, ભય છે, માટે કયાં તો હમારી સાથે ચાલ કે છૂટો પડ."

બુ.—ત્યારે જે મનુષ્યે આપણા ભરોસાપર કામ આરંભ્યું હોય, જે આપણાપરજ આધાર રાખતો હોય, તેને અધવચ છોડવો એ શું

વિશ્વાસઘાત નહિ કહેવાય ? એ શું તેના નાશનું કારણ આપણે નથી ? એથી તેને જે કલેશ થાય તે માટે આપણે શું જવાબદાર નથી ? શું તે કલેશ આપણને હાની નહિ કરે ?

**યો.**—ત્યારે તો તમો આત્મદ્રોહ કરશો. આત્મદ્રોહ આગળ કોઇ પણ પ્રકારનો દ્રોહ છેજ નહિ. ઉન્નતઆત્મામાં કોઇ પણ જાતની ભાવના હોતી નથી. કહો કે સર્વ બળીને ભસ્મ થઇ જાય છે.

**બુ.**—"**આત્મદ્રોહ** એટલે શું" ?

**યો.**—આત્માનો ઉન્નતિમાર્ગ, કોઇ ઉતરતાં કે હીનતત્વને આધીન થઇ, ત્યાગ કરવો એજ "**આત્મદ્રોહ**".

**બુ.**—એમ કરવામાં તો સ્વદેશાભિમાનનો ત્યાગ કરીએ. અને સ્વતંત્રતા ગુમાવી પરતંત્રતા કે ગુલામીનો સમય નજીક આણી મૂકીએ. તેથી વ્યવહારમાં એ કેમ પરવડે ?

**યો.**—સ્વદેશાભિમાન એ કંઇ મહાતત્વ નથી. પણ મહાતત્વ **સ્વતંત્રતા**નો અંશ છે. જેથી આત્મોન્નતિના મહાતત્વોની જ્યાં ભાવના હોય ત્યાં અંશમાત્ર પરમાણુ તત્વો, વિદેશીય તત્વો અને હીનતત્વોની ભાવના ક્યાંથી હોય ? આત્મોન્નતિના વ્યવહાર કાળમાંજ ઝટકાઇ ઉડ્ણા ઇ એ સધાઇ જાય છે. જેથી આત્મોન્નતિ સેવનથી તો તમો પરતંત્ર કે ગુલામ નહિ પણ વિશેષ ઉજ્જ્વળ અને પ્રકાશમય થતા જાઓ.

**બુ.**—તત્વોનું સેવન હું ભૂલતો ન હોઉં તો મનુષ્ય માત્રને નિવૃત્તિમાર્ગ ગ્રહણ કરાવે છે. અને તેનાં પરિણામ આપણે જોઇએ છીએ કે વ્યવહારમાં બહુ નબળાં આવ્યાં છે.

**યો.**—મહાતત્વોનું સેવન કોઇ પણ દિવસ હીનાશ્રયી હોઇ નિવૃત્તિ લાવે નહિ. પણ પ્રવૃત્તિમય નિવૃત્તિ આપે છે. **નિવૃત્તિ**નો તો અનર્થ કરી ખોટો ઉપયોગ કરવામાં આવે છે. કર્તવ્યજ્ઞને તો **નિવૃત્તિ પ્રવૃત્તિ** જેવું કંઇજ નથી. તત્વોની ઉચ્ચતા કે અધમતા એજ કસોટી છે.

**બુ.**—મહારાજ ! "**નિવૃત્તિ**"નો ઉચ્ચ ભાવ શું ? એનો અનર્થ કેવી રીતે થાય છે ?

**યો.**—વસ્તુમાત્રનો ત્યાગ એ અર્થમાં ગ્રહણ કરી તેપ્રમાણે વર્તન ચલાવવામાં આવે છે. પણ કર્તવ્યજ્ઞને તો "હીનતત્વોથી ખસી તેમનો ત્યાગ કરી ઉચ્ચનેજ દૃઢતાથી વળગી રહેવું" અને "ઉત્તરોત્તર ઉચ્ચ ગતિ કરતા રહેવું" એજ "**નિવૃત્તિ**". વસ્તુ ત્યાગ માત્રથી હીનતત્વો નાશ પામતાં નથી. માનસિક ક્રિયા, આશ્રય તો, તેનોજ લેછે. જેથી કરી "બાહ્ય

ત્યાગ" એ "**નિવૃત્તિ**" કહેવાય નહિ. બાહ્ય અને અંતરના ઐકયતારૂપ **સ્વતંત્રતા, સમાનતા, નિસ્પૃહતા**અને **પ્રેમ**દ્વારા વર્તનનો ઝળહળતો પ્રકાશ એજ "**નિવૃત્તિ**".

**બુ.**—ત્યારે તો મહારાજ, **ઉચ્ચવર્તન** અને **કર્તવ્ય**માં ફેર હોય એમ હું ધારતો નથી.

**યો.**—વ્યવહારીક દૃષ્ટિએ તફાવત નહિ લાગે. તોપણ ભાવના પરત્વે તો અંતર ઘણોજ છે. અને તેથી એમનાં ફળ અને અસરમાં પણ ફેર છે. એજ ફેર એકજ વસ્તુને જૂદાં જૂદાં બિંદુથી જૂદાં જૂદાં સ્વરૂપમાં વિલોકાવે છે. **કર્તવ્ય**માં **ઉચ્ચવર્તન**નો સમાવેશ થાય, પણ **ઉચ્ચવર્તન**માં **કર્તવ્ય**નો નહિ. **વર્તનમય** ભાવના અહંભાવથી સ્વાર્થ, ભ્રાંતિ, ભય અને આશાદિક વમળમાં ઘસડી જઇ સંકુચિત કરતાં અર્ધ માર્ગથી અટકાવે છે. અને તે અર્ધ માર્ગનેજ **ઉચ્ચકેંદ્રબિંદુ** માને છે. ત્યારે **કર્તવ્ય**મય ભાવનાનું કેંદ્રબિંદુ, એથી પણ આગળ **નિસ્પૃહતા** અને **સમાનતા**થી સહુને **પ્રેમ**મય કરવારૂપ, ઘણા ઉચ્ચ શિખરપર છે. **વર્તનમય** ભાવના વ્યવહાર સુખની પરિસીમાનેજ કેંદ્રબિંદુ કલ્પી તે અવલોકી સાચવવા માંગે છે. ત્યારે **કર્તવ્યમય** કે **જ્ઞાનમય** તો એને પણ તુચ્છ ગણી, એનો પણ નાશ કરી, અથવા એથી પણ બેદરકાર રહી, એથી અધિક જ્યોતિરૂપ નિત્યાનંદ પ્રાપ્તિમાંજ પર્યાપ્તિ માને છે. આવી રીતે **કેંદ્રબિંદુ**માં ફેર હોવાથી એમને ઉદ્દીપન કરનાર સમગ્ર તત્વો વિલોકવામાં અને તેમના અમલમાં પણ ફેર પડે છે. એક સમગ્ર ઉચ્ચનેજ અવકાશ આપે છે. ત્યારે બીજી કેટલાંક ઉચ્ચનેજ અવકાશ આપે, કેટલાંકને મિશ્રિત કરે, અને કેટલાકનો તો તદ્દન ત્યાગજ કરે. જેથી એકમાં વિશાળતા છે, તો બીજામાં સંકુચિતપણું છે. જેથી બીજાનું કેંદ્રબિંદુ, બિંદુની ગણનામાં નથી. કેમકે સંકુચિતવૃત્તિને અનુસરી એ બિંદુ પોતાનું સ્વરૂપ બદલ્યા કરે છે. કે કહો કે નવા નવા વેશ ધારણ કરેછે.

**બુ.**—મહારાજ ! આત્મોન્નતિ ઉન્નત માર્ગ ગ્રહણ કરતી કેમ અટકે? શું સહુ કોઇ આત્મોન્નતિ શિવાય બીજો માર્ગ ઇચ્છે છે ?

**યો.**—એ સહુ શ્રદ્ધાને અનુસરીને છે. શ્રદ્ધાજનિત આત્મનિષ્ટા દૂર થતાં માર્ગ તદ્દન પલટાઇ જાય છે. પ્રેમસ્થાનજ—ક્રોધમય વિકાર સ્વરૂપ ખડું થતાં—આપણને સ્વાહા કરી જતા અગ્નિરૂપ વિલોકાય છે.

**બુ.**—શ્રદ્ધા અને **આત્મનીષ્ઠા** કેમ દૂર થાય ?

ચે.—નિરંતર ચિંતનને અભાવે, પ્રાપ્ત થતી દૃઢતા નાશ થવાથી કે શિથિલ થવાથી.

શુ.—દૃઢતા શિથિલ કે નાશ કેવી રીતે થાય?

ચે.—નિરંતર ઉત્સાહ, ઉમંગ અને તેને ટકાવી રાખનાર શૌર્યને અભાવે.

શુ.—મહારાજ, એ **શૌર્ય**ના અભાવ માટે કંઇ કારણ?

ચે.—હીન શત્રુતરફ બેદરકાર રહેતાં આળસ, નિદ્રા, તંદ્રા અને સ્વાર્થ કે હીનભાવ તરફ ઢળી જતી વૃત્તિઓ **શૌર્ય**નો અભાવ કરાવે છે.

શુ.—એ અભાવ કેવી રીતે ન થાય?

ચે.—નિરંતર સમયસૂચકતા, સાવધાની અને સતત તત્પરતાના સેવનથી અભાવ થતો નથી. એમાં ગફલતથી હીનતા કે અધમતાને અવકાશ મળતાં સ્થાન ભ્રષ્ટ થવાય છે. એજ **શૌર્ય** નાશ કે **શૌર્ય**નો અભાવ.

શુ.—ત્યારે સમયસૂચકતા, સાવધાની, અને તત્પરતા કેમ પ્રાપ્ત થાય?

ચે.—સતત ઉદ્યમ, ખંત, કે મંડી રહેવાની ટેવ, કાયરપણાનો અભાવ, ધૈર્ય, દૃઢતા, અને કાર્યમાં એકાગ્રવૃત્તિ એજ સર્વત્ર ફળ આપનારાં છે. એમાં જેટલી ખામી તેટલી ફળસિદ્ધિમાં ખામી કે વિલંબ.

શુ.—એમનો ઉપયોગ ક્યાં કરવો?

ચે.—સુવિવેકથી યોગ્ય અયોગ્યની પરીક્ષા કરી તેને કસોટીપર લઇ, હેતુનુ કેંદ્રબિંદુ સિદ્ધ કરી ઉચ્ચ લાગતાં તે પ્રાપ્ત કરી શ્રદ્ધાથી જાળવી રાખી તેમાંજ ઉત્તરોત્તર વૃદ્ધિ કરવામાં ઉપયોગ કરવો.

શુ.—વ્યવહારમાં યોગ્ય અયોગ્યની કસોટી કેવી રીતે કરવી?

ચે.—સ્વાર્થ બિંદુને, બીજાના સ્વાર્થની સમાનતા જાળવી રાખે, તેવી રીતે સાચવી, **કર્તવ્યા**નુસાર ઉચ્ચ વર્તનનો અમલ કરવાથી. સ્વાર્થ બિંદુની હદ કુદાવવાથી અથવા તે પ્રાપ્ત કરવાનાં સાધનમાં અધમતા કે હીનતાનો ઉપયોગ કરવાથી, પતનતા અને ભ્રષ્ટતા પ્રાપ્ત થતાં નષ્ટ થવાય છે.

શુ.—આમ છતાં ઉચ્ચપર નીચ જય કેમ મેળવે છે?

ચે.—અજ્ઞાન દૃષ્ટિ જય જુએ છે. પણ પરિણામે જય નથી. નિર્મળ વ્હેતા ઝરામાં મનુષ્ય સંગ કે બીજાં કારણથી થતો ડોળાટ એ ડોળાટ નથી. કેમકે એ તો તરતજ પોતાના અસલ સ્વરૂપ નિર્મળતાને પ્રાપ્ત થાય છે. **ધૈર્ય**ની ખામી કે **દૃઢતા**ની શિથિલતાવાળી અંધારી સ્વાર્થી વૃત્તિ અંધકાર સહવાસથી પતનતા ગણે. પણ **દૃઢતા**રૂપી કિરણો પ્રકાશ કરતી, સહુને પોતાની સ્થિતિને અનુકૂળ ઉચ્ચતાનું અનુકરણ કરાવવામાં રોકાઇ **કર્તવ્ય** અદા કરતી સ્થિતિને અજ્ઞાની તરફથી પતનતા કે પરાજય

વાળી સ્થિતિના નામથી ઓળખવામાં આવે છે, જે ખરૂં જોતાં તેમ નથી. પણ એ તો આત્માનું, આનંદ પ્રભાવ તરફ, ઉદય સ્વરૂપજ છે.

**બુ.—**એવું રોકાણ શાથી રહે?

**યો.—**ચિંતનને પરિણામે ફળતી ક્રિયાથી.

**બુ.—ચિંતન** કેમ પ્રાપ્ત થાય?

**યો.—**બુદ્ધિનાં નિર્મળતા અને પ્રકાશથી. અથવા જે શુભ પ્રજ્ઞા કહેવાય તેથી.

**બુ.—**એ **નિર્મળતા** પ્રાપ્ત કરવાનાં સાધન શું?

**યો.—**જાપ, દેવાર્ચન, વિગેરે કર્મકાંડ.

**બુ.—**ફળતી ક્રિયાઓ શું?

**યો.—**પ્રાપ્ત થતા વિવેકને પરિણામે ઉદ્ભવ થતી પૃથક્કરણ ક્રિયાથી તરી આવતા **ઉચ્ચ** કેંદ્રબિંદુનું દૃઢતાથી સેવનફળ. એમ ઉત્તરોત્તર ઉચ્ચ કેંદ્રબિંદુની સાધ્યતા એજ "**આત્મોન્નતિ.**" એ ન પ્રાપ્ત કરવી એજ "**આત્મદ્રોહ**".

**બુ.—**જાપ દેવાર્ચન વિગેરે કેવી રીતે સાધનભૂત થાય?

**યો.—**હૃદયપર, માનસિક, કાયિક, અને વાચિક કર્મની દરેક બારીક ક્રિયાની બારીકમાં બારીક પટવાળી અસર પણ પડયાવિના રહેતી નથી. અને એ અસર હૃદયદ્વારા **અંતઃકરણ** ઉપર સચોટ અંકિત થાય છે. જેથી જાપ દેવાર્ચન વિગેરેમાં શુદ્ધિ, નિર્મળતા, અને શાંતિના ભાવો રહેલા હોવાથી **અંતઃકરણ**પર પણ એજ પ્રતિબિંબ દૃઢ થતાં થતાં પ્રગાઢતાને પામે છે. અને તેમ થતાં એવું શુદ્ધ, નિર્મળ, શાંત, અને પ્રકાશમય **અંતઃકરણ બુદ્ધિનું** નેતા થાય છે—નહિ તો મેલ કે કચરાના થરથી ઢંકાયલું રહે છે—જેથી ચંચળ **મન** અને મલિન **બુદ્ધિનું** કંઇ ચાલી શકતું નથી. અને જ્યારે **અંતઃકરણ** નેતા નથી ત્યારે **મન** અને **બુદ્ધિનાં** ચંચળતા, મલિનતા, અને ભ્રમણતાના અંધકાર અને એવા અંધકારનાં એવાંજ અંધકારમય ફળ શિવાય બીજું શું હોય? ત્યારે પ્રકાશને પ્રભાવે નિરંતર અખંડશાંતિમય સત્આનંદનીજ અભિવૃદ્ધિ થતાં સ્થૂળ અને સૂક્ષ્મ, જડ અને ચૈતન્ય સમગ્ર, **અખંડશાંતિરૂપ આનંદમયજ** થઇ રહે છે.

**બુ.—**મહારાજ! આજ બહુ ઉપકૃત કર્યો. સર્વ ભ્રમણા દૂર થઇ. **વર્તનમય, કર્મકાંડમય, કર્તવ્યમય, જ્ઞાનમયભાવ**નાનું હવેજ ભાન થયું. અત્યાર સુધી તો અંધકારમાંજ ડૂબતો હતો. મારા ઉદ્ધારનો બદલો

કેવી રીતે આપી શકું ? એ આભાર હું કેમ ભૂલી શકું ? તમારોજ દાસાનુદાસ થઇ, તમોમાંજ તલ્લીન બની રહી, મારૂં જીવન હવેથી તમારા અર્થમાંજ ગાળીશ; તમારાંજ અમૃતરસકિરણનું પાન કરીશ. (હસ્ત જોડી) અત્યાર સુધી મનસા વાચા કર્મણા જે કંઇ પણ ભૂલ થઇ હોય તેની ક્ષમા યાચી તમારા પાદારવિંદમાં શિર નમાવી (એમ કહેતાં પાય પડેછે) સર્વસ્વ અર્પણ કરૂં છું. માટે આ દીનનો ઉદ્ધાર કરી નિત્ય કિંકર કરી રાખો.

યો.—સર્વ કલ્યાણ અને આનંદમય હો ! વત્સ ! ઉઠ. **ભાવના** નાશ થતાં આનંદવૃત્તિ આપોઆપજ ઉદ્ભવે છે. માટે **ભાવના** માત્રનો નાશ કર. તેમાટે **ભાવના** માત્રને **સમગ્રઉચ્ચ** કર એટલે **ભાવના** આપો આપ નાશ થશે. અને તેમ થતાં સદા **આનંદમય** રહે.

બુ.—મહારાજ ! બહુ કૃપા કરી. (એમ કહી ઉઠે છે).

મા.—(હસ્ત જોડી) તમારાં ચરણારવિંદમાં સેવકવૃત્તિનો અનુગ્રહ કરો.

યો.—કલ્યાણ ! વત્સ, સદા સચ્ચિદાનંદ હો !

મા.—હવે આજ્ઞા આપો તો જઇશું.

યો.—સુખીભવ !

(બન્નો જાય છે) (માર્ગમાં)

મા.—કેમ, બુદ્ધિસિંહજી ! હવે તમારી ભ્રમણા દૂર થઇ ? શું મેં અયોગ્ય સલાહ આપી હતી ?

બુ.—ના, ના, તમારો ઉપકાર કેમ ભૂલી શકાય ?

મા.—ત્યારે હવે શું કરવું છે ?

બુ.—મને તો એજ રાજ્યને યોગ્ય લાગે છે. એમના વિચાર એટલાબધા ઉચ્ચ અને વ્યવહારીક છે કે રાજ્યલગામ લેવા જો વિનતિ કરવામાં આવે તો બાધ ગણે નહિ.

મા.—હા, મારૂં મન પણ એજ કહે છે. હાલના ખળભળાટથી કંટાળી નગર મહાજન મંડળ મળનાર છે, તે પ્રસંગનો લાભ લઇ એ વ્યવસ્થા કરી દઇશું.

બુ.—હા, પ્રસંગ ઘણો ઉત્તમ છે. હવે તો ધૈર્ય, સમયસૂચકતા, દીર્ઘદૃષ્ટિ અને તતપરતાની જરૂર છે. વળી મારા આગલા અનુભવપરથી ભ્રાંતિ થાય છે કે એતો બાળ યોગેંદ્ર જાતેજ હોવા જોઇએ, જેથી ખરા વારસ પણ એજ છે. એટલે પ્રજાને પણ વાંધાનું કારણ રહેશે નહિ.

મા.—જો એમજ નીકળ્યું તો અહો ભાગ્ય કે ઇશ્વરે આવી સારી તક મેળવી આપી!

બુ.—પણ અહા ! અરે હતુભાગ્ય !

કીધા અન્યાયો બહુ મેં દમી દમી !
આપ્યાજ ત્રાસો મિત્ર સુછળી હરી !
હા ! દુર્દશા એવી દિનો ગયા તમો !
**આનંદઆનંદ** છતાં દીધા હમો ! ૧૯૭

**સા.**—માટેજ આપણે બદલો પણ તેવોજ આપવો જોઇએ.

**બુ.**—એ બદલો વાળવાજ હું વિશેષ ઉત્કંઠિત અને અધીરો બનતો જાઉં છું.

**સા.**—એજ કાર્યસિદ્ધિની તન્મયતાની સાબિતિ આપે છે. (ચાલતાં અટકી પડી) હવે રજા લઇશું ? માટે સુજ્ઞને વિશેષ શું ?

**બુ.**—કહેવાનુ કંઇજ નથી. હવે તો સહુએ પોતાનુ "એજ કર્તવ્ય" એમ સમજી સમગ્ર બળ અને બુદ્ધિ એમાંજ અચળ **શ્રદ્ધા** અને **દૃઢતાથી** અર્પણ કરી નિર્ભયતાથી વર્તવાનુ છે.

**સા.**—હા, સમજો તો છો.

**બુ.**—શું હજી પણ નહિ ?

**સા.**—ના, ના, એમ કેમ કહેવાય. હવે તો મારાથી પણ તમો વિશેષ આગળ પડતા થયા છો.

**બુ.**—એ તમારોજ પ્રતાપ.

**સા.**—પ્રતાપ ઇશ્વરનો. ત્યારે હવે તો રજા. (એમ કહી જાય છે)

**બુ.**—(ગૃહ જતાં એકલોજ).

થાઓ નષ્ટ સહુ હું જે મલિનતા સર્વાંગ વ્યાપી રહી
આવો ભાવ કર્તવ્યરંગ ભરતા **યોગેંદ્ર** હૃદે ઠરે
જોયા **શાંતિ અસે** તું સેવક ખરા, છોડે ન તુંને જરી
હું એ, એશું જઇ ભળી ભળી રમું, સર્વાંગ પ્રેમે કરી. ૧૯૮

**ઇતિ બુદ્ધિવિભ્રમનાશ નામે પંચમો અંક સંપૂર્ણ.**

---

# અંક ૬.

## સ્થળ—તરંગ (પ્રયાગનગરી.)

**મો.**—( એકદમ જાગી ઉઠતાં મોટેથી ) ખવાસ ! ખવાસ ! હે ખવાસ ! હે ખવાસ ! ( સ્વગત ) કોઇપણ જવાબ આપતું નથી. (પ્રકાશ)

કેમ કોઇ જવાબ આપતું નથી ? શું કોઇ હાજર નથી ? ક્યાં ગયા સહુ ? આજે આમ અંધકાર કેમ ? હું ક્ષુધા અને તૃષાથી પીડાઉં છું, તન પરિતાપ પામે છે, તોપણ કોઇ સેવામાં હાજર થતું નથી ! શું મને આમ તરછોડો છો ? નરાધિપની આમ અવજ્ઞા ! એ કેમ સહન થઇ શકે ? શિક્ષાવિના તમને કાર્યનું ભાન થાય એમ લાગતું નથી ! આવવા દો માનસિંહ અને બુદ્ધિસિંહને. (એટલે ખડખડ હાસ્ય અવાજ સાંભળતાં) (સ્વગત) કોઇ હસે છે પણ જવાબ આપતું નથી. (પ્રકાશ) એ કોણ છે ? (જવાબ ન મળવાથી સ્વગત) હજી પણ કોઇ જવાબ આપતું નથી. ચાલ હું જાતેજ તજવીજ કરી લઉં. (ચાલતાં અથડાઇ પડતાં પ્રકાશ) અરે! આ શું દૈવગતિ ! ! ! આમ કેમ ? હુ ક્યાં આગળ? શું હું મારા મ્હેલમાં નથી ? આ તો લોખંડદ્વાર ! એની સામે કેવો પછડાઇ મુર્છાગત થયો ! અહો ! શું મારી આ ગતિ ! કોઇ પણ સમીપ નહિ ! રાત્રી છે કે દિવસનો અંધકાર તે પણ જાણી શકતો નથી ! ભોંયરૂં છે કે મહેલ તે પણ પારખી શકતો નથી ! દૈવ રૂઠ્યું જણાય છે ! મનુષ્ય માત્રપર અમલ કરનારપર આ શો ગજબ ! ! ! બેસી રહે શું વળે ? હવે જોઇ ખાત્રીજ કરૂં. (આસપાસ ફરી વળતાં) અરે ! આ તો તુરંગજ જણાય છે ! નીચનો વાસ ! ! ! શું હું એમની સંગમાં !!! એકાએક આમ કેમ ? મને કોણે કેદ કર્યો ? હવે તો હે દૈવ ! શું તારે આધીનજ છું ? (વિચાર કરી) બીજો ઇલાજ પણ શું ? પણ અરે ! હું અહિં શી રીતે આવ્યો ?

કોણે આવી દંભથી આમ ઘેર્યો ?
કોણે જાણી ગૂઢ હું દુર્ગ ભેદ્યો ?
કેદે રાખી ના હું નૃપેંદ્ર માઝા
શાને ફાવ્યા ? શું દિસે દિન સાજા ? ૧૯૯

(પાછો વિચારમાં પડી સ્વગત)

હા હા ! મેં પણ ભૂલ કરી. કેફ અને કેફમાં ચકચૂર રહ્યો. એવાં અંતર અને બાહ્ય કેફનાં આવરણથી અંતર અને બાહ્યજ્ઞાન પણ લોપ થાય, એ ભાન પણ રહ્યું નહિ ! (આવેશમાં પ્રકાશ) (હાથ પછાડી) શું ત્યારે એનુંજ આ ફળ ? અરે રે ! !

ધિક્! ધિક્! કેફો! મન તન ઘેર્યાં
નાંખી જાળે દુખ શુચ તેડ્યાં!
સંગે હીનો મન સુગ આવે
દુષ્ટાવૃત્તિ ! શીદ હું દમાવે ? ૨૦૦

પણ કેવી રીતે ફસાવ્યો હશે ? (વિચાર કરી) અરે ! શું

લપસી લપસી જાતાં અંધ ચક્ષુ બને હું
ઘસડી વમળ લેતાં દીર્ઘદૃષ્ટિ હરીશું ?
હસી જીવ હીન માન્યાં અર્પી ભાવો કટાક્ષે
પરવશ નીચ સંગે આમ શું એ સતાવે ? ૨૦૧

એમ કરવા કેવી રીતે,

ઠગી હૃદય ઉચ્ચ હા ! અમલવૃત્તિ દાબી હું તેં !
સશંક મન નિષ્ઠુરે ધસમસી હણે આમ શેં ?
ન હા ! ચકચૂરા જુએ ભય હશે હદો ક્યાંય એ !
અફાળી તન ફેંકયું હું ! શી સુધરે હવે આશ તે ? ૨૦૨

(ધીમે ધીમે બબડતો હોય તેમ) પણ હવે એ ભૂલનો શોચ કરવાથી શું ? હાલ તો મારી સ્થિતિનું ખરૂ સ્વરૂપ જાણવુ એજ જરૂરનું છે.

(એટલે ધબધબ પગ ધબકારા સાંભળતાં મોટેથી) એ કોણ આવે છે?

**લક્ષ્મણસિંહ**—તારા પહેરેગીર.

**મો.**—મૂર્ખ ! તું કોની સાથે બોલે છે ?

**લ.**—મૂર્ખ કોણ છે તેનું તને હજી ભાન થયું નથી.

**મો.**—કેમ ! શુ મગજમાં પવન ભરાયો છે ? નથી જાણતો કે હું નૃપેંદ્ર **મોહેંદ્ર** છુ ?

**નૃસિંહરાવ**—સત્ય જાણ કે બકવાદ **મૂર્ખનોજ** છે.

**મો.**—(સ્વગત) આ તો કોઇ પત કરતા નથી. જવાબ પણ કરડાકીમાંજ આપતા જાય છે. માટે નરમ થયા વિના રસ્તો આવે એમ લાગતું નથી. (વિચાર કરી) બીજો ઇલાજ પણ શું ? (પ્રકાશ) કેમ અલ્યાઓ ! આવી રીતે બોલતાં અચકાતા નથી ?

**નૃ.**—**સત્યને** અટકાવ શાનો !

**મો.**—આટલીબધી સત્તાથી ત્યારે બોલનાર કોણ છે ?

**લ.**—તને ઉત્પાત કરતાં અટકાવનાર પહેરેગીરો.

**મો.**—ત્યારે શું હું એક સામાન્ય સૈનિકના કબજામાં છુ ?

**નૃ.**—હા.

**મો.**—તે પણ આવી ઉદ્ધતાઇ ભરેલી વર્તણુક એક અયોગ્ય પુરૂષને હસ્તજ સહન કરાવવા ?

**લ.**—તેં કોઇને પણ સહન કરાવી હશે કે નહિ ?

**મો.**—(સ્વગત) અરેરે ! આ કેવો જુલમ! કેટલોબધો તિરસ્કાર ! કેટલુંબધું માનભંગ! જરા પણ અચકાતા નથી ! કોઇ યોગ્ય નૃપવર્યને હસ્ત એ લાગે નહિ! પણ એક સૈનિક આમ ડરાવે એ હું કેમ સહન કરી શકું ?' (પ્રકાશ) અરે દુષ્ટ ! નરાધમ ! મેં કરાવ્યું હશે, પણ હું તો નૃપેંદ્ર છું. જેથી મારી સત્તાની રૂએ હતું.

**નૃ.**—ત્યારે એમ નક્કી જાણ કે તારા કરતાં એક અધિક તેજસ્વી પુરૂષની સત્તાની રૂએજ આપણું છે.

**મો.**—ત્યારે શું મારા તરફ એક સામાન્ય ચોરનાં જેવું વર્તન ચલાવવા હુકમ થયો છે ?

**નૃ.**—તેથી પણ નીચ પુરૂષને યોગ્ય વર્તનનો અમલ કરવા.

**મો.**—કયા અપરાધ માટે ?

**લ.**—ચોરના રાજા થઇ અનેક પ્રકારનાં અઘોર કૃત્ય કરવામાટે. અને તેમાટે પળ પળે નજર છટકાવી આપેલી સત્તાનો ગેરઉપયોગ કરવામાટે.

**મો.**—હું નૃપેંદ્રને સત્તા આપનાર કોણ ?

**લ.**—એ સત્તા તારી સ્વતઃ પ્રાપ્ત કરેલી ન હતી.

**મો.**—શુ ત્યારે કોઇની આપેલી હતી ?

**લ.** —હા.

**મો.**—કેવી રીતે ?

**લ.**—સ્વાભાવિક ક્રિયા માત્રથી.

**મો.**—કોના તરફથી ?

**લ.—પ્રાણેશ.**

**મો.**—એ વળી કોણ ?

**લ.**—તને સ્વરૂપ દેનાર.

**મો.**—મને કોઇપણ સ્વરૂપ દેનાર નથી. એમ છતાં કેદી હોવાથી એવા એકનું અસ્તિત્વ માન્ય રાખું તો એનું શું બિગાડયું ?

**લ.**—આજ્ઞા ભંગ કે સ્થાપિત નિયમનું ઉલ્લંઘન.

**મો.**—કેવી રીતે ?

**લ.**—તે કહેવાનુ મારૂં કામ નથી. તને પોતાની મેળેજ ભાન થશે.

**મો.**—શાથી ?

**લ.**—હવણાં અનુભવ્યું એજ અને એવી બીજી અનેક રીતે.

**મો.**—શું ત્યારે મને આમ હેરાન કરી અનેક પ્રકારનાં કષ્ટ આપી અયોગ્ય દમન કરવા માગે છે ?

**લ.**—તેમ પણ હોય.

**મો.**—શામાટે ?

**લ.**—તારાં ખરાં સ્વરૂપનું ભાન કરાવવા.

**મો.**—એવો ભાન કરાવનાર કોણ ?

**લ.**—જે સત્તાધિશ હોય તે,

**મો.**—એ સત્તાધિશ કોણ ?

**લ.**—જેણે તને વશ કર્યો તે.

**મો.**—એ વશ કરનાર પણ કોણ ?

**લ.**—તે તું તારી મેળેજ જોઇ શકશે.

**મો.**—ક્યારે ?

**લ.**—વખત આવશે ત્યારે.

**મો.**—વખત ક્યારે આવશે ?

**લ.**—આજથીજ શરૂઆત.

**મો.**—એટલે શું વખત લંબાતો કાયમ રહેશે ?

**લ.**—હા.

**મો.**—ક્યાંસુધી ?

**લ.**—જ્યાંસુધી વશ કરનારને જોઇ શકે ત્યાંસુધી.

**મો.**—અરેરે ! આતે કેવો જવાબ ! એથી શું ગ્રહણ કરવું ? આડા ને આડાજ જવાબ ! (સ્વગત) પણ બીજો ઇલાજ નથી ! ત્યારે પૂછી તે લઉં કે મને કેવી રીતે કેદ કર્યો અને કોની મદદથી. (પ્રકાશ) પણ ત્યારે મને મારા અભેદ કિલ્લામાંથી કેવી રીતે પકડી અહિં આણ્યો ?

**લ.**—તારાંજ હથિઆરથી.

**મો.**—શું મારાંજ હથિઆરથી ? એમ કેમ બને ? કેવી રીતે ?

**લ.**—તને હત્ વીર્ય કરી.

**મો.**—અરે તેપણ કેમ ?

**લ.**—તને નિષ્કુળ, નિરાશ્રિત અને નિષ્કિંચન કરી.

**મો.**—પણ કેવી રીતે ?

**લ.**—તારા સેવકોએ તને તજી સ્વાધીન કરવાથી.

**મો.**—શું મારાજ સેવકો નિમકહરામ ? જેનાપર આટલીબધી શ્રદ્ધા, આટલોબધો વિશ્વાસ, તેજ મને ત્યાગી શત્રુને સ્વાધીન કરે ! (વિચારમાં પડી જાય છે) (નિશ્વાસ નાંખતાં સ્વગત) અરે દૈવગતિ !

જોઉં દશા શી ભુંડી મુંજ આવી
વિશ્વાસઘાતે તન કેદી ભાવ !

હા હા! હવે તો ભયૅ કયાં ન જોવા!
જવાળા વિષે, શું? ભૂમિ સર્પ સેવા. ૨૦૩

(વિચારમાં પડી) એમ છતાં જાણી તો લઉં કે આગેવાન કોણ હતા? (પ્રકાશ) એમ થવામાં આગેવાન કોણ?

**લ.—માનસિંહ અને બુદ્ધિસિંહ.**

**મો.—**(કપાળે હસ્ત પછાડી સ્વગત) અરે હતુભાગ્ય! તમોજ નિમકહરામ! વિશ્વાસઘાતી! તમારાજ સ્વામિને કેદ કરવામાં સામેલ! એ કેમ સભાળી શકું? કેમ મૃત્યવશ થતો નથી? કેમ ભૂમિ સમાવી લેતી નથી? (આવેશમાં આવી જતાં પ્રકાશ) હા!!! હા!!! દૈવરૂકે મિત્ર પણ શત્રુ થાય છે, એ આજેજ સ્વતઃ સિદ્ધ થયેલું જોયું! અરેરે! ઓ વિશ્વાસઘાતી! પાપી! દૂષ્ટ! તમારૂં કયાં ભલું થશે! તમો કેમ છૂટશો! તમો કેમ સુખી થશો!

**લ.**—દૂષ્ટને તેની અધમતામાં ત્યાગ કરવો એ વિશ્વાસઘાત ન હોય! પોતેજ પોતાની ભૂલમાટે દોષપાત્ર છે. એવા દોષ બીજામાં જોવા અને તેમાટે બદલો માગવો એજ તારી પરાધીનતા સિદ્ધ કરી, તારા સત્તાધિશની પ્રત્યક્ષ સાબિતિ આપે છે.

**મો.—**(દિગ્મૂઢ તદન નિરાશામાં) તારો પણ વખત આવ્યો!

**લ.—**એવોજ તારે હસ્ત કોઇનો પણ આવ્યો હશે કે?

**મો.—**અરે દૈવ! ધિક્! ધિક્! નીચથી આવાં મહેણાં શ્રવણ કરવાં મારે માટેજ સરજ્યાં?

**નૃ.**—બસ! બસ! ચૂપ રહે. એથી પણ વિશેષ તારે તારા શત્રુની વિજયસ્વારીમાં કેદી માફક બંધન થઇ મોખરે હાજર રહેવાનું છે. તારા શત્રુના ઉત્કર્ષની હર્ષ વ્યવસ્થામાં તારાજ સેનાધિપતિ અને પ્રધાનને આગેવાની પડતો ભાગ લેતા જોવાનું છે. અને તારા શત્રુની ખરી કિમત શું છે તે પણ નજરતળે કાઢવાનું છે.

**મો.**—(નિડરતાથી ખિન્નમુખે) હવે વધારેથી શું વિશેષ? પડયું એ ભોગવશું. પણ કંઇ ક્ષુધા તૃષા મિટાડવામાં આવશે? કંઇ બેસવા ઉઠવા તથા પાથરવાની સવડ આપવામાં આવશે? કે આમજ ભોંયપર આળોટાવવામાં આવશે? નૃપેંદ્રની સ્થિતિના પુરૂષને આમ દમવો એ શું યોગ્ય ગણાય?

**નૃ.—**યોગ્ય કે અયોગ્ય એનો નિર્ણય તારે કરવાનો નથી. તે સત્તા હવે તારે હસ્ત નથી. જંગલમાંથી પકડેલ મદોન્મસ્ત હસ્તીને વશ

કરવાનો ફક્ત એક એજ માર્ગ છે. હવે વધુ પુછીશ નહિ. હમને અવકાશ નથી. (લક્ષ્મણસિંહને) લક્ષ્મણસિંહ ! એને હસ્ત અને પગમાં બેડી નાંખી એ દૂષ્ટને એનાં ફળ ભોગવવા દો.

(લક્ષ્મણસિંહ બેડી લઇ જાય છે એટલે)

**મો.**—શું મને મારા અંગની સ્વતંત્રતા પણ નહિ આપશો ?

**નૃ.**—નહિ.

**મો.**—કેમ ?

**નૃ.**—તું તારા દેહનો નાશ કરે તો દુઃખ એ શું એતું ભાન તને ક્યાંથી થાય? (લક્ષ્મણસિંહને) તાકીદ કરો, આપણુને વિલંબ થાયછે.

(એટલે લક્ષ્મણસિંહ બેડી નાંખી દેતાં) ચાલો હવે.

(જાય છે)

**મો.**—(એકલોજ ખિન્નતામાં) ધિક્ ! ધિક્ !

જો એ ચીરે હૃદય મ્હેણાં શર ફેંકી !
બાળે જ્વાળા આંચ વધુ દેહ ન લેતી !
હીણા જીવો ત્રાસી દમે તે દુઃખ મોટું !
શાથી પામ્યો આ સ્થિતિ? સત્તા હીન ખોટું !!! ૨૦૪

હવે શું કરવું ? કેમ છૂટું ? કેમ વેર લઉં ? જીવ ગુંગળાય છે. વેરના બદલા વિના મારા આત્માને શાંતિ વળતી નથી. આમ તિરસ્કાર કરનાર કોણ ? એ કેમ ખમી રહું ? ખમું પણ શામાટે ? સ્થૂળ પણ વેરમયજ થઇ રહ્યું છે ! આ શું ? ઉકળાટ શર ફેંકવા માંડે છે ! પરસ્વેદ વળવા લાગે છે ! (વિચારમાં શાંતિભંગ કરી) અરે ! પણ આ સહુની પર્યાપ્તિ શામાં ? તુરંગમાંજ આમતેમ ઉકળાટ કરી ઉછળવામાંજ ? કરૂં પણ શું ?

ધીર ધરી ન ખમાયે નીચે જ્વાળાજ લાગી !
દમી દમી તન પીડે ના ગણે માન પાપી !
હીન વશ તન થાતાં દુઃખ સજ્યાં ખરે હું !
હત જીવ તું અભાગી! જીવી દુઃખો ખમે શું ? ૨૦૫

હવે ક્યાં જાઉં ? શું ઉપાય કરૂં ? ઉપાય સૂઝતો નથી, છૂટકો થતો નથી, તો જીવીને પણ શું ? એથી તો આત્મભોગ આપું એજ સારૂં ! પણ હાય !!! એ સત્તા પણ મારી પાસે ક્યાં રહી છે ? તદ્દન પરતંત્ર ! ગુલામ ! ચોર ! દેહ પણ પરવશ ! દેહની ક્રિયા પણ પરવશ ! હા દેવ ! ફક્ત મન ઉકળાટજ મારે હસ્ત જણાય

છે ! જોઉં છું તો એ પણ ક્યાં સુધી વશ રહે ? શું એને બીજાં કાર્ય ન હોય ? શું એ પણ ગુલામ થવું પસંદ કરે ? જ્યારે મને પસંદ નથી તો એને પરવશપણું કેમ પ્રિય હોય ? (વિચારમાં પડી જાય છે અને પાછો જાગૃત થતાં) આ, એ પણ, છોડી ચાલ્યો જાય છે ! ગાત્ર શિથિલ થાય છે ! વળેલા પરસ્વેદે ઝરમર ઝરમર વર્ષી સત્વ માત્રનું હરણ કરી, નિર્માલ્ય દેહ ફેંકી દીધો છે ! એ પણ જાણે છે કે આવા પરવશના સેવનથી શું ? ત્યારે હે પરવશપણું ! તુંજ મને ત્યાગી શકે એમ નથી. તુંજ મારો બંધુ છે. તારાંજ સેવન વિના છૂટકો નથી. ઉકળાટ, બકવાદ, અકળાટ, સહુ મીથ્યા છે. હા હા ! અશક્તિવાન્ ,ભવેત્ સાધુ ! વખતને અનુસરી એ પણ સેવવું.

(એવે)

**કાળયવન.**—હવે તો સપડાયા છીએ.

**મો.**—(સ્વગત) આ કોણ બોલે છે ? જોઇએ, સાંભળું.

**મદનકુંઅર.**—ફરીથી ન ઉઠીએ એવા.

**લક્ષ્મીકુંઅર.**—મોહેંદ્રની ગતિ આપણથી પણ બુરી જણાય છે. એનાં શૌર્ય અને હિંમત ગગડી ગયાં તો આપણે તો દાસાનુદાસ.

(આ સાંભળતાં.)

**મો.**—આ કોણ વાત કરે છે ?

**કા.**—એ તો હમે તમારા સાહાય્ય.

**મો.**—કેમ તમો પણ કેદમાં છો ?

**મ.**—તમને કર્યા તો હમને છૂટા ક્યાંથી મૂકે ?

**મો.**—તમો ક્યાં આગળ બોલો છો ?

**કા.**—તમારી પાસેનાજ ઓરડામાં.

**મો.**—મારી સમીપ નહિ આવો ? તમારા સમાગમથી કંઇક દુઃખ ભૂલાઇ હિંમત આવે. (એટલે)

**નૃ.**—લક્ષ્મણસિંહ ! આ દૂષ્ટને અહિંથી દૂર લઇ જાઓ. આમ પ્રપંચયુક્ત વાત કરવા પણ આવો લાભ આપવો જોઇએ નહિ. અને એ માટે એને દશ વીશ ફટકા લગાવો. અને બીજા દૂરના ઓરડામાં પૂરો.

**લ.**—(મોહેંદ્રને) નરાધમ ! હજી શીખ્યો નહિ ? ચાલ, આગળ થા.

(લઇ જઇ ફટકાનો અમલ કરી રહ્યા પછી એકાંત ઓરડામાં પૂરી દ્વાર બંધ કરતાં)

હવે તું જાણે ! સહજ પણ કસુર નજર આવતાં એથી પણ સખત ક્રૂર સજા કરવામાં આવશે. (એમ કહી ચાલ્યો જાય છે)

**મો.**—હા દૈવ ! હા દૈવ ! કેમ રૂઠયું ? હવે શું કરૂં ?

તુર મમ ઉતરે છે બ્હીક સેતો જણાઉં !
નરમ હૃદય હા હું બ્હાવરો જો દુભાઉં !
મન તન તજી આશા, ચાલતાં પાય ભાંગ્યા !
મદ ગુટી હીર જાતાં, હામ માર્ગો ન જાગ્યા !

(ધીમે ધીમે) હવે તો હે **નરમાશ** ! તુંજ મારી સંગી છે. દૈવગતી એમજ જણાય છે, તો તનેજ હવે તાબે થાઉં. **ઇશ્વર !!! ઇશ્વર !!! ઇશ્વર !!!**

**ઇતિ મોહનાશ નામે ષષ્ઠો અંક સંપૂર્ણ.**

---

# અંક ૭

## સ્થળ—ન્યગ્રોધપુર યોગેંદ્ર ગૃહ.

**રસિક**—(મધ્યાહ્ન નિદ્રામાં વિયોગ ભણકારા પડતાં એકાએક જાગી ઉઠતાં) અરે હા !

**રસ** ! હૃદય ના દીસે તારૂં સમીપ હજી અરે !
જીવન ધરશે કયાં સુધી તું ? રહી કુણ આશરે ?
કિરણ રસમાં ડૂબી રૂહેતો ! ન શું કદિ સાંભરે ?
નથી નથી હવે સંગે કોઇ, વિના ભૂમિ આભરે ! ૨૦૭

અહા !

નહિ જાણ્યું મેં તો, વિરહ, બનતાં દૂર, પીડશે !
જતાં કર્તવ્યે તો ધીરજ ધરતાં સુખ મળશે,
ઠરી એતો ભ્રાંતિ સમીપ વિન ના જીવ ઠરશે !
દુખે ગાળું દિનો હૃદયપતિ હા ! કયાર મળશે ! ૨૦૮

જીવ ઉકળે છે, કંઇ સૂઝતું નથી, ચેન પડતું નથી, શાંતિ કેમ આવે ? (વિચાર કરતાં) ઉધાનમાં જાઉં ? હા હા ! એમજ કરૂં. નહિ તો મનને બીજા શામાં રોકી શકું ? ચાલ ત્યારે ઉધાનમાંજ જાઉં.

(ગૃહ ઉધાનમાં જાય છે)

(ચાલતાં ચાલતાં) પ્રેમ સ્વરૂપ ! આજ તે રસાળ વૃક્ષ, આજ

ચાલ ત્યારે આ માર્ગે જાઉં ? (જતાં) અરે ઓ આમ્રઘટા ! કેમ ઉદાસી ! ક્યાં ગયો તારી સન્મુખ નૃત્ય કરતો અપ્સરાવૃંદ ! હાહા ! નિર્જળ અને નિરસ પ્રદેશમાં કોણ રહે ? અરે કોકિલ ! તમને પણ સહિયરની દયા નહિ આવી ? દુઃખીને દુઃખમાં પણ આપણા મધુર ટહુકા આનંદસ્થાન થઇ પડશે એમ નહિ ધાર્યું ? અરે હા ! વિપદમાં કોણ ભાગી હોય ? વ્યવહાર સ્વાર્થમયજ છે. મયૂર ! તેં પણ નૃત્ય ત્યાગ કર્યું ? અરેરે ! ચકલી પણ કલરવકલહ કરતી જણાતી નથી ! અરે પ્રેમસ્વરૂપ ! તમારા રસ વિના એ સહુ નિસ્તેજ અને દુઃખી થઇ ગયાં છે ! ત્યારે હું કેમ ટકી શકીશ ? જે આનંદ આપતાં તેજ ભય પ્રેરે છે ! આતો સહન થતું નથી ! હવે તો ઘરમાંજ પાછી જાઉં !

(પાછાં જતાં હરણપર નજર પડતાં)

અરે ! આ હરણ કેવું નમેરૂં થઇ બેસી રહ્યું છે ! શું એને પાણી મળતું હશે ? શું ચારો મળતો હશે ? અરે હોય તો ! આવી સ્થિતિ કેમ ? પ્રિયબાળ ! પ્રેમસ્વરૂપ વિના તારી દાદ કોણ લે ? જો એ કેવું ઉભું થઇ દીનતા પ્રકાશે છે ! જો જો પાસે આવી ઠપકો આપે છે કે "પ્રેમસ્વરૂપ ગયા તો ગયા પણ તમે પણ વિસાર્યું !" હાહા ! મારૂં હૃ-દય ચીરાય છે ! બેટા ! બેટા ! હવે નહિ ભૂલું. જો જો ! પ્રેમસ્વરૂપ સંગ-માં પાસે આવતું, હવે પ્રેમ ઓછો થયેલ જાણી દૂરજ રહી દીનતા પ્રકાશે છે ! આવ ! આવ ! બિહીશ નહિ. હું ક્રૂર નથી. પણ પ્રસંગજ ક્રૂર છે ! મારી ભૂલ અને અજ્ઞાનતા માટે ક્ષમા માગું. પોતાનાંજ દુઃખ ને વધુ માનનાર અજ્ઞાન જનો કેવાં ક્રૂર અને કઠોર થઇ બીજાનાં પ્રાણ ઘાતક થાય છે એનો તેં ઠીક પાઠ આપ્યો ! વ્હાલાં ! હવેથી દુઃખને વધુ માનવા કરતાં **કર્તવ્યનેજ** અગ્રસ્થાન આપીશ. (એમ કહી પાસે લઇ હાથ ફેરવી, પ્રેમ દર્શાવી, પ્રેમમય કરી, પાણી બતાવી, ચારો નાંખતાં) ચાલ, આ પાણી પી. આ ચાર ખા. હવે નહિ ભૂલું. વ્હાલાં ! નહિ ભૂલું. (આથી હરણ ખાય છે તેથી તેના તરફજ દૃષ્ટિ રાખતી આગળ ગૃહદ્વાર તરફ જાય છે.)

(એટલે શુકપર નજર પડતાં)

અરે શુક ! ક્યાં ગઇ તારી ચપળતા ! ક્યાં ગયું તારૂં વાક્ચાતુર્ય ! ક્યાં ગયો તારો ફફડાટ ! પ્રેમસ્વરૂપ વિના તને લાડ લડાવનાર કોણ હોય ? તેં પણ પ્રેમસ્વરૂપને બોલાવી બોલાવી થાકી જઇ બોલાવવું બંધ કરી ગૃહને નિરસ શૂન્યાકાર કરી મૂક્યું છે !

(એટલે ચોગાન તરફ નજર પડતાં)

અરે! વૈશ્વદેવનૈવેદ્ય લેવા કા કા કરી તલ્પી રહેલા કાગડાએ પણ, આંગણાં આગળથી છેડ પડી, ચોગાનને શૂન્ય અરણ્યાકાર કરી મૂક્યું છે! "ભિક્ષાન્નદેહી" કરનાર યતિ અને સન્યાસી પણ ગૃહ ત્યાગ કરી ગયા! યતિથિસત્કારઆનંદ પણ હવે સ્વપનાવત્ થઇ પડ્યો! પ્રેમસ્વરૂપ તો ગયા, પણ તમોએ શામાટે ગૃહ ત્યાગ કર્યું? પણ અરે! હા! વૈશ્વદેવ અંતે ભિક્ષા હોય ત્યારે ગૃહસ્થ વિના કેમ આવે!

(ગૃહ પ્રવેશ કરતાં)

ધર્મચર્ચા ધનઘોષ ગર્જાવતા બંધ થવાથી આ ઓટલાની બેઠક પણ રૂદન કરતી જણાય છે! શય્યા ખુણામાં પડી પડી નિરંતર ધ્રૂસ્કાં લેતી નજર પડે છે! ધાતુપાત્રો ભૂખાં તર્ષ્યાં અન્નરહિત વ્યાધિરૂપ સોજાથી ડટાઇ એક ખુણે ચંપાઇ રહ્યાં છે! બિલાડી પણ ભોજન વખતનું ભક્ષ બંધ થવાથી ગૃહ ત્યાગી ગઇ છે! હાહા! પ્રેમસ્વરૂપ! સર્વ વસ્તુજ ખાવા ધાય છે! કંઇ પણ ચેન પડતું નથી!

(ઘરમાં સ્થળે સ્થળે ફરતાં ફરતાં)

અહિંયાંજ સંગે પ્રેમરસનું પાન કરતાં! અહિઆંજ પ્રેમમય વિવિધ બોધ સંભળાવતા! આજ તમારી કાર્યમાં ભાગ લેવાની બેઠક! એ સર્વે મન ગભરાવે છે! નિરાશા ઉપજાવે છે! અને મન બેચેન થતાં ઘડીક અહિંયાં, ઘડીક ત્યાં, ઘડીક ઉઠું, ઘડીક બેસું, એમ કર્યાં કરૂં છું. પણ કંઇ વિસરી શકતી નથી! અરે! મારા દિવસો કેવા જાય છે!

રટીઁ રટીઁ પ્રિયમાળા ચિંતને નિંદ લેતી!
ધરીઁ ધરીઁ ઉર સંગે ધૈર્યથી શાંતિ પીતી!
સમય સમીપ થાશે આશ ઉત્સાહ દેતી!
ભૂલીઁ શું ગત પ્રસંગો! પ્રેમ ડૂબીશ કૂહેતી! ૨૦૯

આવી રીતે મનને ઘણીવાર શમાવી શાંતિ લઉં છું. તોપણ અનુભવ તો આજ છે કે,

ના, ચેન લગારે! પીડા! શું વિચારે
હા, પ્રેમી ન પાસે! શોધી, શું? ઉલ્લાસે! ૨૧૦

(એવે દૂરથી રસિકપ્રેમદાને જોતાં)

**ભક્તિરામ**—(સ્વગત) રસિક વિચારની છાયામાં ડૂબી દુઃખી થાય છે. એનો મનોભાવ પલટાવી, ચાલ, એને હું આનંદમય કરૂં. (સમીપ આવતાં પ્રકાશ) આર્યદેવિ! હૃદયશલ્ય અપરિચિત નથી. પણ શું તેમાં

સૂર્યચંદ્રમાફક ઘેરાયલા રહેવું ? શું ઉચ્ચભાવના એ રાહુનો નાશ કરી શકે એમ નથી ? કર્તવ્યનાં ઉચ્ચ સ્વરૂપ આગળ શું એ કોઇ પણ દિવસ ટકી શકે ? નહિજ. તો મલિન કરનાર ભાવનાને લેશમાત્ર પણ અવકાશ શા માટે આપવો જોઇએ ?

**રસિક.**—પ્રિય વયસ્ય ! બોધ યથાસ્થિત છે. એજ અમલમાં હોવો જોઇએ. હું તેમ કરવા પ્રયત્ન કરૂં છું. એમ છતાં પણ પ્રેમસ્વરૂપનું વિયોગશલ્ય અનિવાર્ય છે; જે હૃદય કોઇ પણ પ્રકારે દૂર કરી શકે એમ નથી.

**ભ.**—ત્યારે મિત્રવિયોગશલ્ય શું મને નથી ? પ્રેમસ્વરૂપની મારી ભાવના કોઇ પણ દિવસે હીન હતી ? શું કાળાંતર પણ એમાં વિક્રિયા કરી શકે ? પતિ, પત્ની, અને મિત્ર એ પ્રેમસ્વરૂપનાં ત્રિપુટી છે. સહુ સહુના સ્થાનપરત્વે કોઇનો પણ પ્રવાહ એકબીજાથી ઉતરતો નથી, જે પ્રવાહ એકજ આનંદસ્વરૂપનું ચિત્ર ખડું કરી તેમાં તલ્લીન બનાવી મૂકે છે. શું એવા પ્રસંગો વારંવાર હમને સ્મરણ થતા ન હોય ?

**ર.**—એ હું ના પાડી શકું નહિ. મારાથી તમો પ્રેમસ્વરૂપને કોઇ પણ દરજ્જે ઉતરતા નથી. એમ છતાં પણ ભાવનાબિંદુનો વિયોગ અસહ્ય છે.

**ભ.**—તેટલા માટે અસહ્યતાનું ઉપાધિસ્વરૂપ ગ્રહણ કરવું એ શું આપણને યોગ્ય છે

**ર.**—અસહ્યતાને બે સ્વરૂપ કેવી રીતે હોઇ શકે ?

**ભ.**—સમાગમનાં પ્રસંગોનું સ્મરણ કરી કરી, તેનાજ આનંદમાં ચિંતનથી વૃત્તિને આનંદમય કરી, ઐક્યતાની સંપૂર્ણ શ્રદ્ધા અને દૃઢતાથી એ આનંદને-ચિંતનના બળે વિયોગી છતાં—**કર્તવ્ય**ની ઉચ્ચ લાગણીથી, ધૈર્ય અને સંતોષમાં સતેજ દૃઢ કાયમ ટકાવી રાખી, તેમાંજ તલ્લીન બની, વિયોગી છતાં પણ સમીપ આનંદ સુખ અનુભવી, સમીપ-મયરસમાં તરતા રહેવુ એ એક સ્વરૂપ.

એથી ઉલટાં સમાગમના પ્રસંગોના સ્મરણથી તેમનો લોપ, તેમાં નિરાશા અથવા સમાગમની અધીરાઇ, એજ દુઃખ માની, તેમાં ડુબેલ રહેવું તે બીજું કે ઉપાધિસ્વરૂપ.

એથી પણ વિશેષ તમારી હાલની સ્થિતિને એ તદન પ્રતિકૂળ છે. એટલુંજ નહિ પણ હાની કરતા છે. એવિષે પ્રેમસ્વરૂપનો પ્રયાણ સમયનો બોધ કયાં વિસ્મરો ?

**ર.**—(આનંદમય થતાં) પ્રિય વયસ્ય ! હું અંધકારમાં ગોથાં ખાતી હતી. અહો તમે તમારી ફરજ કેવી ઉત્તમ રીતે અદા કરી છે ! તમારા

ઉચ્ચ ગુણની ખરી ઓળખ મને આજેજ મળી.

**ભ.**—એમાટે પ્રેમસ્વરૂપનોજ આભાર માનવો યોગ્ય છે. એ તેમનુંજ દાન છે. એવા દાતાના ગુણસ્મરણવર્ણનમાંજ **શાંતિ** અને **આનંદ** વહ્યાં આવે છે.

**ર.**—પ્રેમસ્વરૂપ ! તમારી ગતિ વિચિત્ર છે. એ સંપૂર્ણ કેમ વિલોકી શકું ? વયસ્ય ! અહો ભાગ્ય કે પ્રેમસ્વરૂપના ખરા રસનું પાન કરવા તમારા સંગમાં ભાગ્યશાળી થઇ!

**ભ.**—મારૂં પણ અહોભાગ્ય કે રસિકજનોનોજ સમાગમ!

**ર.**—એમાં હમે વિશેષ શુ કર્યું ?

**ભ.**—કેમ નહિ? જુઓ,

પ્રેમસ્વરૂપપ્રથમસમાગમઆકર્ષણેજ ભવિષ્યનાં વિલીનપણાંની સાબિતિ આપી સાક્ષી પૂરી હતી. તેજ આકર્ષણશક્તિથી હું અહિંયાં. અને જે આકર્ષણશક્તિ—અધિકાર પરત્વે અસમાનતા, સંકોચ અને બીજી અંતરાયભૂતભાવના ખડી કરતાં છતાં—અંશમાત્ર વિવેકને સંપૂર્ણ માની મહદ્ ભાગ્યફળ સમજતી, તે સહુને અહિયાં અવકાશ રહ્યો નહિ. પણ અંતરાયરહિત પૂર્ણ ચંદ્રોદયના રસમાં તલ્લીન થવા ભાગ્યશાળી બન્યો. અહા ! એ પ્રેમસ્વરૂપના હૃદય ઉભરા કેમ વિસ્મરૂં ? વિદેશમાં પણ શી હૃદયસ્થિરતા ! સ્થિતિની વિષમતામાં પણ કેવો એકસરખો આનંદનોજ રેલતો પ્રવાહ ! શું કોઇ પણ દિવસ ઓછું આણ્યું હતું ? કહિં પણ કિંચિત્‌માત્ર શોક પ્રદર્શિત કર્યો હતો ? કહિં પણ અસૂયાનો અંશ દૃષ્ટિગોચર થતો હતો ? અચળ શાંતિ અને આનંદનાજ રેલતા પ્રવાહ! ત્યારે શું એ સ્થિતિનુ ભાન આપણનેપણ વિયોગી છતાં આનંદમય કરવાને પૂરતું નથી ? શું એમનાં દૃઢતા, ધૈર્ય, સંતોષ, સરળતા, સમાનતા અને તન્મયતા આપણનેપણ અનુકરણ કરવાયોગ્ય નથી ?

**રસિક**—હા, તમે ઠીક પ્રસંગ કાઢયો. એટલુંજ નહિ, પણ પ્રેમસ્વરૂપ સન્મુખ બેસતા, ગૃહકાર્યમાં સહભાગી થતા, એ શું દયાથી હતું ? એ શું મારા પાશ, મોહ, કે તેજમાં અંજાઇ, ફસાઇ, માયા • કે આસક્તિથી હતું ? ના, ના. પ્રેમસ્વરૂપમાં એવી કંઇ પણ હીનભાવના હતીજ નહિ. એ કિમત હું ધીમે ધીમે આંકતા શીખી. શી ઉચ્ચતા ! કેવી તન્મયતા ! શું એ નિસ્પૃહ કર્તવ્ય ! શું એ કર્તવ્યનાં સમાનતા-સ્વરૂપનાં કેંદ્રબિંદુની ઉચ્ચતા ! કોઇપણ જાતની ભાવનાનો અંશમાત્ર પણ હું જોઇ શકી નથી. અને કોઇ બતાવી શકે પણ નહિ. એ અખંડ

તન્મયતામાં મને કેવી સમાવી લેતા તે હુ કેમ વર્ણવી શકુ ?

ભ.—એવી રીતે તમોજ નહિ. હું પણ એ તન્મયતાનો સહભાગી હતો. શું લેશમાત્ર પણ ભિન્નભાવ ગણ્યો છે ? મારી જીજ્ઞાસા જાણી તે તૃપ્ત કરવા જતાં પ્રેમસ્વરૂપ શું હીન સેવકવૃત્તિ કરતા હતા ? ગૃહસ્થ તરીકેની ફરજ અદા કરતાં પાદ અને મુખ પ્રક્ષાલન માટે જળ, પીતાંબર, આસનસ્થાન વિગેરે જાતે કરી પોતાની શ્રેષ્ઠતા પ્રતિપાદન કરતા તે શું કીર્તિમય લાલસાની હીન ભાવનાથી હતું ? તેમજ હોય તો પ્રસંગવશાત્ કિંચિત્ પણ અહંભાવ જોઇએ. અન્યજનતરફપણ એનાં રૂપાંતર તિરસ્કાર, ક્રોધ, ગર્વ, મહતા, કે મોટાઇ શું કોઇ પણ વિલોકી શક્યું હતું ? તો દૂષ્ટતા, ધૂર્તતા, ઇર્ષ્યા, વિગેરે હીન અને અધમભાવો તો સંભવેજ ક્યાંથી ? એમના વિવેકની શું કિમત ! અજ્ઞજનોને અહંભાવ અને અંધસ્વાર્થમદમાં તેનું ભાન ક્યાંથી ? અધિકારપરત્વે સહુને યોગ્ય વિવેક, સહુની લાગણી માટે યોગ્ય માન, અને હીનવર્તનથી કોઇની પણ લાગણી ન દૂભાય તે માટે કેટલી બધી કાળજી ! અહા ! એવાં અનેક વિવેકથી શોભતાં મર્યાદશીલ વર્તન ! તારી શી આર્દ્રતા ! જેથી કરી એમનાં કાર્ય અન્યજનો પણ વૃત્તિમાત્રથી જાણી તે તૈયાર કરી પૂરાં પાડવામાં આનંદ સુખ અને ફરજ સમજતાં. આવી રીતે કર્તવ્ય આનંદથી સર્વને પોતાનામાંજ તન્મય કરી મૂકે તે તન્મયતા અને તેની છાપ શિવાય કશુંએ તેમનામાં તરી આવતું ન હતું.

રસિક—હા હા ! અરે **કર્તવ્યઆનંદ** ! તારીશી પરિસીમા ! તારૂં કેંદ્રબિંદુ કોણ કલ્પી શકે ? રામપણ એમાં ભૂલ્યા. ત્યારે પ્રેમ-સ્વરૂપ ! અહિંના પ્રથમ નિવાસસમયનું તમારૂં વર્તન સંભારી સંભારી મારો હૃદયઆનંદ અને ઉમળકો શમતાં નથી.

ભ.—વિવેકબાધ ન હોય તો તે શ્રવણ કરવા મન અધીરૂં બની રહ્યું છે.

રસિક.—ઉચ્ચરસનું પાન કરવા કે કરાવવામાં વિવેકબાધ જેવું કંઇજ હોય નહિ. એ તો આનંદની અભિવૃદ્ધિ કરી તેને દ્દઢ કરે છે. અને સામા મનુષ્યમાં પણ એજ ફળ આપે છે. જ્યાં આનંદઅંકુર ન હોય ત્યાં જીજ્ઞાસા ઉત્પન્ન કરાવી નવાં બી રોપે છે. તો એવી રીતે આનંદની અભિવૃદ્ધિ કરવી કે દાન કરવું એ કોના ભાગ્યમાં હોય ? એવા નિસ્પૃહ આનંદની અભિવૃદ્ધિ કરનારની ગણના અલૌકિક દિવ્યસ્થાનમાં રહેલ ભગતોમાંજ હોય છે. તો વ્યવહાર ગણનાની હલકી કિમત

આંકી એને ઉતારી પાડવું એ તો આપણીજ લઘુતા બતાવે. આતો વિષય બહાર જાઉં છું.

**ભ.**—ના, ના. એની પણ કિંમત કંઇ ઓછી નથી. ગમે તેવા ગૂઢ વિષયમાં પણ આમ ઉચ્ચરસનું પાન કરાવતાં જે અસર થાય તે નહિ વર્ણી શકાય એવી છે.

**ર.**—ત્યારે સાંભળો:—

પ્રથમ નિવાસ શરૂઆતમાં મારૂં આરોગ્ય બિગડયું.

**ભ.**—અહા કેવી વિટંબણા !

**ર.**—એટલીજ નથી. પ્રેમસ્વરૂપની સેવા માટે તદ્દન અયોગ્ય થઇ પડી.

**ભ.**—હા. એવે પ્રસંગે બીજો ઇલાજ પણ શું ?

**ર.**—તેથી નૃપવર્યની ઉચ્ચ સ્થિતિપરથી સામાન્ય જનસ્થિતિ સ્વાનુભવનું પ્રથમ ચરણ પ્રેમસ્વરૂપને એકાએક શરૂ થયું.

**ભ.**—હે પ્રભુ ! તારી શી ગહનતા ! કાળ તું કોને પણ છોડે છે ?

**ર.**—એજ કાળને વશ વર્તી, પ્રેમસ્વરૂપે **કર્તવ્યઆનંદથી** અન્નોદકાદિક ક્રિયા હસ્તે કરવી. બ્રાહ્મ મુહૂર્તે ઉઠી દેવપિત્રાદિક ક્રિયા કરવી. ગોમયાદિકથી પાકસ્થાન શુચિ કરવી.

**ભ.**—પ્રેમસ્વરૂપ, એ નજીવાં ગણી એમ ન કરતાં કોઇ પણ રીતે અંતરમલને અવકાશ આપવા દે નહિ. એથી એ પણ એમનાં કર્તવ્યમાંજ ગણ્યાં !

**ર.**—એટલુંજ નહિ. પણ ત્યાર બાદ મારા આશ્વાસન અને દેખરેખ માટે દરેક તક મળતાં મુજસમીપ બેસવું.

**ભ.**—હા, એ ફરજ પણ કેવી રીતે ચૂકે ? અન્ય આત્માને **શાંતિ** આપવી એ પણ પોતાની **શાંતિની** વૃદ્ધિ કરવી એજ છે.

**ર.**—હા. પણ "શાંતિ હદ તે કયાં સુધી ?" એ તો આગળ આવે છે.

**ભ.**—હા હા ! કહો, સાંભળું છું.

**ર.**—અનભ્યાસી હોવાથી જળ આણતાં સખત ઇજા સહન કરવી પડી.

**ભ.**—અરર ! આતો મહાકષ્ટ !

**રસિક.**—હા ! એમ છતાં, લેશમાત્રપણ શાંતિભંગથી તે જણાવવા દીધું નથી.

**ભ.**—જણાવવા દે પણ કેમ ? ત્યારે એ ખબર શીરીતે પડી ? ખબર પડવા ન દીધી એજ શ્રેષ્ટતા, પ્રૌઢતા, વિશાળતા અને એજ **કર્તવ્યઆનંદ.**

તન્મયતામાં મને કેવી સમાવી લેતા તે હુ કેમ વર્ણવી શકુ ?

**જ્ઞ.**—એવી રીતે તમોજ નહિ. હું પણ એ તન્મયતાનો સહભાગી હતો. શું લેશમાત્ર પણ ભિન્નભાવ ગણ્યો છે ? મારી જીજ્ઞાસા જાણી તે તૃપ્ત કરવા જતાં પ્રેમસ્વરૂપ શું હીન સેવકવૃત્તિ કરતા હતા ? ગૃહસ્થ તરીકેની ફરજ અદા કરતાં પાદ અને મુખ પ્રક્ષાલન માટે જળ, પીતાંબર, આસનસ્થાન વિગેરે જાતે કરી પોતાની શ્રેષ્ઠતા પ્રતિપાદન કરતા તે શું કીર્તિમય લાલસાની હીન ભાવનાથી હતું ? તેમજ હોય તો પ્રસંગવશાત્ કિંચિત્ પણ અહંભાવ જોઇએ. અન્યજનતરફપણ એનાં રૂપાંતર તિરસ્કાર, ક્રોધ, ગર્વ, મહતા, કે મોટાઇ શું કોઇ પણ વિલોકી શકયું હતું ? તો દૂષ્ટતા, ધૂર્તતા, ઇર્ષ્યા, વિગેરે હીન અને અધમભાવો તો સંભવેજ કયાંથી ? એમના વિવેકની શું કિમત ! અજ્ઞજનોને અહંભાવ અને અંધસ્વાર્થમદમાં તેનું ભાન કયાંથી ? અધિકારપરત્વે સહુને યોગ્ય વિવેક, સહુની લાગણી માટે યોગ્ય માન, અને હીનવર્તનથી કોઇની પણ લાગણી ન દૂભાય તે માટે કેટલી બધી કાળજી ! અહા ! એવાં અનેક વિવેકથી શોભતાં મર્યાદશીલ વર્તન ! તારી શી આર્દ્રતા ! જેથી કરી એમનાં કાર્ય અન્યજનો પણ વૃત્તિમાત્રથી જાણી તે તૈયાર કરી પૂરાં પાડવામાં આનંદ સુખ અને ફરજ સમજતાં. આવી રીતે કર્તવ્ય આનંદથી સર્વને પોતાનામાંજ તન્મય કરી મૂકે તે તન્મયતા અને તેની છાપ શિવાય કશુંએ તેમનામાં તરી આવતું ન હતું.

રસિક—હા હા ! અરે **કર્તવ્યઆનંદ** ! તારીશી પરિસીમા ! તારૂં કેંદ્રબિંદુ કોણ કલ્પી શકે ? રામપણ એમાં ભૂલ્યા. ત્યારે પ્રેમ-સ્વરૂપ ! અહિંના પ્રથમ નિવાસસમયનું તમારૂં વર્તન સંભારી સંભારી મારો હૃદયઆનંદ અને ઉમળકો શમતાં નથી.

**જ્ઞ.**—વિવેકબાધ ન હોય તો તે શ્રવણ કરવા મન અધીરૂં બની રહ્યું છે.

**રસિક.**—ઉચ્ચરસનું પાન કરવા કે કરાવવામાં વિવેકબાધ જેવું કંઇજ હોય નહિ. એ તો આનંદની અભિવૃદ્ધિ કરી તેને દૃઢ કરે છે. અને સામા મનુષ્યમાં પણ એજ ફળ આપે છે. જ્યાં આનંદઅંકુર ન હોય ત્યાં જીજ્ઞાસા ઉત્પન્ન કરાવી નવાં બી રોપે છે. તો એવી રીતે આનંદની અભિવૃદ્ધિ કરવી કે દાન કરવું એ કોના ભાગ્યમાં હોય ? એવા નિસ્પૃહ આનંદની અભિવૃદ્ધિ કરનારની ગણના અલૌકિક દિવ્યસ્થાનમાં રહેલ બળતેજમાંજ હોય છે. તો વ્યવહાર ગણનાની હલકી કિમત

જ કર્તવ્યમદદથી ચિત્રી તેમાંજ રમણ કર. સ્થૂળ તો નાશવંતજ છે, અને આપણે તો અભેદમયજ છઇએ. સ્થૂળસહિત જેમ તું મારી સમીપ છે તેમજ સ્થૂળ રહિત પણ તું મારી સમીપજ ભેદરહિત મારૂં એકજ સ્વરૂપ છે. સ્થૂળના અંતરાય અને લોપથી ભાવનાસ્વરૂપમાં લેશમાત્ર પણ ફેર પડતો નથી. **કર્તવ્યઆનંદ** તો સર્વદા સર્વકાળે આનંદમય ભાવનાના આનંદમાંજ સર્વ સમગ્ર વિલોકતો, સર્વ સમગ્ર સન્મુખ કરતો પ્રત્યક્ષ સમગ્ર સ્વાનુરૂપ બનતો અને સ્વાનુરૂપ કરતોજ અખંડ અચળ રહે છે. તો તું દિગ્મૂઢ બની શોકાન્વિત્ કેમ રહે છે ?"

**ભ.**—અહાહા ! શું ઉચ્ચ દૃઢતા ! અને તન્મયતા ! એ આગળ કોણ પણ વિલીન નહિ થાય ?

**રસિક.**—હા, એમજ થયું. એથી મારો વિયોગરૂપી ભેદ દૃષ્ટિનો ભ્રમ દૂર થઇ, "પ્રેમસ્વરૂપ અભેદમય જુએ તો હું ભેદમય વિલોકી અજ્ઞાનતા કેમ બતાવું ?" એ ભાન લાવી દૃઢતાથી તદ્દન પ્રેમમય બની રહી. અને ટુંક કાળમાંજ આરામ થઇ ગયો. જેથી હું એને દૃઢ કરનાર કર્તવ્યને વિલોકતી થઇ.

**ભ.**—આજના આનંદનો પાર નથી !

**રસિક.**—પ્રિય વયસ્ય ! હા. વળી અનાયાસે આજ પણ આમ ભ્રમમાં પડતાં તમે ઉગારી એ આભાર હું કેમ ભૂલું ?

**ભ.**—કર્તવ્યમાં આભાર હોય નહિ. એતો સ્વાભાવિક ધર્મજ બજાવે છે.

(એવે બહારથી કોઇ બોલાવતું હોય તેમ અવાજ)

ભક્તિરામ ! ભક્તિરામ ! ભક્તિરામ આ સ્થળે રહે છે કે ? (આ શબ્દો સાંભળી) કોઇ બોલાવે છે. બહાર જઇ જોઇ આવું. (જાય છે)

**રસિક.**—(સ્વગત) હું પણ જોઉં કે કોણ છે. (પાછળ જાયછે)

**ભ.**—(હર્ષમાં) અરે આતો આનંદનાથ ! તમો અહિં ક્યાંથી ?

**આ.**—તમો અને દેવીને નિમંત્રણ કરવા.

**રસિક.**—કોણે મોકલ્યા ?

**આ.**—યોગેંદ્ર મહારાજે.

**રસિક.**—પ્રેમસ્વરૂપ સુખરૂપ તો છે ?

**આ.**—યોગેંદ્ર મહારાજ રાજ્યારૂઢ થઇ આનંદમય છે. ફક્ત તમાર સંયોગ આકાંક્ષા માત્રજ હવે એમને છે.

**ભ.**—શું હમને સંભારે છે ખરા ?

**રસિક.**—એ કેવી રીતે બતાવ્યાં તે તો હજી પણ આગળ આવે છે.

**ભ.**—હા, હા, ચલાવો ત્યારે.

**રસિક.**—આટલુંબધું છતાં આનંદમયવૃત્તિથી સહુ સમાન ગણી મારી સમીપ બેસતાં, મારી દૃષ્ટિ એકાએક ઇજા તરફ જતાં મારાથી બોલાયું.—

**ભ.**—કોઇનો પણ જીવ વશ નહિજ રહે. તેમાં તમારી અંતરવૃત્તિ વિશેષ દુખાય એમાં શું નવાઇ ?

**રસિક.**—એથીજ મારા ઉદ્ગાર વહેવા લાગ્યા કે "અરે મંદ ભાગ્ય! સ્વામિનાથનું કષ્ટ કેમ વિલોકી શકું ? વિદેશમાંપણ કષ્ટને સુખમાં બદલવાને બદલે કષ્ટમાં વૃદ્ધિ કરનાર કેમ થઇ પડી ? હા દૈવ! શું મારે માટેજ એ જોવું સર્જ્યું છે ?" વિગેરે શોકમય ઉદ્ગારમાં વધતાં વધતાં મારા મરણવિયોગથી મારા આત્માને કષ્ટ અને સ્વામિનાથનાં આપદ્ ચિત્રપર આવતાંઃ—

**ભ.**—આતો દુઃખની પરાકાષ્ઠા !

**રસિક.**—એમછતાં તેમના બોધનું ચિત્ર, પ્રિય વયસ્ય! કોણે પણ હૃદયપર આલેખી રાખવું નહિ જોઇએ ?

**ભ.**—એ બોધ શું હતો ?

**રસિક.**—હા, તેજ કહું છું.

પ્રેમસ્વરૂપ જે મારા શોકોદ્ગારછતાં મદ મંદ અંતર હાસ્ય માત્રથીજ સઘળું શ્રવણ કરતા હતા તે, પ્રૌઢતાયુક્ત ગંભીરાઇથી, એકદમ જુસ્સામાં દેહનું ભાન ભૂલાવે તેમ બોલી ઉઠયા.

**ભ.**—એમની દૃઢતાનું શૌર્ય એવુંજ છે. ગમે તેવી મનોવૃત્તિને પણ માર્ગ આપ્યા વિના ચાલે નહિ.

**રસિક.**—હા, એમજ થયું. પ્રેમસ્વરૂપ બોલી ઉઠયા કેઃ—

"રસિક! કેમ અજ્ઞાનતામાં ડૂલે છે ? અભેદમય હોઇ ભેદમય ભાવના, દૃષ્ટિસમીપ કેમ ખડી કરે છે ? દુઃખ અને સુખ શું છે? મનોભાવચિત્ર કે બીજુ કઇ! કર્તવ્યમય ઉચ્ચભાવનાના રસરમણને, બીજી શાની લુલુપતા હોય? એવા **કર્તવ્યઆનંદ** આગળ એ ટકે પણ કેમ ? સ્થૂળ નાશવંત છે તો નાશવંતમાં નાશવંત ભાવનાથી શું ફળ ? એ તરફ દૃષ્ટિ પણ તું કેમ ફેંકી શકી ? શું મોહે તને ઘેરી છે ? શું આસક્તિ પરવશ પડી છે ? કે આવાં ભ્રાંતિમય ચિત્ર ખડાં કરે ! મોહમય સ્થૂળ ભાવના ત્યાગ કર. અને અભેદમય સચ્ચિદાનંદ સ્વરૂપ ભાવના

(આનંદનાથને)

શા.—હા તેમ કરો.

આનંદનાથ ! ઉઠો. ત્યારે આપણે સાયં સંધ્યા કરી લઇએ.

(જાય છે)

આ.—હા, ચાલો.

રસિક.—(ભોજન તૈયાર કરતાં કરતાં આનંદ ઉભરાતાં સ્વગત) અહો ! પ્રેમઉમળકામાં ભોજન તૈયારી કરતાં કરતાં મારૂં હૃદય કેવું ઉછળી ઉછળી ઉભરાય છે ! સંયોગઆનંદ અનુભવતાં હૃદય કેવું નાચી રહ્યું છે ! "પ્રેમસ્વરૂપ વધાવી લેવા આવે છે", "મુખારવિંદ, આનંદમય હાસ્યથી ઉભાઇ રહ્યું છે", "મુખથી મધુર પ્રવાહ ઝરી ઝરી અમૃતસિંચન કરે છે", "હૃદય હૃદયશું ભીડે છે" આવી રીતે સર્વાંગ ઐક્યતા તાનમાં અંગભાવના પણ ભૂલી ગયું છે, અને પ્રેમમયજ થઇ રહ્યું છે ! અહો પ્રેમતાન ! તું તુજમાંજ સહુને ડુલાવી સર્વ ભાન ભૂલાવી કેવા તન્મય કરી મૂકે છે ! (પ્રકાશ) પ્રેમભાવ ! તારી શક્તિ અગાધ છે !

રસશુ ભીનાં રહે નિશદિન
જઇ રમતા એ પ્રેમશું લીન
નવ તે ભવનાં દુઃખને ઝુરે. ૨૧૧

સરળ સલિલ સમ વ્હે અવિચ્છિન્ન
જઇ રમતા એ પ્રેમશું લીન
નવ તે મનને ખેડકો પીડે. ૨૧૨

મંદ મંદ હાસ્ય કિરણે વિલીન
જઇ રમતા એ પ્રેમશું લીન
નવ તે રસિકો વિરહે ડુલે. ૨૧૩

ગણે કિરણ ગતિ અંતરવિન
જઇ રમતા એ પ્રેમશું લીન
નવ તે દુઃખ સે ભયમે ગણે. ૨૧૪

રંગે રેસટ રહે નહિ ભિન્ન
જઇ રમતા એ પ્રેમશું લીન
નવ તે ભવના સુખથી રીઝે. ૨૧૫

**આ.**—કેમ નહિ? પળપણ તમો બન્નેનો વિસરતા નથી. જેથી મને તમને તેડી સત્વર સંયોગ કરાવવાનું કહી મોકલ્યો છે.

**ભ.**—ત્યારે તો કાલ સૂર્યોદયે પ્રયાણ કરીશું. (આનંદનાથને) ચાલો હવે ઘરમાં. હર્ષ ઉમળકામાં અહિં ને અહિંજ ઉભા રહ્યા! (પ્રવેશ્યા પછી) કપડાં ઉતારો અને પ્રેમસ્વરૂપનું સહુ વૃતાંત કહો.

**આ.**—હા. હું તેજ કહું છું. પ્રેમસ્વરૂપ પણ એટલાજ આતુર છે.

(કપડાં ઉતાર્યાં પછી)

**ભ.**—બેસો અહિંયાં. (સહુ બેઠા પછી)

**રસિક.**—હવે પ્રેમસ્વરૂપે રાજ્ય કેવી રીતે પ્રાપ્ત કર્યું તે કહો. "શું શું કષ્ટ પડયાં?" "તે કેમ સહન કરી દૂર કર્યાં?" વિગેરે વર્ત્તમાન જાણવા મન તલ્પી રહ્યું છે.

**આ.**—કંઇપણ કષ્ટ પડયું નથી. ટુંક કાળપણ રાજ્યભ્રષ્ટપણું એ કાળનોજ મહિમા હતો. અગ્નિથીદગ્ધ કોણ વૃષ્ટિની આશા નહિં રાખે? સહુ દુઃખથી તપી રહ્યાં હતાં તો પ્રેમસ્વરૂપમય વર્ષામાં સ્નાન કરવું. એમાં વર્ષાને કષ્ટ શું? એ સંયોગસ્વરૂપ તો અકસ્માતજ હોય છે.

**રસિક.**—ત્યારે એમ બનવામાં સહાયભૂત કોણ હતા?

**આ.**—શત્રુજ મિત્ર થઇ સહાયભૂત થયા. તેઓએ પોતાની ભૂલ જોઇ. તેનો પશ્ચાતાપ કરવા લાગ્યા. તેટલેથીજ ન અટકી, ભૂલ છોડી પોતાનો અહંભાવ ભૂલી ત્યાગવા લાગ્યા. એટલે પછી પૂછવુંજ શું? પ્રેમસ્વરૂપ આગળ કોણ વિલીન નહિ થઇ જાય?

**ભ.**—પ્રેમસ્વરૂપ! એ સહુ ખૂબી તમારીજ છે! તમારી અચળ શ્રદ્ધા અને દૃઢતાજ કાર્યસાધક થયાં છે. કોઇપણ ભાવનાનો અંતરાય ન પ્રવેશવા દીધો તેનુંજ એ ફળ છે. નિસ્પૃહ છતાં સ્પૃહાને પણ અસાધ્ય ફળ ગર્ભિત શક્તિએ પ્રાપ્ત કરી આપ્યું છે એજ શ્રેષ્ઠતા.

**રસિક.**—પણ હવે હે પ્રાણેશ! કયારે અંતરાય રહિત સંયોગ-આનંદઅનુભવસુખમાં સંયુક્ત લીન થઇ રહીશ?

**ભ.**—હવે અકળાઇ અધીરા થવાનું કારણ નથી. સંયોગ સમીપજ છે.

**રસિક.**—સંયોગઅનુભવ લેવા વૃત્તિઓ તરવરી રહેતાં એટલો અંતર પણ "કયારે જાય" "કયારે જાય" એમ થઇ રહ્યું છે.

**ભ.**—પણ જે પ્રાપ્યજ છે તેમાટે એટલીબધી અધીરાઇ અને ઉતાવળ શામાટે?

**રસિક.**—એ પણ યોગ્યજ છે. ત્યારે ચાલો હવે રાત્રીભોજન તૈયારી કરૂં. (જાય છે)

**કા.**—આ તો મહત્ દુઃખ !

**મદન.**—દુઃખમાં શું પૂછવું ?

**યો.**—હા, એ ચિત્રકલ્પના અન્યને થઇ શકે નહિ. એવી સ્થિતિમાં જનસમૂહના વૃદ્ધિ પામેલ તિરસ્કારે જો ચાલ્યુ હોત, તો મને પંચત્વગમન પહોંચાડયો હોત. એ સમયમાં મારી સ્થિતિના અકળાટનો શું પાર !

**મદન.**—ગમે તે મનુષ્યના અકળાટનો પાર રહે નહિ. માટેજ એ સ્વરૂપ જાણવા મન વધારે તલ્પી રહ્યું છે.

**યો.**—સાંભળો ત્યારે,

મન અકળાઇ ભાન ભૂલતાં વપુ ધ્રૂજે ગાભરૂ
શી શી વિપદો હજી સહનવી ! જુએ શું વ્હીલું વ્હોલું !
મન દુખ ક્રોધ વેર ભૂલતાં ભવિષ્ય દુઃખો ધરી
અહહ ! દશા શી આ હવી ! વદે ઉગારી લે હે હરિ ! ૨૧૭

**લ.**—એ સહુ તમે કેમ સહન કરી શકયા ?

**યો.**—સહન કેમ થાય એ તો પડયા વિના જણાય નહિ. એ તો ભોગવેજ છૂટકો. જેથી પહેલીજ વાર કર્તાને યાદ કર્યો. પહેલીજ વાર તેનો આશ્રય માગ્યો. અને વિચારવા લાગ્યો કે સહુજ કેમ મારા તરફ આવી વૃત્તિથી જુએ ?

**કા.**—અહા ! આ તો તમે નવા માર્ગપર ચાલ્યા !

**યો.**—હા, એમજ હતું. એનુંજ હું દેહભાન ભૂલી ચિંતા કરવા લાગ્યો.

**મ.**—તે શું હતું ?

**યો.**—તે એકજ વિચાર કે "શું મારામાં છિદ્રો હશે? શું ભૂલો હશે? શું જનસમૂહ કહે તેમ અધમ અને પાપી છું?" એવા એવા અનેક ભણકારા મનોમય તન્મયતામાં પડવા લાગ્યા. એમ થતાં થતાં એક પછી એક મારાં પાછલાં વર્તનપર દૃષ્ટિ જવા લાગી. દર્પણ માફક સ્વરૂપ સ્પષ્ટ ભાસવા લાગ્યું. વિલોકવામાં કોઇપણ હીનભાવના અંતરાય ભૂત રહી નહિ. અને નિર્મળ પાત્રમાં ખરૂ સ્વરૂપ જોવા સમર્થ થયો. એમને એમ એમાં રોકાયો નહિ એટલે તો, "યોગેંદ્ર મહારાજ" "યોગેંદ્ર મહારાજ"ના જનસમૂહના શોરબકોર અને સૈનિકના ધક્કાથી જાગૃત થયો.

**કા.**—આથી તો રંગમાં ભંગ થયો હશે ?

**યો.**—હા. પહેલાં તો એમ લાગ્યું કે પ્રાપ્ત થયેલી સહનશીલતા અને શાંતિપણ ભંગ થઇ આમ કેમ દુઃખ દે ? પણ પાછલો અનુભવ

# અંક ૮.

## સ્થળ—તુરંગશાળા.

(મોહેંદ્રને જોઇ)

**લક્ષ્મીકુંઅર.**—મોહેંદ્ર ! તમો અહિં કયાંથી ?

**મો.**—યોગેંદ્ર ઉચ્ચતાને પ્રતાપે.

**કાળયવન.**—આમ કેમ ? તે દિવસના અભિપ્રાયનો આમ એકાએક ફેરફાર !

**મો.**—ત્યારે અંધકાર હતો. આપણાજ કલ્યાણમાટે યોજેલ સખતાઇને અધમ સ્વરૂપમાં કલ્પી લઇ મનોભાવને ઉદ્વેગપર ચઢાવ્યો. તે અજ્ઞાનતાજ હતી.

**મદનકિશોર.**—આવી રીતે જોતાં કયાંથી શીખ્યા ?

**મો.**—તમે જોયુ તેમ મને કેવો નરમ બનાવી મૂકયો હતો. એ નરમાશને પ્રતાપે તારેતાર છૂટા પડી નિર્મળતા પ્રાપ્ત થતી ગઇ.

**લ.**—તારેતાર શાથી છૂટા પડયા ?

**મો.**—એ સહુ જાણુવા સંપૂર્ણ જીજ્ઞાસા છે ?

**લ.**—હા. ખરેખર હમે એ સહુ જાણુવા ઇચ્છીએ છીએ.

**મો.**—ત્યારે તો સહુ ધ્યાનપૂર્વક સાંભળો.

**મદન.**—કહો, સાંભળીએ છીએ.

**મો.**—તાર છૂટા પડવાથી, નમ્રતાએ શાંતિ પ્રસારતાં નિર્મળતા પ્રાપ્ત થઇ. જેથી વસ્તુમાત્રના ઉચ્ચ ભાવોજ હું શોધવા લાગ્યો. એમાં સ્વારીચિત્રે અમૂલ્ય મદદ કરી સરળતા કરી આપી.

**કા.**—કેવી રીતે ?

**મો.**—સ્વારી સન્મુખ મને લઇ ગયા એટલે મને જોયો કે તરતજ જનસમૂહ મારા તરફ આંગળી કરી કરી બોલવા લાગ્યો.—

**લ.**—શુ બોલવા લાગ્યો ?

**મો.**—સાંભળો. જનસમુહ બોલવા લાગ્યો કે,

જુઓ જુઓ બદ્ધ થયેલ આંધળો
ગુમાવી સત્તા તન પાપી પાંગળો
(એમ કરતાં) વદે, હસે, આંગળી દે ફરી ફરી
મચેલ કોલાહલ પેખતો બળી.

**કા.**—આ તો મહત્ દુઃખ !

**મદન.**—દુઃખમાં શું પૂછવું ?

**યો.**—હા, એ ચિત્રકલ્પના અન્યને થઇ શકે નહિ. એવી સ્થિતિમાં જનસમૂહના વૃદ્ધિ પામેલ તિરસ્કારે જો ચાલ્યુ હોત, તો મને પંચત્વગમન પહોંચાડયો હોત. એ સમયમાં મારી સ્થિતિના અકળાટનો શું પાર !

**મદન.**—ગમે તે મનુષ્યના અકળાટનો પાર રહે નહિ. માટેજ એ સ્વરૂપ જાણવા મન વધારે તલ્પી રહ્યું છે.

**મો.**—સાંભળો ત્યારે,

મન અકળાઇ ભાન ભૂલતાં વપુ ધ્રૂજે ગાભરૂ<br>
શીં શીં વિપદો હજી સહનવી ! જુએ શું વ્હીલું વ્હીલું !<br>
મન દુખ ક્રોધ વેર ભૂલતાં ભવિષ્ય દુઃખો ધરી<br>
અહહે ! દશા શીં આ હવીં ! વદે ઉગારી લે હે હરિ ! ૨૧૭

**લ.**—એ સહુ તમે કેમ સહન કરી શકયા ?

**મો.**—સહન કેમ થાય એ તો પડયા વિના જણાય નહિ. એ તો ભોગવેજ છૂટકો. જેથી પહેલીજ વાર કર્તાને યાદ કર્યો. પહેલીજ વાર તેનો આશ્રય માગ્યો. અને વિચારવા લાગ્યો કે સહુજ કેમ મારા તરફ આવી વૃત્તિથી જુએ ?

**કા.**—અહા ! આ તો તમે નવા માર્ગપર ચાલ્યા !

**મો.**—હા, એમજ હતું. એનુંજ હું દેહભાન ભૂલી ચિંતા કરવા લાગ્યો.

**મ.**—તે શું હતું ?

**મો.**—તે એકજ વિચાર કે "શું મારામાં છિદ્રો હશે? શું ભૂલો હશે? શું જનસમૂહ કહે તેમ અધમ અને પાપી છું?" એવા એવા અનેક ભણકારા મનોમય તન્મયતામાં પડવા લાગ્યા. એમ થતાં થતાં એક પછી એક મારાં પાછલાં વર્તનપર દૃષ્ટિ જવા લાગી. દર્પણ માફક સ્વરૂપ સ્પષ્ટ ભાસવા લાગ્યું. વિલોકવામાં કોઇપણ હીનભાવના અંતરાય ભૂત રહી નહિ. અને નિર્મળ પાત્રમાં ખરૂં સ્વરૂપ જોવા સમર્થ થયો. એમને એમ એમાં રોકાયો નહિ એટલે તો, "યોગેંદ્ર મહારાજ" "યોગેંદ્ર મહારાજ"ના જનસમૂહના શોર બકોર અને સૈનિકના ધક્કાથી જાગૃત થયો.

**કા.**—આથી તો રંગમાં ભંગ થયો હશે ?

**મો.**—હા. પહેલાં તો એમ લાગ્યું કે પ્રાપ્ત થયેલી સહનશીલતા અને શાંતિપણ ભંગ થઇ આમ કેમ દુઃખ દે ? પણ પાછલો અનુભવ

તો વિશેષ ઉદ્દીપન કરનારજ મળ્યો.

**મદન.**—કેવી રીતે ?

**મો.**—ત્યારે ધ્યાન દઇ સાંભળો.

**લ.**—ધ્યાનપૂર્વકજ સાંભળીએ છીએ.

**મો.**—અને જાગૃત થતાં જોયું તો,

ચિંચિં ચકલી કરંત સમૂહો ધૂલી રંગ ગુલાલ ફેંકી રમતાં
સજી સજી વૃક્ષ, અંકુર નવે વધાવવું ઉરે ધરીજ મચતાં
મયૂર અભિનયે ટુહુકતી, શું કોયલડી અપ્સરા રંગ પૂરે !
જળધર પ્રેમરૂપ મળવા, શું ચૈતન્ય બની જડે રસ ભરે ! ૨૧૮

**કા.**—તમને તો વળી આ હવે નવો ખોરાક મળ્યો !

**મો.**—હા. હજી સાંભળો,

ચક ચક અસિધારા જોતાં વિદ્યુત પ્રવાહ શું ?
ગડ ગડ ગર્જી નાદો પૂરે ન અશ્વ ખુંખાર શું ?
નવપલ્લવ શું ગર્ભે પાકા ઘનો રસ રેલવા ?
રસબસ કરી ઇચ્છા પૂરે દુઃખો જન ઠેલવા ! ૨૧૯

**મદન.**—ખરેખર ! વર્ષા કરતાં બીજું શું, આનંદમય કરી શાંતિ-ક્ષુધા પીડિત દુઃખભાન ભૂલાવી શકે ?

**મો.** —એટલેથીજ બસ નથી.

**લ.**—હા હા, આગળ ચલાવો. ખરેખર રસમય છે !

**મો.**—આવી ચિત્રભાવના ખડી થતી હતી એટલે કોઇ બોલી ઉઠ્યું કે,

પેલું તડિત સમ શું ફરકી પ્રકાશે ?
ભૂલે શું ? સૂંઢ કનકે ચઢી ચંદ્ર ભાસે
હા ડોલતી રસ પૂરે ગતિ હસ્તી આતો
પ્રેમે ભરેલ ઝૂલતાં નહિ હર્ષ માતો. ૨૨૦

**લ.**—જનસમૂહની ઉમળકા ભરેલી ભિન્ન ભિન્ન કલ્પનાઓ કોને આનંદ આપ્યા વિના રહે ?

**મો.**—હા, એમજ હતું.

**કા.**—તો એ સર્વે કહો.

**મો.**—એટલે બીજા બોલી ઉઠતા કે,

રે એતો શિશુ રવિ પ્રેમરૂપ આવે
જોતાં શું ઝરમર વૃષ્ટિ ધાર લાવે

છૂટેલો ધનથી અધિક એ પ્રકાશે
ભીંજાઈ રસબસ ઐક્યરૂપ ભાસે. ૨૨૧

**મદન.**—પ્રેમી મનુષ્યપર ઘેરાઈ રહેલું વાદળ વિખેરાઈ જતાં ખરૂં પ્રેમીસ્વરૂપ એજ મનોભાવમાં તન્મય કરી મૂકે છે.

**મો.**—હવે જેમ જેમ ડોલતો ડોલતો હસ્તી આગળ વધતો હતો તેમ તેમ આમ તેમ દોડાદોડ કરી મૂકતો સમૂહ જુઓ તો જાણે,

મોજું ધસે દોડતું મોજું ચાંપે
નાસે, હસે, આનંદ રેલી આપે
જ્યાં સાથિઆ રંગ અંગેજ બાઝ્યા
તો વર્ષતા મેઘ ધનુષ લાજ્યા. ૨૨૨

**લ.**—નાસભાગ કરતાં, ભૂમિપર પડતાં, ભિન્ન ભિન્ન પોષાકપર બાઝેલા ભિન્ન ભિન્ન રંગ કંઇ થોડો આનંદ નહિ આપે !

**મો.**—એવી ધમાલમાં "માર્ગ આપો", "માર્ગ આપો" પોકારતો,

માર્ગે માર્ગે જનસમૂહ એ વાટિકા વૃક્ષ ઉભો
ઉંચે, માળે, કોઁઠી ઉભરાઇ ક્યાં અટારીજ મોભો
બારી, દ્વારો, ગૃહ ગૃહ જુઓ, ઓટલા રંગરંગે
બાળો હાસ્યે મધુરવદના ચંદ્ર ચંદ્રોશું સંગે. ૨૨૩

**કા.**—ત્યારે તમારે તો ચંદ્ર અને ચંદ્રના રસમાંથીજ પસાર થવાનું હતુ.

**મો.**—હા. એથી માર્ગો પણ કેવા શોભી નીકળતા હતા,

બાંધ્યાં તોરણો દ્વાર દ્વારે વ માર્ગે
આંબાપત્રો પુષ્પ સુગંધ અર્ગે
ખેંચ્યા ચાપો સુભ્રૂનારી શું જુઓ
મ્હેકે લ્હેકે અગ્નિ કર્પૂર લ્હેરો ! ૨૨૪

**મદ.**—ઉમળકા ભરેલી તન્મયતા બતાવનારનાં એજ લક્ષણ હોય છે.

**મો.**—એથી પણ વિશેષ જ્યાં,

ડં ડં ડં ડંકા નાદે, ચાલે ધારા વૃત્તિઓ
વાજીંત્રો સૂરે મેઘે બાંધી ગાંઠી ત્રૂટીઓ
બાંધ્યા કંઠો નારી છૂટે, હેદતો વ્હેતાં ચાલ્યાં
ડૂલ્યાં અંગો અંગે ભૂલ્યાં ! આશા જ્યોતિ વૃષ્ટિ જ્યાં. ૨૨૫

**લક્ષ્મી.**—એ તો સ્વાભાવિક છે કે બીજાને પ્રેમતાનમાં મચેલાં જોતાં ગંભીર મનુષ્ય પણ ગંભીરાઇ છોડી પ્રેમતાનમાં ઝૂકાવી નાખી

કૂદી રંગતાન ઉડાવે છે, તો પ્રેમસ્થાન સ્ત્રીઓનું તો પૂછવુંજ શું ?

**મો.**—હા, એમજ થયું. કેમકે એવા રસમાં તલ્લીન સમૂહ હૃદય ઉભરાતાં ઉભરાતાં પાય પડી પડી પ્રેમભાવ અર્પી ઉપકૃત થવા માંગતા હોય તેમ,

ગાયે ગીતો પાંચ પડી પડી ઘણાં
રેલાઇ સર્પે તન ઉડી ઉડતાં
આશિસમંત્રો વળી બ્રાહ્મણો વદે
મૌક્તિક પુષ્પો શું પડે પદે પદે ! ૨૨૬

**કા.**—તેજસ્વી પુરૂષને સ્વાભાવિકજ પૂજ્ય ભાવથી નમન કરવા મનોભાવ લોભાય તો પ્રેમી મનુષ્ય આગળ હૃદય પીગળી રેલાઇ જાય એમાં પૂછવું શું ?

**મો.**—એથી પણ અધિક શોભારસ ઉદ્દીપન કરનાર ચિત્રો ત્યાં ઝામી રહ્યાં હતાં.

**મ.**—એ પણ કહો.

**મો.**—રસ ઝમાવટ કરતાં હોય તેમ,

લઇ લઇ કરમાળા સૂર્ય ચંદ્રે વિંટયો શું !
રવિ નુર જઇ ચંદ્રે રંગ કાંતિ ખીલ્યાં શું !
અગણિત ગણતારા બાળ બાળા ઉભાયાં
હસી ઝરી મંદ હાસ્યે દ્યુદીપો શું ન્હવાયાં ! ૨૨૭

**લક્ષ્મી.**—આ તો હદ વળી ગઇ !

**મો.**—હા, એથીજ એવા એવા દેખાવ જોઇ મારો મનોભાવ ખીલી સ્વગત બોલ્યા વિના રહ્યો નહિ કે,

રસબસ જુઓ અર્પી લેતાં શું રશ્મિ ઝરી નભે !
કિરણ જુજવાં ગોળો ફાટે, સમગ્ર રૂપે કરે !
મધુ મધુ ફુટે ધારા અંગે પરિમલ રંગતાં
તન્મય વહતી શાંતિ પીતાં શું એકી રૂપે હતાં ? ૨૨૮

**કા.**—હા, એમજ હોવું જોઇએ. કેમકે પરમાણુ માત્ર અંશે પણ જ્યાં સંબંધ હોય ત્યાં સમગ્ર પ્રેમભાવની નવી ઓળખથી એકાએક જાગૃત થતાં, એવી રીતેજ મનોભાવ રેલમછેલ કરી મૂકે છે.

**મો.**—એમજ છે ત્યારે ભય શું ? શત્રુ કોણ ? હથિઆર કે લશ્કરની પણ શી જરૂર ? જેથી એવાં તન્મય અભય સ્વરૂપ જુઓ તો,

જોતાં સુજોતાં વર્ણો હિર શોભા
શાંતિ અભેસિંહ રંક્ષે ઉભા ત્યાં !
વાયુ શું હાળે બ્રહ્મ ભક્તિ પેલો !
યોગેંદ્ર ઉત્સંગ રસિક મેલો ! ૨૨૯

**મદન.**—ત્યારે શું માનસિંહ અને બુદ્ધિસિંહ તો જોવામાં નહિ આવ્યા ?

**મો.**—કેમ નહિ ? પણ એમને જોતાં તો મને એમજ લાગ્યું કે,

નહિ નહિજ ગણાતા માન બુદ્ધિ તમો તો !
ભટસમ તમ ચાલો કેંહીં રૂપે હમો તો !
વિનય નમ્ર વિવેકે જીતી લીધાંજ ગાત્રો !
અવનવીં લઇ શોભા ભાવ શત્રુ ન; ભર્તૃ ! ૨૩૦

**કાળ.**—જ્યાં પ્રત્યક્ષ તેજોમય પ્રેમસ્વરૂપજ સન્મુખ ખડું છે તો માનસિંહ અને બુદ્ધિસિંહની ગણના પણ શી ? એમજ હોય છે અણ હોવું જોઇએ. મોટા આગળ નાનાની શી ગણના? એને જુએ પણ કોને?

**મો.**—અહા ! તેઓ તો, દેવરૂપ માનતાં જનસમૂહની પૂજા ગ્રહણ કરતાં જાણે,

પંચાનન રાજે પંચાયતને તો
શું ધૂપ નિવેદે નાદો ઘંટના તો !
વસ્ત્રાલૂંપણો ને આર્તિ મંત્ર વ્હેતાં
પૂજા વિધિ શું, ના, રંગી રંગ દેતાં ? ૨૩૧

**મદન.**—દેવતાઇ સ્વરૂપ વિના આવી શ્રદ્ધામય ભાવના કેમ રેલાય?

**મો.**—હા, એઓ તો ખરેખર દેવસ્વરૂપજ હતાં. કેમકે એવી રીતે પૂજા ગ્રહણ કરતાં સ્વરૂપ જુઓ તો,

હર્ષી હર્ષી સરસ સલિલે ઉછળી લ્હેર પાતા !
કાંતિ તેજો, રવિ દરપણે, વાધીને ઝાંખ દેતાં
ચંદ્રો કિંવા અમૃતરસની ખીલી શોભા વહુ શું !
ગંધો કિંવા પુષ્પ લૂંપણને રૂપ બીજું અર્પે શું ? ૨૩૨

(બોલી રહેતાં શાંત પડી જાય છે).

**લ.**—કેમ શાંત પડી ગયા ?

**મો.**—હું ધારૂં કે તમો હવે થાકી ગયા હશો.

**કા.**—નહિ નહિ. પછી શું થયુ તે સાંભળવા તો મન અધીરૂં અધીરૂં થઈ રહ્યું છે.

**મ.**—હમો સાંભળવા આટલા બધા ઉત્સુક છતાં તમો આમ અટકાવી કેમ પાડો ?

**મો.**—ત્યારે સાંભળો. આવીને આવી અનેક શોભાથી ભરપૂર યોગેંદ્ર સ્વારી રાજ્યમંદિર આગળ આવતાં, જય જય શબ્દધ્વનિ સહિત, કર્ણને આનંદ આપનાર અને હૃદયને નિર્મળ અને શાંત કરી મનોભાવ રેલાવનાર વેદઘોષ વચ્ચે, પોતાને યોગ્ય પતિને, ઉમંગ ઉત્સાહ અને આનંદથી આવાહન કરતી ભૂમિને શણગારી રસમય કરવા, યોગેંદ્ર રસિક વિગેરે ગજવાહન ઉપરથી નીચે ઉતર્યાં. રાજ્યાભિષેકરૂપી દૃઢ લગ્ન ગાંઠ ક્રિયા શરૂઆત થવા માંડી. તેમાં પ્રથમ દંપતી સ્નાન તો જાણે,

ચક ચક કરે કેડી ડાઘા, અંગે અનિલે કર્યા
(તેમાટે) મર્દન વર્ધને કાંતિ લેપો સુગંધ જળે ભર્યા
તન મળ જતાં પૂજાધ્યાને કરે વૃત્તિ નિર્મળી
કનક રૂપ તો શોભે ભેળો અંગે સુગળી ગળી. ૨૩૩

**કા.**—ખરેખર મન અને તનનો મેલ દૂર થવો જોઇએ, ત્યાં વિના ખરૂં સ્વરૂપ પ્રકાશે નહિ.

**લ.**—પછી શું કર્યું ?

**મો.**—સ્નાનાંતરે ષોડસોપચારે દેવ પૂજાથી અંતરમલ દૂર કરી, શાંતિ હોમાદિક ક્રિયા કરી, સિંહાસન પૂજન કરી, સુમુહૂર્તમાં સિંહાસન આરોહણ કરતાં એક કુતૂહલે સહુને ચકિત કરી મૂકયા.

**મ.**—એ વળી શું ?.

**મો.**—તેજ કહું. જેવા યોગેંદ્ર સિંહાસન આરોહણ કરવા જાય છે તેવે એકાએક અગોચર ગંભીર ઝણકાર કરતો નાદ વ્યાપી રહ્યો. જેથી સહુ મૂર્તિવત્ નિમિષ પણ પાડયા વિના એક એકના સામું ટગ ટગ જોતા ઉભા રહ્યા.

**કા.**—આતો મોટું આશ્ચર્ય !

**મો.**—હા, એમજ હતું.

**લ.**—એ નાદ શું હતો ?

**મો.**—તે વર્ણવી શકાય એમ નથી. તોપણ તેણે જે ભાવ પ્રેર્યો તેજ યથાશક્તિ કહું છું.

**મ.**—એપણ કંઇ ઓછું નથી.

**મો.**—ત્યારે સાંભળો. સિંહાસનને જાણે બોધ કરતો હોય તેમ એ ગાજી રહ્યો કે,

સિંહ ! આસને તું સિંહ લેઇ વિરાજે !
ન કદિ વિયોગ ગુણુ ઉચ્ચજ યાચે
સમશેર ખેંચ દૃઢતો હીન ત્રાસે
નહિ છિદ્ર તો શું તું શું દૃષ્ટિ કરાશે ? ૨૩૪

વળી,

જો જે ! તું શૌર્ય ! ન કદિ તુજ કાંતિ લાજે
ફાવે ન શત્રુ ફરીથી હીન માર્ગ જાગે
ધારા તું જ્યાં ચક ચકે અસિ જ્યોત નિત્યે
હારે ન હામ તું અભે નિજ સ્થાન રક્ષે. ૨૩૫

**કા.**—યોગેંદ્ર સરખાને પણ ઓથરૂપી ચોનકની જરૂર હોય એમ લાગે છે !

**મો.**—કાળ સર્વને માથે છે

**લ.**—આથી તો સહુ ગભરાઇ જેવા ગયા હશે ?

**મો.**—હા, ગભરાટમાં શું પૂછવું ? ક્ષણમાત્ર તો સહુ કોઇ સ્તબ્ધ જેવા થઇ ગયા, આમ તેમ જેવા લાગ્યા. કંઇક આશ્ચર્યમય તો કંઇક હર્ષમય બોલવા લાગ્યા કે "નાદ ક્યાંથી આવ્યો હશે ?" અને આખરે ઇશ્વર જાણે સન્મુખ આવી ઉભા રહ્યા હોય એવો ભાવ સહુના મુખ પર વ્યાપી રહ્યો.

**મ.**—હા એમજ હોવું જોઇએ. સન્મુખ ઉભેલા પ્રેમસ્વરૂપનુ તેજ પણ એવો નાદ ઉપસ્થિત કરવા શક્તિમાન હોય.

**મો.**—એ ગમે તેમ હો. પણ શાંતિરામ સહુનો ગભરાટ દૂર કરતા બોલી ઉઠયા કે:—

મહારાજ ! એ ઉચિતજ છે. દૈવે પોતાનો અનુગ્રહ પ્રદર્શિત કર્યો છે. અને તેમ કરતાં કાળથી સાવધ રહેવા સૂચન કર્યું છે. પણ એ કોને ? શંકાશીલ હૃદયનેજ. આપતો એની પણ પરછો માટે સર્વદા અભય બની અને અભય રહી સ્થાન રક્ષણ કરવું એજ કર્તવ્ય છે. એમાંજ અખંડતા સમાયલી છે. અને એજ સમગ્રશૌર્ય, તેજ, કે કાંતિ. માટે હવે આપ પધારો અને સિંહાસન આરોહણ કરો.

**કા.**—ખરેખર, શાંતિરામનાં ધૈર્ય અને શાંતિબળથી હદ છે !

**મો.**—હા, એથી તો સહુને ધન્ય ધન્ય કહ્યાવિના ચાલ્યું નહિ.

**મ.**—એમાં નવાઇ શું ? ગુણનો આવિર્ભાવ થતાં દરેકના હૃદયમાંથી ધન્ય ધન્યના પોકાર ઉઠયા વિના રહેતા નથી. પણ પછી શું થયું ?

**મા.**—અટલે યોગેંદ્ર મહારાજે યોગ્ય અભિવંદનથી સિંહાસન આરોહણ કર્યું.

**લ.**—પછી શું બન્યું ?

**મો.**—પ્રથમ સત્તાનો સહજ ઉપભોગ કર્યો.

**કા.**—કેવી રીતે ?

**મો.**—તે દૂરથીજ શ્રવણ કરતાં આપણા વિષે આપણાં ભલાં માટેજ હતો એવું કંઇ સૂચન થયું.

**મદન.**—પ્રેમસ્વરૂપનાં એજ ફળ હોય. એ કંઇ અંધકારમય અનિષ્ટ ફળ આપે નહિ.

**મો.**—એમ થતાં મનોભાવ કેવું સ્વરૂપ પકડે એ કેમ કહી શકાય?

**લ.**—હા, એ નહિ વર્ણવી શકાય એવો છે. એમ છતાં આભાસ માત્ર તો આપો ?

**મો.**—મારી ઉર્મિ ઉભરાઇ ઉછળી નીકળી કે-અહો કેવી પરોપકાર વૃત્તિ ! શું દયા ભાવ ! કેવો વિવેક ! કેટલીબધી મહાનુભાવતા ! હા હા ! સૂર્ય ચંદ્ર, વગર માગ્યેજ પ્રકાશમય શાંતિ આપે છે ! મેઘપણ સમય થતાં પરોપકાર અર્થે આપોઆપજ વર્ષી રસમય કરી મૂકે છે. તો હેયોગેંદ્ર ! એમનાથી પણ તમારી તુલના તો અધિક તેજસ્વી અને પ્રેમમય છે !

ત્યારે હવે કહો, આવાં આવાં ચિત્રથી કોનોપણ મનોભાવ પલટાયા વિના રહે ?

**કા.**—હા હા, ગમે તેવાં મનુષ્યના વર્તનપર અસર કરી તેને જૂદોજ માર્ગ આપવાને એ કંઇ થોડું નથી.

**લ.**—ત્યારે હવે મનોમય તન્મયતાના શું ભણકારા હતા ?

**મો.**—એ અધમભાવો આલેખવાની જરૂર નથી. પણ જીજ્ઞાસા થઇ તો અધમથી સાવધ રહેવા માટે સાંભળો, ટુંકમાં કહું:—
તે સમયે મને જણાયું કે,

ખસી વહે જનો આડ માર્ગ જે<br>
સરિત નીર કે સર્પ ભક્ષ લે<br>
વમળમાં પડે પાસ વિષમાં<br>
બળી બળી રહે જાળ દુઃખમાં. ૨૩૬<br>
તન કદા ચીરે ક્રૂર વાઘરે<br>
પીંખી પીંખી ચૂંસે કાળી ગીધરે<br>
થરર કંપતાં વજ્ર ધા પડે<br>
તન ન, હા છૂટે ! કષ્ટ સાંપડે ! ૨૩૭

**કા.**—ખરેખર આપણો અનુભવ પણ એજ ચિત્ર બતાવે. પણ પછી:—

**મો.**—દુ:ખ છતાં દુ:ખનાજ વિચાર જાણે વિશેષ દુ:ખમય અને ક્રૂર હોય તેમ એ દુ:ખમય સ્થિતિનું ભાન ભૂલી, પ્રાપ્ત થયેલ સ્થિતિનાં કાર્ય, કારણ અને મૂળ શોધવા લાગ્યો.

**મ.**—હા, મનની એજ ગતિ છે. એ કોઇ પણ જગાએ સ્થિર રહેતુ નથી. ગમે તેવાં દુ:ખમાં પણ દુ:ખ ભૂલી ભમતુંજ રહે છે. તો તમે શુ જોયુ?

**મો.**—હવે મને ભાન થવા લાગ્યું કે:—

માની સૃષ્ટિ સ્તંભ હું, કાર્યો ક્રૂર કર્યાં
લૂંટે લોકો ત્રાસથી માન્યા હક મળ્યા
છોડ્યું! ચાલ્યું! સાંકડીવૃત્તિ વશ બન્યા!
માને સૃષ્ટિ ઇશ, મને લોભ ન તજ્યા. ૨૩૮

**લક્ષ્મી**—ભૂલ જોતાં શીખ્યા ત્યાંથીજ વિવેકોદય શરૂઆત કહેવાય. અને એનું ફળ કઇ છૂપું રહે નહિ.

**મો.**—હા, પણ કેવી કેવી ગંભીર ભૂલો નજર આગળ ખડી થઇ રહી!

**મદન**—કઇ કઇ?

**મો.**—સાંભળો ત્યારે,

ફસી વિધવિધ જાળે લોક સ્ત્રી વિત્ત લીધાં!
અંતર છતીશ ધારી ધર્મ લેવા ધીં હીંડયાં!
બહુ બહુ પરિતાપે હાય ઉદ્ગાર કાઢ્યા
જનસમૂહ દુખીએ પાય હું કાપી વાઢ્યા! ૨૩૯

એથી વિશેષ,

હા મેં તળી ભાવ દયા ન ધાર્યાં!
હું હું ધરી ક્રોધ બહુ ઉચાર્યાં!
કલેશો કુસંગી ક્રૂરતાથી આપ્યા!
હા હા! ન ધાર્યું દુખી કેમ કાંપ્યાં! ૨૪૦

**કાળ.**—હા, હમે પણ એમજ તમારા મોહમાં તણાયા હતા.

**મો.**—અરે હુ કેટલોબધો મૂઢ થઇ ગયો હતો કે એ ભાન કરાવનાર સાધનો પણ મેં જોયાં નહિ.

મૂઢ વશ પડી કાળે પુષ્પ બાગો ઉજાડયા !
સંગ્રહ ગૃહ હરીને ક્રોધે જ્વાળે સુબાળ્યા !
અલિ કુળ મૂળ જાતાં ના, મધુસ્વાદ જોયો !
કવિ કુળ હું ન પોષે પ્રેમનો રંગ ખોયો ! ૨૪૧

**લક્ષ્મી.**—ખરૂં છે કે એથી આપણે જો વિમુખ રહ્યા નહોત તે ક્યારનુંએ પ્રેમસ્વરૂપના તેજનું ભાન થઇ ગયું હોત !

**મો.**—અરે વિમુખ રહ્યા એટલુંજ નહિ પણ ત્રાસ આપી આપી દમ્યા અને તેમની કિમત જાણી નહિ તેથી જાણે,

તેઓ શું નિશ્વાસ છૂટયા ફરી ફરી !
શ્રાપો દીધા ક્રોધથી શું બળી બળી !
કાંતિ શરો ભસ્મ ઉડી ઘૂમી ઘૂમી !
વિંધ્યો શરાગ્રે રહું હું ઝૂરી ઝૂરી ! ૨૪૨

**મદન.**—હા, ગુણીની કિમત નહિ પીછાનવાથી અને બીજાનું બૂરું કરવાથી અધોગતિએ જતાં જતાં એવીજ સ્થિતિ થઇ રહે છે. કેમકે અધમતાનાં સારાં ફળ કયાંથી હોય ?

**મો.**—અરેરે ! વિશેષ શું કહું ? આપણને દુઃખ તેમજ સામા મનુષ્યને, આપણને લાલસા તેવીજ સામા મનુષ્યને, આપણાં અને આપણાં સ્નેહિનાં સ્વાર્થો તેવાજ સામા મનુષ્યો અને તેમના સ્નેહિના, આપણને જે જે ભાવો તેજ સામા મનુષ્યને, આવા સમાનતાના ભાવ આણ્યા નહિ ! સરળતા જાણી નહિ ! હદ ચૂકાવી ! તલપપર તલપ મારવા, ચોટપર ચોટ ચલાવી ! "હું અને મારાં મન બુદ્ધિને અનુસરતાંજ કાર્યો અમર, સૃષ્ટિનાં હૃદય, ટેકાભૂત, અનુકરણ કરવા યોગ્ય, ઉપયોગી અને યશસ્વિ છે", એ મદ ધૂને ચોટને ટેકો આપ્યો ! પણ અરે હા ! "મારા આડંબર, મારાં સામર્થ્ય, મારાં બળ, મારા ગર્વ, મારાં મન અને બુદ્ધિ વિના શું સૃષ્ટિક્રમ અટકયો છે ? કે અટકી રહેશે ? કે એતો વહ્યોજ જાય છે ?" એ ભાવ આવ્યા નહિ ! એ મારી કેવી ભૂલ ! કેટલી મૂર્ખાઇ ! સૃષ્ટિક્રમ માર્ગ મેં જાણ્યો નહિ ! એ માર્ગમાં શું શું જરૂરનું છે તે જોયું નહિ ! એજ મારાં તત્વોનો ઉપયોગ જાણી તેનો નિયમ, સંયમને અનુસરી સારી રીતે ઉપયોગ કર્યાથી, હુંજ સૃષ્ટિક્રમમાર્ગને, અનુકરણ રૂપ, ટેકારૂપ, અને હૃદયભૂત થઇ ઉપયોગી થાત. તો યશ કીર્તિ પાછળ દોડયાં આવત, તે મને સુઝયું નહિ ! સમય ! તારી વિચિત્રતાથી હદ ! તુ ઉજળું એટલુંજ દૂર બતાવે છે ! દૃષ્ટિ ટુંકી કરી નાંખે છે ! તાત્કાળ

લાભપર નજર દોડાવી, ઉચ્ચને ભોગે અધમતામાં ફસાવે છે! અરે! એટલુંજ નહિ, પણ ભર દરિઆના વહાણની માફક ભમાવી, અથડાવી, અફાળી, ખડકપર ઘસડી જઇ હાડકાં ભાંગી ચૂરેચૂરા કરી આખરે ભોંય તળીયેના અગ્નિને સ્વાહા કરી દે છે! હવે કયારે ઉદ્ધાર? અરે! પણ અધમને ઉદ્ધારની શી જરૂર? એમ પણ કેમ? એને પણ શાંતિ સ્થાન કે તેનાં ઉતરતાં સ્વરૂપ સુખસ્થાન વિના કયાં ચાલે છે? એમજ છે, તો ઉદ્ધારની ગરજ વિના કેમ ચલાવી શકાય? માટે હા હા, ઉદ્ધારની તો જરૂર છે, છે, અને છેજ. ત્યારે જેની જરૂર છે તેને પ્રાપ્ત કરવા શામાટે પ્રયત્ન કરવો નહિ જોઇએ? માટે હે બંધુઓ! હવેથી હું તમારો નથી. તમો મારા નથી. મારે તમારી જરૂર નથી. તમારે મારી નથી. સહુ સહુના ઉદ્ધાર માટે હવે તો પ્રયત્ન કરવો એજ કર્તવ્ય છે.

**લક્ષ્મી**—ભૂલ સ્વરૂપ નજર આગળ ખડું થતાં, અહા! કર્તવ્ય ભાન કેવું આપોઆપ આવી સન્મુખ સેવક માફક હાજર થઇ રહ્યું છે!

**મો.**—એમ થતાં આપણું જીવન કેવું ક્ષુદ્ર લાગ્યું!

**કા.**—"કેવું?" એ કહો જેથી કર્તવ્યભાન વિશેષ દૃઢ થાય.

**મો.**—સાંભળો ત્યારે,

સંકોચાઇ ગૂંથાતાં જગિન અળસિઆં, નાનું વર્તુળ લેતાં<br>
માંહો માંહે ચસે એ તરફડ કરતાં, ભૂમિ ચંપાઇ રહેતાં<br>
સૂકી ભૂમિ ન સેવી કિચડ ઘર હુંડી નીચ ઉંડાંજ જાતાં<br>
ખુલ્લી છોડી જગાઓ લદબદ થઇને કિચડે તો લુભાતાં! ૨૪૩

**મદન.**—અરે હા! આપણે કેવા એજ અધમ સ્વરૂપને સુખ સ્થાન માનતા હતા, એજ આપણું સર્વસ્વ હતું, એ વિના પળ પણ ચાલતું નહિ!

**મો.**—હા, એ ખરૂં પણ હવે તો એ સહુ ત્યાગ થતાં,

ઉડી જાવું મન તન ભૂલી ઉચ્ચ આકાશ સેવું<br>
પક્ષીપેરે પવન લહરે ઉર્ધ્વ વાસો સુટેલું<br>
જોઇ જોઇ કિચડ કચરા જંતુ તેમાં સડેલાં<br>
સુગો ખાઇ દૂર ગૃહ ચહું જોઇ દુઃખે ચડેલાં. ૨૪૪

**મદન.**—એ સરળ કરી આપવાજ આપણને એકત્ર કરવાનું કારણ પણ હોય. કેમકે વિવેકાનંદ તો પહેરેગીર ન હોતાં શાંતિ આપનાર ગુરૂજ છે.

**કાળ.**—હા; આ નવા ફેરફારથી આગ્રહ તુરંગ ન હોતાં શાળા-નોજ આનંદ આપે છે.

**લક્ષ્મી.**—ત્યારે એ સહુ ફળ શાનાં?

**મો.**—ભૂલ જોઇ નરમ થતાં ઉચ્ચતા શોધી સેવવા લાગ્યા તેનાંજ. હવેજ જોઇ સરખાવો. "કેદીઓ તરફ આપણી અનેક પ્રકારની ક્રૂરતા, નિર્દયતા", આપણનેજ હવણાં કેવાં ત્રાસી કંપાવે છે! ત્યારે યોગેંદ્રે આપણને કેવા શરમાવી આપણાં સ્વરૂપભાનની સ્થિતિપર આણી મૂક્યા છે! એજ ઉચ્ચતા, એજ મહતા, એજ ક્ષમા, એજ સહનશીલતા, એજ મહાનુભાવતા, એજ વિવેક, એજ યશ, અને એજ અનુકરણ કરવા યોગ્ય. એમનીજ પાછળ **સુખ શાંતિ** અને **આનંદ** દોડ્યાં આવે છે.

(એવે વિવેકાનંદને જોઇ) પેલું કોણ આવે છે?

**મદન.**—એતો ગુરૂજી વિવેકાનંદ.

**મો.**—હું કંઇ પૂછું?

**કાળ.**—હરકત નથી. ગુણ ઉદ્દીપન શિવાય કશું જોશો નહિ.

(એટલે વિવેકાનંદ સમીપ આવતાં)

**વિ.**—કેમ છો મોહેંદ્ર? આનંદ તો છે?

**મો.**—આપ કોણ છો?

**વિ.**—બાહ્ય ઉપાધિ વિવેકાનંદ કહે છે. કેમ કુશળ તો છે?

**મો.**—અહા, તમારાં શું સુવિવેક અને નમ્રતા! ખરેખર કુળભૂષણ જણાઓ છો!

**વિ.**—કર્તવ્યને આડંબર પ્રિય હોય નહિ.

**મો.**—હા હા, ક્ષમા યાચું છું. તમારી ઉચ્ચતા ગુણવર્ણનઅપેક્ષાની અવજ્ઞામાંજ રહેલી છે.

**વિ.**—એ પણ કર્તવ્ય બહાર છે. તમને જેની ન્યૂનતા, અગવડ, જરૂર, સંકોચ વિગેરે હોય તે જણાવો.

**મો.**—આટલાબધા વિવેકઆનંદસાગરમાં સ્નાન કરતાં વશ બનેલી સેવકવૃત્તિને શાની ન્યૂનતા હોય? પણ ગુરૂજી! આ દયાભાવને અમો શાથી પાત્ર થયા?

**વિ.**—તમારી વર્તણુકને અનુસરી આવો ફેરફાર કરવો યોગેંદ્ર મહારાજે યોગ્ય ધાર્યો છે. શરૂઆતમાં આ તમને અનુકૂળ પણ આવત નહિ.

**મો.**—હા હા! સત્પુરૂષ અંધકાર સંગે-અવજ્ઞાભયથી કે તત્વોના

અથડાટ અને ડોળાટભયથી-જતા નથી.તેમનો તો એજ ઉદ્દેશ હોય છે કે

નહિ નહિ કદિ ઇચ્છા અંધવૃત્તિ નમું તે
કરી કરી સતસંગો હર્ષ પોષું ખરો એ
ન હીન સંગથી રાચે આત્મનિષ્ઠા ખરી જે
ઉદય સત કદિ જો આવી સંગે રમું તે. ૨૪૫

અહા ! એ ઉદ્દેશ કેવી રીતે સિદ્ધ કરી આપ્યો છે ! એથી તો મારૂં અંતર્ નિરંતર આહ્લાદતું રહે છે. કેમકે,

ધાર્યું નમાવે શીપ આવી મુને
ગર્વે ભરેલે દમી શુદ્ધ તુંને !
વિવેક યોગ્યે ન વધાવી લીધો
તેજસ્વી હા હા દીનતા ન દીધી ! ૨૪૬

એમ છતાં,

ક્રોધા જ્યારે ક્રોધો ગણી અવિનયો ગર્વમદમાં
હસી મંદે હાસ્યે નિડર રમતો હર્ષ રસમાં !
ન જ્યાં આશા સિદ્ધિ રસરમણ નિસ્પૃહ ખીલતો !
અહા ! તે તેજોમાં પતન ગણી હું હીન બળતો ! ૨૪૭

પણ હવે તો,

જોતાં ભૂલો ભાવ સમાન શીખતો
ક્રોધો વધારી, નહિ ગર્વી ખીલતો
હાંસી કરી શ્રેષ્ઠપણું ન ધારતો
ભાવો તપાસી રૂપ ઉચ્ચ યાચતો. ૨૪૮

એથી પણ વિશેષ,

હીન સ્વરૂપ આવી ચઢતાં, ભાન કરાવી રૂપ શીખ દઇ વાળું
પ્રેમે તન્મય જ્યાં હું, ભય દીનતા હીન મુખે તો ખાળું. ૨૪૯

એવી દૃઢતા મેળવતો, મેળવવા પ્રયત્ન કરતો, હૃદયઅનુભવરંગ લેતો રહ્યો છું. એ સહુ હે યોગેંદ્ર ! તમારોજ પ્રતાપ ! તમારી શી બુદ્ધિ ! સ્વરૂપ ભાન કરાવનાર યુક્તિનાં શું વખાણ કરૂં ?

**વિ.**—એવી શ્લાઘા પણ કર્તવ્ય બહાર છે. સત્પુરૂષખરૂં સ્વરૂપ તો યોગ્ય ને યોગ્ય સત્કાર કરવાવાળું હોઇ નિરંતર એમજ વદે છે કે,

પ્રકાશે વધુ શિષ્ય ભક્તિ નમે છે
સમાને સુઆનંદવૃત્તિ રમે છે.

ખરી આત્મનિષ્ઠા રંગી ઐક્ય દે છે
પૂરે ખામી સત્સંગ સર્વોપરી છે. ૨૫૦

એ માટે યોગેંદ્ર મહારાજનો એક એજ સિદ્ધાંત છે કે સંસાર એજ શાળા છે.

**મો.**—કેવી રીતે ?

**વિ.**—સાંભળો મહારાજ વદે છે કે,

સંસારે દીસતા જે અભિનય વિવિધો સાત્વિક જ્ઞાન આપો
કર્તવ્યે ભાન આવે ફરજ અરપણે ઉચ્ચ જીવિત થાપો
શુદ્ધિ એ જીવ વૃદ્ધિ પ્રણવ જઇ મળી, નિત્ય આનંદ આપો
વાણી ઉદ્ગાર કર્મે સત પ્રીતિ અરથે ઉર્મિ ગાને સુવાપો. ૨૫૧

પણ હવે તો બીજાં કાર્ય હોવાથી હવણાં જાઉં છું. એમ છતાં સમીપ આવતો રહીશ, બરદાસ્ત દેખરેખ અને જરૂરીઆતોપર નજર રાખતો રહીશ, અને કંઇ પણ ન્યૂનતા માલમ પડતાં યોગેંદ્ર મહારાજના શ્રવણપર લઇ જઇ સત્વર દૂર કરવામાં આવશે. ચાલો ત્યારે હું જાઉં છું. મારી ગેરહાજરીમાં ભાનુશંકર સમીપ રહેશે. યોગ્ય સુધારો થતાં યોગ્ય સમયે જ્ઞાનેંદ્રલાલ પણ સમીપ આવતા રહેશે. માટે હવે નિર્ભય આનંદમાં રહેજો. (કંઇક તુષ્ણીભૂત રહી) (ફરીથી) ચાલો હવે હું જાઉં છું. નિશ્ચલ આનંદમય રહેશો.

(જાય છે) (વિવેકાનંદ ગયા પછી)

**મો.**—ધન્ય ! ધન્ય ! એવા સત્પુરૂષોને.

હે **યોગેંદ્ર** ! વિશેષ શું ? હવે તો નિર્મળ રહિશ;
સત્ય આચરણવાળો થઇશ, વિવેક પાળીશ,
સરળ રેલાઇશ, અયોગ્ય આશા રાખીશ
નહિ, ઔદાસ્ય રહિશ નહિ, અહંભાવ
ત્યાગ કરીશ, શ્રદ્ધા ત્યાગીશ
નહિ, ધર્મભય રાખીશ,
કર્તવ્યજ સેવીશ;

અને હે **યોગેંદ્ર** ! તું યોગ્યજ થઇ રહિશ. તે માટે હવે તો **શાંતિઃ॥ શાંતિઃ॥ શાંતિઃ॥**

**કાળ, મદન, અને લક્ષ્મી.**—હમો પણ એજ પગલે ચાલીશું. અને તેમ છતાં સ્વરૂપ ભાન તદન ભૂલી જઇ પ્રેમસ્વરૂપમયજ થઇ સદા નિર્ભય આનંદમય રહીશું. માટે હમને પણ **શાંતિઃ॥ શાંતિઃ॥ શાંતિઃ॥**

**ઇતિ સમગ્રપ્રેમઆભાસ નામ અષ્ટમો અંક સંપૂર્ણ.**

# અંક ૯.

## સ્થળ—યોગેંદ્ર દરબાર.

(યોગેંદ્ર મહારાજ દરબારમાં પધારતાં)

**લક્ષ્મણસિંહ**—(નેકી પોકારતાં) ક્ષે—મ, ક્ષે—મ, ભૂરિક્ષે—મ, મહારાજા—યોગેં—દ્ર રા—જ, રાજા—ધિરા—જ.

**નૃસિંહરાવ**—પ્રે—માભૂપણ, પ્રેમાયુધ, પ્રેમરાજ્યે વિલીન કરનાર, ક્ષે—મ, ક્ષે—મ, ભૂરિક્ષે—મ, મહારાજા—યોગેં—દ્ર રા—જ, રાજા—ધિરા—જ.

(નેકી સાંભળી)

**૧લો સભાજન**—શાં—તિ, શાં—તિ, શાં—તિ. મહારાજા યોગેંદ્રરાજ પધારે છે.

**૨ જો**—(હર્ષ ઉમળકામાં) ચાલો! ચાલો! મહારાજને યોગ્ય નમન અને સત્કાર માટે સત્વર ઉભા થઇએ.

(સહુ ઉભા થતાં)

**સભામંડળ**—(મેઘનાદ ગર્જના કરતું) ભલે-પધા-ર્યા-મહારાજા-પ્રેમસ્વરૂપ યોગેંદ્ર રાજ રાજાધિરા-જ !

(દરબાર પ્રવેશ કરતાં)

**શાંતિરામ**—ક્ષે—મ, ક્ષે—મ, ભૂરિક્ષે—મ, રાજા—ધિરા—જ.

**સભામંડળ**—ભૂરિક્ષે—મ, રાજા—ધિરા—જ.

**શાં.**—દીર્ઘા—યુ, દીર્ઘા—યુ, દીર્ઘા—યુ, રાજા—ધિરા—જ.

**સભામંડળ.**—દીર્ઘા—યુ, રાજા—ધિરા—જ.

**શાં.**—શાં—તિ, શાં—તિ. શાં—તિ, રા—જ્ય રિદ્ધિ સિદ્ધિ—ભં—ડાર. રાજા—ધિરા—જ.

(સહુના યોગ્ય આદર સત્કાર ગ્રહણ કરતાં મહારાજા યોગેંદ્ર સિંહાસનપર જઇ બેસે છે) (બેવે)

**સભાજનો**—જ—ય, જ—ય, જ—ય, મહારા—જા—ધિરા—જ યોગેં—દ્ર રા—જ !

(ધ્વનિ શાંત પડતાં)

**શાં.**—

જય જય જય શાંતિ, ઓલોજ શાંતિ, સુશાંતિ પૂરી

**સભાપ્રતિધ્વનિ**......................જય જય જય શાંતિ!

જય જય જય સત્ય, નિર્વિઘ્ન કીધા હરી ભે ભૂરિ

**સભાપ્રતિધ્વનિ**......................જય જય જય સત્ય!

જય જય તું શ્રદ્ધા તું માર્ગે તું દાસી સખી દૃઢતા

**સભાપ્રતિધ્વનિ**......................જય જય તું શ્રદ્ધા તું!

જય જય તું કર્તવ્ય રંગે રંગીને ભયો ધ્રૂજતા

**સભાપ્રતિધ્વનિ**......................જય જય તું કર્તવ્ય!

(સહુ શાંત થતાં) ૨૫૨

શૌર્યે સાગર શૂરતા તરંગ, ના, મર્યાદ કૂદાવતા
ધૈર્યે સાગર નીર ગંભીર સમા ગર્ભે સહુ રાખતા
ખંતે છોળ ઉડી ઉડી દૂર કરે શત્રુ નહિ ફાવતા
પ્રેમે સાગર પ્રેમદા અચળહો હરે સહુ ભાવતા. ૨૫૩

પ્રેમસાગર તો સાગર સ્વરૂપજ છે. પણ સભાજનોની માહીતિમાટે રાજ્યનીતિનું ટુંક સૂચન કરૂં તો અયોગ્ય નહિ ગણાશે. કેમકે સભા એ રાજ્યનું અર્ધ અંગ છે. ત્યારે હવે પ્રજા પાલન નીતિપર આવતાં:—

હવેથી,

બણુ બણુ કરી મક્ષિકા, ના, ઉડી મુખ પેસશે
રસ તન ઉડે હાડો શુષ્કો, ન, જોઇ વધુ બ્હિશે
મુખ ગળી ગળી લાળો હોડે તને, સુગ, ના થશે
ગતિ તન ત્રૂટે માર્ગે બેઠે ખીજી ન દૂરે જશે. ૨૫૪

આવાં ક્ષુધા પીડિત ચિત્રો હવે જોશો નહિ, વળી એવાંનો તિરસ્કાર પણ થશે નહિ. પણ દયાભાવથી સમગ્રપ્રેમખાતર એવાનું આશ્વાસન થશે. અને તેમાટે આગળથીજ સમયને યોગ્ય બંદોબસ્ત કરી મૂકવામાં આવશે.

એ માટે નૃપવર્યને સહાય કરી ઉદ્દીપન કરનાર સાધનપર આવતાં:—નિસ્પૃહ, વિદ્વાન, જ્ઞાની અને કવિનું પોષણ એ આપણું તેમજ જાતનુ પોષણ છે, એમ ગણી નૃપવર્ય ચાલશે. તેમજ કાળને હસ્ત એમનુ ભક્ષણ એ આપણું તેમજ નૃપવર્યનું ભક્ષણ છે એ કદિ ભૂલશે નહિ. કેમકે એઓ તો સ્વરૂપ ભાન કરાવી નિર્મળના પ્રાપ્ત કરાવનાર આદર્શ છે. જુઓ,

ઇચ્છે ન નિસ્પૃહી કવિ ધન લાભ સ્વાર્થે
વ્યાસ વસિષ્ઠમુની તો જીવતા પરાર્થે
રાખ્યા સમીપ જીવશું પૂજ્યભાવ આણી
પોષી સંતોષી ધનથી હિત અર્થ જાણી. ૨૫૫

કેમકે એમનાં એકાંતવાસચિંતનફળ અનેક દ્વારદ્વારા વર્તન કર્તવ્ય સતેજ કરી રિદ્ધિ સિદ્ધિ પ્રાપ્ત કરાવી સુખ સંતોષ અને આનંદ આપનારાં છે. જેથી એમ થતાં,

ના અધિકારી હીન, લાંચ દંડ તાપો દેશે
કર્તવ્યે તપાસી સર્વ, દૃઢતાથી ત્રાસ ખોશે;
ન્યાય અને રાય નહિ, ગર્વથી ડંફાઇ રહેશે
દાદ ફરિયાદ સહજ, ખરચ ખટપટ વિન મળશે. ૨૫૬

ડૂલે યોગ્ય હક ન કદિ, અયોગ્ય હવે નહિ મળશે
ખેડુત ગોવાળ સહુ, સંતોષી રહી રંગ ભરશે;
સત્તા હવે સતાવી, શાસન નહિ ખોટુ કરશે
માર્ગો સહુ સરળ થઇ, સુખ ભેગાં સહુ ભળશે. ૨૫૭

વળી,

સૂત્ર સૂત્રેન સૂત્રકાર ભય હવે ન કરશે
વારી ઝરમર ઝરમર સુખ સહુજ ભરશે
ન્યાય જઇ પંચહસ્ત સત્ય પ્રમાણ ઠરશે
જઇ જૂઠાણું લૂંચ્ચાણું સ્વાર્થી દુખ ન કરશે. ૨૫૮

એમ થાય તે માટે,

તકો ગુમાવે નહિ, (પણ) દાદ દેશે;
વર્ષા સમે તો નક્કી મેઘ વ્હેશે;
લગ્ને મેણું ભે ન જઇ રહેશે;
શાંતિજ શાંતિ સહુ શાંતિ પીશે. ૨૫૯

એ માટે પણ,

ના સૈન્ય આળસુ રહી મંદ હીણું થાશે
ઇર્ષા વ વ્હેમથી નહિ ભય ખેંચી પાશે
શૌર્યે રહી મદમદી, નહિ બિર્દ ખોશે
તાલિમ નિશદિનથી દૃઢ હામ લેશે. ૨૬૦

એ પ્રમાણે શાંતિપોષણ થતાં,

કામ ક્રોધ લોભ ને મોહ કદિ ન પીડશે
રૂંએ રૂંએ પ્રેમ જઇ પ્રેમમયજ કરશે
ધર્મ ને કર્તવ્ય ભાન સહુ એ જઇ ઠરશે
આનંદ આનંદ હેલી કુણ ન હવે ભણશે ? ૨૬૧

**સભામંડળ.**—(હર્ષ ઉમળકામાં) ધન્ય ! ધન્ય ! પ્રેમરાજ્ય !

**શાં.**—ત્યારે હવે તમારા આનંદની અભિવૃદ્ધિ થતી રહો.

(એમ કહી શાંત પડી જાય છે) (એટલે)

**યોગેંદ્ર**—સભાજનો ! મારૂં કંઇજ નથી. જેવા તમો તેવોજ હું છું. ઉચ્ચ સભાસમૂહ ! તમોથી હું ભિન્ન નથી; તેમજ તમો મારાથી પણ ભિન્ન નથી. તમારી વૃદ્ધિ એજ મારી વૃદ્ધિ; તમારી શાંતિ એજ મારી શાંતિ; તમારી દ્રઢતા એજ મારી દ્રઢતા; તમારૂં શૌર્ય એજ મારૂં શૌર્ય; તમારૂં રક્ષણ એજ મારૂં રક્ષણ; તમારૂં પોપણ એજ મારૂં પોપણ; અને તમારો આનંદ એજ મારો આનંદ છે. ત્યારે આપણે સહુ ઐક્ય ભાવે અભેદમયજ છઇએ. માટે તમોજ તમારૂં રક્ષણ કરો, સાવધ રહો, સતત ઉદ્યમી રહો, અને સુરક્ષણ માટે બારીક અવલોકન રાખતા રહો, અને તેમાંજ સદા ખંતી રહેશો. એ માટે કાયરપણું ત્યાગ કરશો, આળસ ઉન્માદને અવકાશ ન આપતાં રક્ષણવૃત્તિ જાગૃત સતેજ રહે એવાજ માર્ગ શોધશો; અને તેમનુંજ સેવન કરશો. એ માટે કંઇ પણ સ્પૃહા કે ઇચ્છા ન રાખતાં જીવનભોગ પણ આપવાને નિસ્પૃહ મદોનમસ્ત રહેશો. એ માટેજ શ્રદ્ધાળુ અને આત્મનિષ્ઠાવાળા, તન્મય, નિત્ય ઉમંગી રહેશો. સંકુચવૃત્તિ અને બાયલાપણાંને તમારા તરફ ડોળા લેશમાત્રપણ ફરકાવવા અવકાશ આપશો નહિ; હિચકારા ગણાશો નહિ; કૃતઘ્ની થશો નહિ; આડંબર કરશો નહિ; અને વિશાળતાનો ભોગ આપશો નહિ. વળી તમારાં સુખ અને સ્વાર્થ તુચ્છ ન ગણતાં, લાલસાને વશ પડી સમૂહનાં સુખ અને શાંતિનો ભોગ આપશો નહિ. વિવિધ દ્રોહ દોષ વ્હોરી લેશો નહિ. એમ કરવા કરતાં નિરાશ્રીત, નિસ્પૃહ અને નિર્વિકાર એકાંત વાસજ વધુ પસંદ કરશો; અને તેજ ઉત્તમ ગણશો. એમાંજ તમારાં અચળ શાંતિ, સુખ, અને આનંદ સમાયલાં છે. એજ તમારાં કર્તવ્યની દિશા છે. એજ કર્તવ્ય શિક્ષણ માટે **समानता, निस्पृहता, स्वतंत्रता,** અને **પ્રેમ**નું બારીક નિરીક્ષણ કરી સેવન કરો. એજ સેવનમાં આપણાં આનંદની આનંદમય કુંચી રહેલી છે. એજ તમારૂં ઝળહળતું, જ્યોતથી

પ્રકાશ મારતું, રવિતેજને પણ હીણ કરતું, શૌર્યમય, સતત દૈદીપ્યમાન, સર્વ શક્તિમાન કહેવાતું, અચળ અને અખંડ જ્યોતિમય તેજ સ્વરૂપ છે. માટે એજ કુંચીના સેવનથી, એજ તેજોમય સ્વરૂપમાં પ્રેમમય, પ્રેમ વિલીન વૃત્તિનો આનંદ સદા કાયમ રહો. ॐ शांतिः॥ शांतिः॥ शांतिः॥

**સભાસમૂહ.**—(હૃદય ઉભરાતાં) ધન્ય ! ધન્ય ! શાંતિસ્વરૂપ મહારાજાધિરાજ યોગેંદ્રરા—જ !

(ધ્વનિઘોષ શાંત થતાં)

**યો.**—શાંતિરામજી.

**શાં.**—મહારાજ, શી આજ્ઞા ?

**યો.**—સભાસમૂહને આસન લેવા કહો.

**શાં.**—જેવી મહારાજની આજ્ઞા. (સભાસમૂહ તરફ જોઇ) સહુ બેસો; બેસો. (સર્વે બેઠા પછી)

**યો.**—શાંતિરામજી.

**શાં.**—(કાન દઇ) મહારાજ, શી આજ્ઞા ?

**યો.**—હવે કેદીઓની વૃત્તિમાં શું ફેરફાર થયો તે જાણવું જોઇએ. માટે તેમને આપણી સન્મુખ રજુ કરવા સેવકજનને આજ્ઞા કરો.

**શાં.**—જેવી મહારાજની આજ્ઞા. (લક્ષ્મણસિંહ તરફ જોઇ) લક્ષ્મણસિંહ !

**લ.**—જી મહારાજ.

**શાં.**—કેદીઓને મહારાજાધિરાજ સન્મુખ રજુ કરો.

**લ.**—જેવી આજ્ઞા.

(કેદીઓ રજુ કરતાં) આ રહ્યા કેદીઓ.

**યો.**—શાંતિરામજી.

**શાં.**—(કાન દઇ) મહારાજ, શી આજ્ઞા ?

**યો.**—મોહેંદ્રને છેવટ શ્રવણ કરીશું.

**શા.**—જેવી આજ્ઞા. (લક્ષ્મણસિંહ તરફ જોઇ) લક્ષ્મણસિંહ !

**લ.**—જી મહારાજ.

**શાં.**—મોહેંદ્ર શિવાય એકપછીએક કેદીને રજુ કરો.

**લ.**—જેવી આજ્ઞા. (કેદીઓ રજુ કરી હસ્તવડે બતાવતાં) આ રહ્યા મદનકિશોર, આ લક્ષ્મીકુંઅર અને આ કાળયવન.

**મદન, લક્ષ્મી. અને કાળ.**—(વાંકા વળી નમન કરતાં) મહારાજાધિરાજ પ્રેમસ્વરૂપ ! આપના પાદાર્વિંદમાં હમારાં યોગ્ય અભિવંદન ગ્રહણ કરશો.

**ચો.**—(સૂચનમાત્રથી ગ્રહણ કરે છે).

**શાં.**—(કેદી તરફ જોઇ) તમારે કંઇ જાહેર કરવું છે?

**મદન.**—મહારાજાધિરાજ!

તમારાં કૃપાફળ શિવાય બીજું શું હમારે જાહેર કરવું હોય? મોહેંદ્ર સમયમાં હમો સ્વતંત્ર હતા. હમને વિચરવા ઇસારા માત્રનીજ જરૂર હતી. પણ તેપ્રસંગનાં ક્લેશ, ઉપાધિ, વિટંબણાં, ભય, ત્રાસ વિગેરે દુઃખો તેમનાં સ્મરણ માત્રથી પણ હવણાં રૂઆં ખડાં કરી કંપાવે છે. તો એમનાં સ્વરૂપ અનુભવતું શું કહેવું? મારી દૃષ્ટિ કેવી ચોર માફક ચંચળ થઇ ગઇ હતી! કેવી મને લલચાવી ફસાવતી! ચુંબન આલિંગનાદિક કેવાં રસમય સ્વરૂપમાં નજર આગળ ખડાં કરી મને તેમની પાછળ દોડાવતી! એ સમયના મનોભાવનું ચિત્ર કેવી રીતે આપી શકું? પણ જાણે,

ભમીં ભમીં મન દોડે ઝાલવા અંગ ખીલ્યું
રમીં રમીં લઉં જાણે ઘર્ષણે તેજ ભીંજ્યું
વળીં વળીં ઉર આણે સ્થાન હર્ષો ઝરે જે
લઇ લઇ રસ તેનો અંગ પીવા ધસે તે. ૨૬૨

એમ કરતાં અરે હા! મારો કેટલો તિરસ્કાર! મારી કેટલી દીનતા કેવો હું હીન પાયે પડી યાચના કરતો! કેવી ગુલામી! શું ખુસામત! અરે! એટલુંજ નહિ, પણ ચોર બનતો! ચોરના અઘોર કૃત્ય કરતો! ચોર માફક સંતાતો! ચોર માફક માર ખાતો! અરેરે! કેવી કેવી હત્યાઓ!! એ ઉપરાંત રાજ્યદંડ, ભય, નામોશી અને ફાંસીથી બચવા યુક્તિ, પ્રયુક્તિ, ખટપટ, ઉથલપાથલ, નિદ્રાનાશ અને એમાં ક્ષુધાત્યાગ કરતાં પણ શાંતિ નહિ! ઉચાટ, સંતાપ, પરિતાપ અને અનેક પ્રકારનાં દુઃખ શિવાય મારી રાત્રી ગઇ નથી! અખંડ રાત્રી એના એજ વિચાર! પણ હવે તો મહારાજાધિરાજ! તમારી કૃપાથી એવી અનેક ઉપાધિરૂપ,

અંગો અંગે ધસીં જઇ રમે, વૃત્તિ તંતુ ખીલ્યા જે
ખાળી ખાળી ગતી ટુંક કરી, નાશ કીધા હવે એ
તે તે પ્રેમી કિરણ હવણાં મેલ જાતાં પ્રકાશે
ભ્રાંતિ ત્યાગે, સ્વરૂપ મળતા રંગ આનંદ ભાસે. ૨૬૩

એમ થતાં મારી સર્વ વૃત્તિઓ લગ્ન થઇ પ્રેમસ્વરૂપમાંજ વિલીન થવા તરવરી રહી છે. તો એના નિરંતર આનંદ શિવાય હમારે બીજું શું કહેવાનું હોય?

**શાં.**—(લક્ષ્મીકુંઅર તરફ જોઇ) તમારે શું કહેવું છે ?

**લક્ષ્મી.**—મહારાજાધિરાજ !

હું શું કહું ? પણ અરે લક્ષ્મી ! તેં કોને નમાવ્યા નથી ? હું ગરીબ, હું દુઃખી, હું હીણો, હું લક્ષ્મીવરોના તેજમાં અંજાઇ દબાતો, લક્ષ્મીવિના તેમની સમાનતા જાળવી નહિ શકતો, એવા એવા અનેક ભાવથી નિસ્પૃહી વર્ગને પણ ક્યાં સ્પૃહાવંત બનાવ્યો નથી ! અરે લક્ષ્મી ! "તુંજ સર્વ સાધક છે, ગૌરવ, યશ, વૈભવ અને સુખ તનેજ અનુવર્તે છે "એવા એવા અસંખ્ય અસત્ય વિચારે ઘેરી ભવિષ્ય માટે ભય કે મોહમય આશાનાં સ્વરૂપ ખડાં કરી તેમાં દીન કરી તેને ક્યાં રાજા અને શ્રીમંત આગળ દીન કર્યો નથી ! એમ છતાં શુ તેની દીનતાની તેઓએ કિંમત કરી છે ? ના, ના, લેશ પણ નહિ. ત્યારે હું શા માટે લલચાયો ? અરેરે ! અધમતા લાલચુ હોવાથી ! સરળકાર્ય સિદ્ધિ હોંસથી ! લક્ષ્મીજ સંગ્રહમાં સુખ, શાંતિ અને આનંદના ક્ષોભથી ! અરે ક્ષોભ ! તું પરવશ મને કેવો અધમ બનાવ્યો ! અનીતિને કેવી નીતિ ઠરાવી ! લાંચ, ખુસામતદ્વારા કાર્ય સાધવા કેવા કેવા ભિન્ન ભિન્ન સંતાપ, ઉચાટ, અને પરિતાપ સેવાવ્યા ! સંકુચવૃત્તિ કરાવી ! કેટલો બધો ઉદારતાથી વિમુખ રાખ્યો ! ગુણીજ-નોથી દૂર કરાવ્યો ! એટલુંજ નહિ, પણ કેવા વિવિધ વ્હેમને જન્મ આપી અપાવી કેવાં કેવાં સંકટ વ્હોરાવ્યાં ! એમ છતાં પણ હા ! ફળ ગયું !!! હવે શું થશે !!! હાય નિહત થઇ ગયો !!! હવે કેમ ઉગરીશ !!! શું કરીશ !!! ક્યાં જઇશ !!! આવી અનેક દીનતામાં દીન કરી કેવી અગાધ ઉપાધિમાં તું ડગલે ડગલે ફેંકતો હતો ! અરે હા ! અંતર ઉચ્ચતા અને એનાંજ ફળસ્વરૂપ શાંતિ અને અભય આગળ એ સર્વે અધમ, નિસ્તેજ અને ગુલામ છે, મૃત્યુવશ મૃત્યુ-મય સ્થિતિમાં શબવત્ જડ છે, એવા વિચારમાં સ્થિર નહિ ઠરતાં જાતેજ ઉપસ્થિત કરેલ અનેક ભય, દીનતા અને દુઃખમાંથી બચવા મોહમય આશા સફળ કરવા, કેવાં કેવાં મહાભારત કાર્યોમાં ઝંપલાવતો ! ઘુમતો ! અને તેમાં આનંદ ધરતો ! એ સહુને અમલમાં મૂકતાં વળી કેવાં કેવાં સંકટ, ભય, અને વિંટબણાં ઉભાં કરતો હતો ! અરે હા ! એ અમલે કેવો હું ઉમંગ, ઉત્સાહ અને જુસ્સાથી કરતો હતો ! અરે રે ! એવાં કૃત્યથી કેટલા બધા જનસમૂહના સંતાપ; દુઃખ, પરિતાપ, અને નિશ્વાસનુ કારણભૂત થઇ પડયો હતો ! એમ કરતાં પણ એ ભયમુક્ત થયો નહિ ! દુઃખ દૂર થયું નહિ ! પણ દીનતા અને દુઃખના અગાધ ઉંડાણમાંજ

પેસી ગરક થતાં થતાં અરે રે! કેવી અયોગ્ય આશાઓ!! હે આશા! તમારાં કેવાં વિકટ વમળો !!! હવે તો હે ક્ષોભ! હે ભય ! હે આશા ! અરે તું દીનતા ! અને તમારાં બાળબચ્ચાંઓ ! મહારાજાધિરાજની કૃપાથી હવે તમારા પાસમાંથી છૂટયો છું. હવે તો તદ્દન નિસ્પૃહતામાંજ નિર્ભય, તન્મય લીન થઇ રહ્યો છું. જેથી:—

દીન નહિ હું હવે તો ત્યાગ યાચ્ના કરી જ્યાં
ભય ન કદિ દમે હું નિસ્પૃહી જ્યાં ફરૂં ત્યાં
નહિ નહિ શિવ લૂભે સૃષ્ટિ કે સ્વર્ગ લેવા
રસબસ રંગ દોડે પ્રેમ ચાખી તું દેવા ! ૨૬૪

મહારાજાધિરાજ ! એ સહુ આપનોજ પ્રભાવ ! ઝળહળતો પ્રકાશ કોને પણ ઝાંખ આપ્યા વિના રહે ? ઝાંખ પામતાં છતાં કોને પણ એ પ્રકાશસ્વરૂપ જાણવાની જીજ્ઞાસા ન રહે? એ જીજ્ઞાસા દૃઢ થતાં, પ્રકાશે ઉગ્રતા હરી કોને પણ અમૃતરસથી સિંચન કર્યું નથી ? તો મહારાજાધિરાજ ! હવે વિશેષ શું કહેવાનું હોય ?

**શાં.**—(કાળયવન તરફ જોઇ) કેમ તમારે કંઇ કહેવું છે ?

**કાળ.**—મહારાજાધિરાજ !

મારે હવે કહેવાનું થોડુંજ રહ્યું છે. બીજા સમૂહને તુચ્છ ગણી સ્વાર્થવૃત્તિમાંજ અંધ થઇ મદન કિશોર અને લક્ષ્મીકુંઅરે વર્ણવેલી ઉપાધિ, વિટંબણાં સંકટ, અને દુઃખોનો અનુભવ બીજાને કરાવી મારે પણ કરવાનો અવસર અત્યાર સુધી હતો. સહજ સહજમાં તપી જતો, "હું અને મારૂં" ના આવેશમાં ઉછળી ઉછળી કૂદતો, ત્રાડતો, ત્રાસ આપતો, અને મારફાડ કરતો. શાંતિકલ્પના સ્વપ્ને પણ ન હતી. અને થઇએ પણ નહિ. અરે હા! મારી મનોવૃત્તિનો અમલ કરવા કેવાં કેવાં અયોગ્ય સિદ્ધાંત સ્થાપિત કરતો ! અરે હું મંદ ભાગી ! એના મોહમાં કેવો તણાઇ, અથડાઇ, પછડાઇ, અકળાતો ! અહા ! હું કેવો મૂર્ખ અને મૂઢ ! શાંતિજ શ્રેષ્ઠ કાર્યસાધક છે એ મુદ્દલે સમજ તો નહિ! પણ એ સહુ આજે સ્પષ્ટ થઇ તદ્દન નષ્ટ થયું છે. મહારાજાધિરાજ ! એ સહુ તમારીજ કૃપા. હવે તો જેવો હું તેવાજ બીજા, જેવું મને તેવુંજ બીજાને, એ સમાનતામાંજ લીન થઇ શાંતિમય આનંદરસમાંજ તદ્રૂપ બની રહું છું. એ આનંદનાં નહિ જેવાં વર્ણન સિવાય બીજું શું જાહેર કરવાનું હોય ?

(ઓટલે)

**ચે.**—શાંતિરામજી.

**શાં.**—(કાન દઇ) મહારાજ, શી આજ્ઞા ?

**ચે.**—હવે વિશેષની જરૂર નથી. અધિકાર પરત્વે યોગ્ય સત્કાર માટે આજ્ઞા કરો. પણ મોહેંદ્રને શ્રવણ કરી લઇશું.

**શાં.**—જેવી મહારાજની આજ્ઞા.

(લક્ષ્મણસિંહ તરફ જોઇ) લક્ષ્મણસિંહ !

**લ.**—જી મહારાજ.

**શાં.**—મોહેંદ્રને રજુ કરો.

**લ.**—જેવી આજ્ઞા. (મોહેંદ્રને રજુ કરતાં) આ રહ્યા મોહેંદ્ર.

(મોહેંદ્ર સન્મુખ થતાં)

**ચે.**—મોહેંદ્રનાથ ! કુશળતો છો ? હમારા તરફથી ક્લેશ સહન કરવાતો નથી પડયા ? હમારા સેવકો અયોગ્યરીતે તો નથી વર્ત્યા ? હમારા સેવકે અન્નપાનાદિક સુખ કર અને રૂચિ કર યથાયોગ્ય પહોંચાડયું તો છે ? સ્વચ્છતા, સુઘડતાદિક નિયમો જાળવ્યા તો છે ? વસ્ત્ર અને બિછાનાની સવડમાં ક્યાસતો નથી રાખી ? કોઇપણ જાતના અવિવેકથી તમારી વૃત્તિને ક્લેશમય તો નથી કરી ? કોઇપણ હીનવર્તનથી તમને ભય તો નથી આપ્યો ? ટુંકમાં રાજ્યવ્યવસ્થા અને નિયમને કોઇ પણ રીતે કલંકિત તો નથી કર્યાં ? વિગેરે શ્રવણ કરવા મારૂં મન અધીરૂં અને ઉત્કંઠિત બની રહ્યું છે.

**મો.**—

મા મા વદો, સૂર્ય ! કલંક શાનું ?<br>
પ્રેમે તરૂં એ સહુ આજ જાણ્યું<br>
સત્તા ગૅર્વે અંધ થઇજ ભૂલ્યો<br>
ના ના લૅહ્યો માર્ગ તજી હું ડૂલ્યો ! ૨૬૫

કેમકે,

નહિ નહિ કરી કોયે કેદી શું વૃત્તિ આવી<br>
મન તન ભૂલ જોયે એ દયા કોણ ભાવી ?<br>
રીબી પીસી તલ ફૂચા, કો, પશુ વિન ખાયે ?<br>
વધી વધી પશુતા શું શાંતિ ભૂમિ જણાયે ? ૨૬૬

એથી પણ વિશેષ,

જીત્યા જીત્યા નથી નાથ ! હથિઆરથી<br>
બાંધ્યા પાશે ખરા કર્તવ્ય શરાગ્રથી

બાહ્ય તન જીત્યું ખરૂં અંતર તો એ રહ્યું
સત્સંગ મોહસ્ત્રે અંતર લૂંટી લીધું ! ૨૬૭

નૃપવર્ય ! તમો તેજ નૃપવર્ય છો. જ્ઞાનેંદ્રલાલ, વિવેકાનંદ, ભાનુશંકર, નૃસિંહરાવ, લક્ષ્મણુસિંહ વિગેરે પણુ તેના તેજ છે..હું તમો સહુની કિમત પીછાની શકયો ન હતો. તમો સર્વને અધમ ગણી તિરસ્કાર, અવજ્ઞા, હાસ્ય, ક્રોધ અને કટાક્ષ વિગેરેથી દમી દમી દુઃખ આપ્યાં. અહંભાવમાં મશગુલ રહ્યો. અહા ! પણુ તમોએ તમારા ગુણુનો સુગંધ છોડયો નહિ. ખરૂં છે કે,

શિર ધરીં શિવ ગાયે ગુણુ જેના ઘણેરા
ન કદિ મદ વિકાસે, ગંધ રંગે ખીલે હા !
શિશુ શિર હણીં છૂંદે તોય ગંધો ન છાંડે !
કૃશ તનુ અપિ ચંપા ! જ્ઞાન ગુણેજ લાડે ! ૨૬૮

હા હા ! જ્ઞાનીનો એજ ધર્મ છે. હે તેજસ્વરૂપ ! તમારા પ્રકાશથી અંધકારનો નાશ થયો છે. અને જોઉં છું તો,

આજ તે ત્રિવેણી સંગ, આજ છે તે દરબારો
આજ તે વ્હેતું નીર, આજ સરિત કિનારો;
તેજ આ દરબારી, કાઢયા હતા ઘર બહારે
ભવ્ય હતું ભયાનક, હા હા, હું ભૂંડા વિચારે ! ૨૬૯

થતાં યોગેંદ્રવાસ, ઝળહળ જ્યોત તું વાધી
ગિરિ ગુહા અંધકાર, કિરણ થઇ રહી ખ્યાતિ;
તેજ તેજનાં બિંબ, દોડી દોડી શું ધાતાં
સમર્થ કરે કોટિ સૂર્ય તોયે ઝાંખા જણાતા ! ૨૭૦

એ તેજે કુણુ માત્ર ધાઈ ધરી બહુ જાતો
જોતાં બિંબના ઓઘ, ગર્વ "હું" હવે નહિ ધાતો;
ભૂલીજ "હું"નું રૂપ, તેજ તન્મય હું થાતો
આનંદ આનંદ શું રંગ, ઉભરો નહિ શમાતો ! ૨૭૧

પ્રેમસ્વરૂપ ! હવે તો,

આનઁદ આનંદ શું પ્રેમ તારો
દિવ્ય પ્રકાશ રંગ અંગ દેનારો
રમોં રમોં ઉર્મિ રસબસ વ્યાપો
પ્રેમ સદર રૂપ અખંડ થાપો. ૨૭૨

એજ પ્રેમરંગધૂનિ લાગી રહી તો બીજું શું કહેવાતું હોય ?
(આટલું બોલી શાંતિ નિમગ્ન થઇ જાય છે) (બેવે)

**માનસિંહ.**—મહારાજાધિરાજ !

યોગીને ભોગીને પ્રેમના શોખીને
છે લીધા મેં બહુ તાણી તાણી,
ઇંદ્રિયે ઇંદ્રિનો યોગ તો સાધતાં
ન જાણ્યું "હું" જીવન કે કાય વાણી,
કર્તવ્ય નાથ થતાં, ભાંગી કોડી ગલી
માર્ગ કીધો હવે પાધરો તાણી,
કાર્ય પૂરૂં થયું "હું" હવે નહિ રહ્યું
થઇ રહ્યો લદબદ દાસ જાણી. ૨૭૩

(શાંત થતાં)

**બુદ્ધિસિંહ.**—મહારાજાધિરાજ !

સત્પુરૂષે પોતાની ભૂલ કબુલ કરવી એજ કર્તવ્ય છે. તેમાં હાની, શિક્ષા, કે દંડભય અંતરાયભૂત થવાં જોઇએ નહિ. તો એવી ભૂલ કબુલ કરનારને સત્પુરૂષો યોગ્ય સત્કારથી વધાવી કૃપા પાત્ર કરે તેમાં શું આશ્ચર્ય ?

તમારી ઉજ્જવળ સત્તામાં કાર્યભાર વહવા હવે હમો તદન અયોગ્ય છઇએ. હમે હમારી ભૂલ જોઇ છે. કોઇવાર હવે વચ્ચે માથું મારીશું નહિ. વિઘ્ન કે દુઃખકરતા થઇશું નહિ. ખૂણામાં પડી કોહવાટની વિક્રિયાથી રૂપાંતર એજ હમને હવે યોગ્ય છે. લેશ પણ અવસર મળતાં ઢળી જઇ કમળપત્રના જળ માફક તરલ તોય સ્વરૂપજ હમારી પ્રકૃતિ છે. માટેજ હમો હવે તદન અયોગ્ય છઇએ. હું અને માનસિંહ તો હવે વિક્રિયા સ્વરૂપ રૂપાંતરથીજ તમારાં તેજ, પ્રેમ, અને આનંદમાં લીન થઇ આનંદમય રહીશું એજ યાચના.

(શાંત થતાં)

**ગોકુળરામ.**—મહારાજાધિરાજ !

અત્યાર સુધી શ્રદ્ધામાં અશ્રદ્ધાની અનેક ભ્રમણારૂપી નદીઓનાં પૂરમાં ડોળાયા કરતા હતા. હું અને સભાજનોના અનેક સંશયો છેદાઇ નિર્મળ આદર્શવત્ હવે થઇ રહ્યા છઇએ. જેથી શાંતિ અને અભય રાજ્ય પ્રાપ્ત થતાં પ્રેમસ્વરૂપનાંજ રંગમાં રંગાઇ તલ્લીન, તદ્રુપ હું અને સભાજનો બની રહીએ એજ હવે ઇચ્છા માત્ર છે.

બાહ્ય તન જીત્યું ખરૂં અંતર તો એ રહ્યું
સત્સંગ મોહસ્ત્રે અંતર લૂંટી લીધું ! ૨૬૭

નૃપવર્ય ! તમો તેજ નૃપવર્ય છો. જ્ઞાનેંદ્રલાલ, વિવેકાનંદ, ભાનુશંકર, નૃસિંહરાવ, લક્ષ્મણસિંહ વિગેરે પણ તેના તેજ છે. હું તમો સહુની કિંમત પીછાની શક્યો ન હતો. તમો સર્વને અધમ ગણી તિરસ્કાર, અવજ્ઞા, હાસ્ય, ક્રોધ અને કટાક્ષ વિગેરેથી દમી દમી દુઃખ આપ્યાં. અહંભાવમાં મશગુલ રહ્યો. અહા ! પણ તમોએ તમારા ગુણનો સુગંધ છોડયો નહિ. ખરૂં છે કે,

શિર ધરીં શિવ ગાયે ગુણ જેના ઘણેરા
ન કદિ મદ વિકાસે, ગંધ રંગે ખીલે હા !
શિશુ શિર હણીં છૂંદે તોય ગંધો ન છાંડે !
કૃશ તનુ અપિ ચંપા ! જ્ઞાન ગુણેજ લાડે ! ૨૬૮

હા હા ! જ્ઞાનીનો એજ ધર્મ છે. હે તેજસ્વરૂપ ! તમારા પ્રકાશથી અંધકારનો નાશ થયો છે. અને જોઉં છું તો,

આજ તે ત્રિવેણી સંગ, આજ છે તે દરબારો
આજ તે વ્હેતું નીર, આજ સરિત કિનારો;
તેજ આ દરબારી, કાઢ્યા હતા ઘર બહારે
ભવ્ય હતું ભયાનક, હા હા, હું ભૂંડા વિચારે ! ૨૬૯

થતાં યોગેંદ્રવાસ, ઝળહળ જ્યોત તું વાધી
ગિરિ ગુફા અંધકાર, કિરણ થઇ રહી ખ્યાતિ;
તેજ તેજનાં બિંબ, દોડી દોડી શું ધાતાં
સમગ્ર કરો કોટિ સૂર્ય તોયે ઝાંખા જણાતા ! ૨૭૦

એ તેજે કણ માત્ર ધાઇ ધરી બહુ જાતો
જોતાં બિંબના ઓઘ, ગર્વ "હું" હવે નહિ ધાતો;
ભૂલીજ "હું"નું રૂપ, તેજ તન્મય હું થાતો
આનંદ આનંદ શું રંગ, ઉભરો નહિ શમાતો ! ૨૭૧

પ્રેમસ્વરૂપ ! હવે તો,

આનંદ આનંદ શું પ્રેમ તારો
દિવ્ય પ્રકાશ રંગ અંગ દેનારો
રમોં રમોં ઉર્મિ રસબસ વ્યાપો
પ્રેમ સદર રૂપ અખંડ થાપો. ૨૭૨

શું ગુલાબે તું મોહી કરણ ટગર કે મોગરા અંગ ડૂલી?
ના, ના, એ હિંડોં ચાલી, ગૃહ સરિતઅંગે, શિદ એકાંત ખૂંદી? ૨૭૫
એમ કેમ હશે વારૂ?

છોડી આવી રમણીય ભૂમિ દેહ એકાંત બાળે!
હા હા ભૂલ્યો! રસ ચૂસી ચૂસી સત્વ ખેંચી તું કાઢે!
જો રંગાઈ રસમદ બની એ શું એકાગ્ર માતી!
લેતાં સ્વાદો જનસમૂહતો ધન્ય તું કીર્તિ વાતી! ૨૭૬

વળી હે ઉદ્યાન! અલિગણને તેં તારૂં સત્વ આપ્યા છતાં તારામાં કંઇ ન્યૂનતા આવી હોય એમ જણાતું નથી! કેમકે ઉલટાં તારો તો

પરિમલ બહુ બ્હેકી રંગ દોડી ઉભાયે!
સરિત તરંગ લ્હેકી લ્હેકી રૂપો ભૂલાયે!
રસભર ભૂમિ વારી ઐક્ય થાતાં શું ભાસે!
મનતન મદહારી શાંતિ પી પી હુલ્લાસે! ૨૭૭

વળી,

અંગો અંગે રસબસ બની મચે ધ્યાન ધૂનિ શું ખેલ!
પ્રકાશે પ્રેમી કિરણો, રેલે અભેદ લદબદ રંગ મચેલ! ૨૭૮

(આવા વિચારમાં યોગેંદ્ર મહારાજ તન્મય છે એવે)

**ભક્તિરામ**—(યોગેંદ્ર મહારાજને શોધતાં શોધતાં સ્વગત) મહારાજ બાગમાં ગયા છે. માટે ચાલ હું પણ ત્યાંજ જાઉં. (વિચારમાં અને વિચારમાં બાગ પ્રવેશ કરતાં) (પ્રકાશ) આ રહ્યું ઉદ્યાન. વાટિકાની શોભા કેવી રસમય બની રહી છે! જૂદી જૂદી આકૃતિનાં ચિત્રો બંન્નો બાજુએ કેવાં આલેખી મૂકયાં છે! મહિં મહિં જૂદા જૂદા રંગ કેવા દીપી નીકળે છે! લીલોતરી કેવી સફાઇથી શોભાયમાન બનાવવામાં આવી છે! અહા! પેલી તરફ ચંપા લટી રહ્યા છે, સાહેલિઓ નાચી રહી છે, રસાળ અને નિંબ, મંદ મંદ પવનમાં મચી રહ્યાં છે, વાંસ અને વેતસ તીણાં મધુર સ્વરથી વાંકા વળી વળી કર્ણમાં આનંદ પૂરી રહ્યાં છે, સરિતજળ દાડિમકળી માફક દંત વિકાસી મંદ મંદ હાસ્ય કરી કરી આનંદ લહર પ્રેરી રહ્યું છે, પીત રંગમાં તેજ મારતી સુવર્ણ રેતો ઝળકી રહી છે, ભૂમિને પણ પીત અંબર શોભાજ વિશેષ પ્રિય હોય તેમ તેમાંજ સ્નાન નિમગ્ન થઇ રહી છે. અહા! પેલા ફુવારાની કણિકો પણ ઉડી ઉડી કૂદી રહી છે! જુઓ! એની સન્મુખ રિદ્ધિ સિદ્ધિ સ્વરૂપથી વીંટાઇ રહેલ વેલઘટામાં ગણપતિસ્વરૂપ પ્રેમ વિરાજી રહ્યા છે!

**ચો.**—તમારી એવી શુભ ઇચ્છા ફળવતી હો.

**સભાસમૂહ.—શાંતિઃ ॥ શાંતિઃ ॥ શાંતિઃ ॥**

(ઘોષ શાંત થતાં)

**ચો.**—શાંતિરામજી.

**શાં.**—(કાન દઇ) મહારાજ, શી આજ્ઞા ?

**ચો.**—હવે દરબાર બરખાસ્ત કરીશું.

**શાં.**—જેવી મહારાજની આજ્ઞા.

(એટલે યોગેંદ્ર મહારાજ ઉઠી ચાલવું શરૂ કરતાં સભાસમૂહ ઉભો થાય છે)

**લક્ષ્મણ.**—ક્ષે—મ, ક્ષે—મ, ભૂરિક્ષે—મ, મહારાજા યોગેં—દ્ર રા—જ રાજા—ધિરા—જ.

**નૃ.**—પ્રે—માભૂષણ, પ્રેમાયુધ, પ્રેમ રાજ્યે વિલીન કરનાર ક્ષે—મ, ક્ષે—મ, ભૂરિક્ષે—મ, મહારાજા યોગેં—દ્ર રા—જ રાજા—ધિરા—જ.

**સભાસમૂહ.**—જય શાં—તિ સ્વરૂ—પ, જય શાં—તિ સ્વરૂ—પ, જય શાં—તિ સ્વરૂ—પ, રાજા—ધિરા—જ.

**ચો.**—(જતાં જતાં સ્વગત)

નહિ નહિ શાંતિ હું નહિ નહિ પ્રેમ હું
ભાવના ભેદનો ખેલ જાગ્યો,
જાગતાં મચાવિઓ પ્રેમ પૂરો આપિઓ
પ્રેમ શક્તિ બળ શૂર તું થાપ્યો. ૨૭૪

**ઇતિ સમગ્રપ્રેમજ્ઞાન નામ નવમો અંક.**



# અંક ૧૦.

## સ્થળ—ઉદ્યાન.

(ફરતાં ફરતાં અલિકુલને ગણગણતું જોઇ)

**ચો.**—અહા ! આ,

ચંપા ચમેલી ચૂસી, અલિ ગણગણતી શું ઉંઘે શું વાસ લેતી?
જાઇ જૂઇ રંગે શું પરવશ પડી કે, કેતકી ગંધ લેતી?

ગડગડ ઘૂઁમ નાદો દેવસ્થાને પડંતા
રસબસ પૂરી રંગે ઇંદ્રિ ઇર્ષ્યા કરંતા. ૨૭૯

વળી,

રગે રગે વ્યાપોઁ રસો નૅર્તંતા
તિમિરરિપુ શુષ્કતા હરંતા,
સ્થળે સ્થળે ભેદ ન કો કરંતા
ઉર્મિ રમે તન્મય, ભે હરંતા. ૨૮૦

**શાં.**—હા, એમજ છે.

આનંદે સહુ રેલતા ઘૂઁમોઁ ઘૂમોઁ **કર્તવ્ય** હેડો ધરી
ઇર્ષ્યા ક્રોધ વ વ્હેમ સર્વ દમતા **નિસ્પૃહતાએ** ઠરી
રાખ્યા પંજરવાસ લોભ ઉછળે આનંદ **શાંતિ** ભણી
નાઠે ગર્વ, **સમાનતા** સિંહ છૂટે, ગર્જંત **પ્રેમો** ધૂનિ. ૨૮૧

(એટલે) મોક્ષેંદ્ર સહિત દેવી આવી પહોંચતાં સર્વે ઉભા થાય છે.

(ઉભા થતાં)

**શાં.**—અહો ! આર્યેદેવિ ! આનદરસ સંપૂર્ણ ખીલવવામાં તમો બન્નોનીજ ન્યૂનતા હતી.

**રસિક.**—અહો ભાગ્ય કે આ રસના અનુભવનો સમય આવ્યો.

**ભ.**—(મોક્ષેંદ્રને જોઇ આશ્ચર્યયુક્ત આનંદથી) અહા ! આજ તે ફળ ! જેને માટે મહારાજ આટલીબધી કાળજી રાખતા હતા, અને જેને માટે મેં આટલો બધો શ્રમ લીધો હતો. (મોક્ષેંદ્ર તરફજ દૃષ્ટિ રાખતાં) મહારાજ ! જુઓ તો ખરા ! કલ્પના કરતાં પણ અધિક તેજોમય રશ્મિ આપણ સર્વે મંડળને કેવી ઝાંખા પાડી નાંખે છે !

**રસિક.**—હા, એ ખરૂં છે કે એનું મુખદર્શન થતાં મારી ક્ષુધા, નિદ્રા સર્વે જતાં રહ્યાં છે. મારી કોઇ પણ જાતની ભાવના રહી નથી. એનાં દર્શન માત્રથીજ આનંદમય થઇ રહી છું. ક્યાંએ એથી દૂર ખસી શકતી નથી. એવી એવી અનેક રીતે એના પ્રભાવકિરણે મને સજ્જડ જકડી બાંધી લીધી છે.

**શાં.**—તમને તો હોય તેમાં શું નવાઇ ? આ જુઓ ! મહારાજ યોગેંદ્ર તો એનું દૂરથીજ અવલોકન કરતાં લીન થઈ ગયા છે. ભક્તિરામનાં રૂંએ રૂંએના હર્ષનો ખ્યાલ આવી શકતો નથી. અભયસિંહજી તો દિગ્મૂઢ આનંદમય બની રહ્યા છે કે આતે વળી શું ? મહારાજ યોગેંદ્ર અને દેવી રસિકનું ફળ એ બંન્નોનાં ઐકયરૂપ દ્વિગુણી ભાવથી પણ

ગુલાબ, ચંપા ચંપેલી અને મોગરાની સુગંધથી મંદ મંદ વાતી લહર જાણે ઇંદ્રિસદનને લજાવી રહી છે! એ રંગમાં તલ્લીન દેદીપ્યમાન સ્વરૂપ તો ધ્યાન ધૂનિમાં અહો! રસ નિમગ્ન તદાકાર વૃત્તિનો અંતરઅનુભવઆનંદરંગ લેતું જણાય છે! (સમીપ જઇ પહોંચતાં)

હે રસેશ! પ્રિય ભક્તિ સન્મુખ હાજર છે. એને તમારા અંતર આનંદમાં સમાવી લો. (એટલે)

**યો.**—(જાગૃત થતાં) અહો ભક્તિરામ! તું કયાંથી? તું કયારે આવ્યો એ મને ખબર પણ નહિ પડી.

**ભ.**—રસનિમગ્નને એવી ખબરની જરૂર પણ શી?

**યો.**—ના ના, એમ ન હોય. ઢળતી ભૂમિ તરફ નદી વહી તેને પણ રસમય કરી મૂકે છે. તેમ જ્યાં ભાવ છે ત્યાંતો અવિચ્છિન્ન રસ ઢળ્યાજ કરે છે.

**ભ.**—ત્યારે તો સમુહૂર્તઆનંદમય સમયમાં મોક્ષેંદ્ર દર્શન વિશેષ આનંદમય થઇ પડશે.

**યો.**—એ અવર્ણ્ય આનંદ સ્વરૂપ કોને અપ્રિય હોય?

**ભ.**—સંયોગાનુભવઉત્સુકતામાંજ મારો તો ઉમળકો સમાતો નથી. રૂએ રૂએ રસ દોડવા માંડયો છે. (સ્વગત) ચાલ ત્યારે નિપૂણિકાને બોલાવું. (પ્રકાશ) (મોટેથી) અલિ નિપૂણિકે!

**નિ.**—શી આજ્ઞા?

**ભ.**—દેવીને કહે કે મોક્ષેંદ્ર સહિત આનંદાનુભવ ભાગી થાઓ.

**નિ.**—આ ચાલી. (જાય છે)

**યો.**—શાંતિરામ અને અભયસિંહને શું નહિ ચેતાવશો?

(એટલે શાંતિરામ અને અભયસિંહને આવતા જોઇ)

**ભ.**—એ કયાં દૂર છે. આ તે આવી રહ્યા. એઓ તો કલ્પના માત્રમાંજ આવી સન્મુખ થઇ રહે છે.

(એટલે શાંતિરામ અને અભયસિંહ સન્મુખ આવી)

**શાં. અને અ.**—મહારાજ! શી આજ્ઞા?

**યો.**—આજ્ઞા હવે બીજી શી? સંકલ્પસિદ્ધિમાં હવે શું બાકી છે?

**અ.**—મહારાજ,

ગૃહ ગૃહ ગીત ગાયે કાર્ય નારી કરંતાં.
હર્ખી હર્ખી પતિ બાજો રંગરંગી ભરતાં




સ્વરૂપનુંજ ભાન કરાવનાર **પ્રેમ** ન હોવાથી.

**અ.**—ત્યારે તો મહારાજ ! જ્યાં સુધી શુષ્કતા ત્યાં સુધી અધર્મને પણ અવકાશ ખરો ?

**યો.**—હા. શાંતિ દૃઢ થતી નથી. (શાંતિરામ તરફ જોઇ) કેમ શાંતિસ્વરૂપ ?

**શાં.**—હા એમજ છે. અપરિપક્વ છિદ્રોદ્વારા અધમ કે પતન કરનારાં તત્વો પવનની માફક જળને ચલાયમાન કરી સ્થિરતાનો ભંગ કરે છે. માટેજ પવનરૂપી અધમપાસને પણ લેશમાત્ર અવકાશ હોવો જોઇએ નહિ. ત્યારેજ તન્મય શાંત સ્વરૂપની સિદ્ધિ પ્રાપ્ત થાય.

**ભ.**—એ પ્રાપ્તિસાધન શું ?

**યો.—ચિંતન.**

**ભ.**—ત્યારે આપરથી સર્વ સાધક **ચિંતન**જ સિદ્ધ થાય છે. તો એનું સ્વરૂપનિરૂપણ નહિ કરો ?

**યો.**—એ પૃથક્કરણ પાચન અને સંરક્ષણદ્વારા પોષણનાં જૂદાં જૂદાં કાર્ય કરે છે.

**ભ.**—ત્યારે ભક્તિ ક્યાં સંરક્ષણથી પોષણ કરતી નથી ?

**યો.**—સંરક્ષણ માર્ગનું જોઇએ. માર્ગ વિનાનું કેંદ્રબિંદુ આકાશના ઉડુગણ સમાન છે. માર્ગરૂપી ટેકા વિના ચલાયમાન હોઇ ફળ રહિત હોય છે.

**ભ.**—મહારાજ ! ત્યારે ઉક્ત માર્ગની કસોટી શું ?

**યો.**—જે માર્ગે સમગ્ર **સ્વતંત્રતા, સમાનતા, નિસ્પૃહતા** અને **પ્રેમ**નાં દ્વારો પ્રવેશ કરાય તેજ ઉક્ત કે સત્ય માર્ગ. બીજા વિમાર્ગ કે ભૂલવણી જાણવી.

**ભ.**—અહહ !!! અત્યારસુધી ભક્તિરૂપી નાવ પકડી એનેજ સર્વસ્વ માની કેવાં ગોથાં ખાતો હતો ! અનેક સંશયનું છેદન થઇ પ્રવૃત્તિ નિર્મૂળ લય થઇ હવે તો તન્મયતા આનંદ સિદ્ધ થતો જણાય છે.

અહો પ્રેમસ્વરૂપ !

ના હું તું તું જૂદા એવી રૂપ ભાસે
સંકલ્પ જઇને આનંદ ઉલ્લાસે
ભૂલે તું તું હું તો શું જ્યોતિ પ્રકાશે !
આનંદ સચ્ચિતે તુ આનંદ ભાસે. ૨૮૨

(ગાવે)

**રસિક.**—પ્રેમસ્વરૂપ ! હું પણ ભક્તિરામ માફક હદ બાંધી ભૂલમાં

વિશેષ દીપી નીકળતાં, હું પણ તમો સર્વમાં તરવરી રહેલ ઉભરાનું જાતી અનુભવથી પાન કરતાં, આનંદમય શાંતિમાં તટસ્થ શાક્ષીરૂપ અવલોકી રહ્યો છું.

**યો.**—(જાગૃત થતાં) શાંતિસ્વરૂપ! તમોએ ખરૂં સ્વરૂપ આલેખ્યું. હું તો દૂરથીજ અવલોકન કરતાં લુબ્ધ થઇ રસમય જેવો થઇ ગયો! તમારી સ્વસ્થતાને ધન્ય છે!

**ભ.**—એ શું મહારાજ?

**યો.**—શાંતિસ્વરૂપની શ્રેષ્ઠતા.

**ભ.**—કેવી રીતે?

**યો.**—આપણુ સર્વેનુ લુબ્ધપણુ એ પ્રવૃત્તિનો અંશ બતાવે છે. ત્યારે એ તો એ રહિત છે.

**ભ.**—મહારાજ! માનસિકમાત્રથી પણ પ્રવૃત્તિ તો અજીતજ જણાય છે.

**યો.**—કર્તવ્ય પરાયણસ્થિતિમાંજ એ સંભવ યોગ્ય છે. પણ એમ દૃઢ થઇ થઇ કિરણ પ્રકાશી તે પલટાતાં, એનો પણ નિર્મૂળ અભાવ થઇ જાય છે. એ અનુભવ એજ સન્યાસ યોગ.

**ભ.**—"સન્યાસયોગ" એટલે શું?

**યો.**—વૃત્તિમાત્રનો લય કરી સારી રીતે ન્યસ્ત કરવી તેજ એ.

**ભ.**—એમ લય કરતાં પ્રવૃત્તિ માત્રનો નિર્મૂળ લયઅનુભવ આનંદ તો મને થયો નથી. માટે તે તો અસંભવિતજ હોય એમ ભ્રમણા થયા કરે છે.

**યો.**—એજ **स्वतंत्रता** અને **निस्पृहता** તત્વની સમગ્ર અંશે પરિપક્વ દૃઢતાની ખામી બતાવે છે. પોતેજ તંત્ર ચલાવનાર, પોતેજ સર્વવ્યાપક, પોતેજ સર્વ શક્તિમાન, વિગેરે સર્વ સંપૂર્ણ અને સમગ્ર અંશવાળું સ્વતંત્ર સ્વરૂપ સ્થિર દૃઢ રહેતું નથી. વળી સાન્નિધ્યસ્વરૂપ-ભાવનારૂપસ્પૃહા પણ આગળ તરતી રહે છે. સતત ચિંતન અભાવે ઉચ્ચતત્વરૂપી સમગ્રસૂર્યકિરણપ્રકાશ, આગળ વૃદ્ધિ પામેલ નહિ હોવાથી, સાન્નિધ્ય સ્વરૂપની સ્વાર્થવૃત્તિમય ભાવના નિર્લેપ જોઇ શકાતી નથી. જેથી સંકલ્પ માત્ર નિર્વિકાર નથી. અને તેથી કાર્યસિદ્ધિફળ ફળીભૂત થતું નથી. માટેજ તરલતોય પ્રવૃત્તિ કે મનોભાવ ભ્રમણા.

**રસિક.**—પણ રસેશ! શુષ્કતાની છાયાનું શું કારણ?

**યો.**—સમગ્ર જડ ચૈતન્યમાં રસમય **समान**ભાવ હોઇ ઐક્ય

તમારાં ખરાં સ્વરૂપનું ભાન થયું.
જાણ્યા તળાવે રસ તું સમગ્રો
જોતાં હવે તો મળ ડોક મૂત્રો
પોષેલ ગર્ભે ફળ તેજ હું હું
પ્રેમાનંદી લ્હેર વિના ન તું હું. ૨૮૩

(ત્યારે)

અ.—શાંતિસ્વરૂપ !

લય થઇ વૃત્તિ હું હું હવે તો
લહબદી રમે તું તું ભળે તો
રસબસ રંગભર રૂપ સહુ ભૂલતાં
આનંદ રંગ તું ધૂન મચંતાં. ૨૮૪

(એટલે) શાંતિઘોષ

ઇચ્છે તું શું ? રૂપ બહુ ગળી ગળી
શાંતિ રહી સર્વશું જો ભળી ભળી;
થા સ્થિર તું તું નિજ બોધરૂપ હું
હું હું તું તું ના ભિન્નરૂપ તું, તું હું. ૨૮૫

પ્રસરેલ શાંતિલયમાંથી ધ્વનિમાત્રથી જવાબ:—

સંકલ્પ સિદ્ધિ રસ ભક્તિશું ભળે
મોક્ષેંદ્ર તો નિર્ભય શાંતિશું મળે
આશા તરંગો લય એમ તો થતાં
જ્યોતિ કિર્ણો આનંદ લ્હેર પૂરતા. ૨૮૬

**इति ॐ शांतिः॥ शांतिः॥ शांतिः॥**

ઇતિ અખંડશાંતિઆનંદયોગ નામ દશમો અંક સંપૂર્ણ.



# પરિશિષ્ટ અ.

## સ્ફુટાર્થસૂચના.

આ સ્ફુટાર્થસૂચના આપતાં લેખકનો ઉદ્દેશ ટીકાકારનું કર્તવ્ય અદા કરવાનો નથી. સૂત્રધારની પ્રસ્તાવનામાં ગૂઢમાં ગૂઢ લાગતી બાબતોનુંજ ટુંકમાં સૂચન કરવું લેખક યોગ્ય ધારે છે. એ સૂચન તેમજ લેખની, પ્રસ્તાવનામાં ચિતરેલ દેહ ગૃહ અને દેશનાં અભેદસ્વરૂપ ઉપરથી આ નાટકના ચિતરેલ પ્રસંગો દેહ ગૃહ અને દેશ એ દરેકને સ્વતંત્ર રીતે કેવી રીતે લાગુ પડે છે તેમજ કુદરત સાથે પણ એનું અભેદસ્વરૂપ કેવું તરી આવે છે એ વાંચકવૃંદેજ જાતે જોઇ લેવાનું છે.

લેખકે પ્રસ્તાવના, ઉપોદ્ઘાત, ભાવસ્વરૂપ, ભાષાસ્વરૂપ, પ્રશસ્તિ વિગેરેપરથી વાંચકવૃંદને બનતી મદદ આપવા પ્રયાસ કર્યો છે. આથી લેખકના વિચારની દિશાનું ભાન થતાં વિશેષ મુસીબત નડશે નહિ. આખા નાટકને બાહ્યસ્થૂળ સાથે સંબંધ થોડોજ છે, માટે બાહ્યસ્થૂળ ન જોતાં અંતરસૂક્ષ્મકાર્ય અનુભવદ્વારાજ સમજવા પ્રયાસ હોવો જોઇએ.



પૃષ્ટ. શ્લોક. પંક્તિ.

૪૮ ૧ ૫ તત્વ=સપ્તમી.

,, ,, ,, વસતા=રહેલા=રહી પોષાયલા.

૪૮ ૧ ૫થી૮ આ શ્લોકમાં આશા સંકલ્પબળમાં પ્રગાઢ થતાં, **સૃષ્ટિક્રમ તેમજ વ્યવહારમાં સંકલ્પ બળમાં રહેલ કાર્ય સાધવાની શકિત અને ઉચ્ચ કર્મની ગતિનું ચિત્ર છે.**

૪૮ ૨ ૧૭ કર્મ=અંતર કેળવણીસૂક્ષ્મકાર્ય કે માનસિક ક્રિયા.

,, ,, ,, અનાવિલ=અન્+આવિલ=શુદ્ધ; નિર્મળ; ગંદકીરહિત.

,, ,, ,, પય પ્રસરી=પયસમ શાંતિ આપનાર રસમાં પરિપકવ થઇ એટલે કે દરેક અધમ હીન કે પતન કરનાર સૂક્ષ્મને બાળી ભસ્મ કરી સમગ્ર ઉચ્ચ સૂક્ષ્મનેજ કેળવતાં એનોજ આનંદ **સ્થૂળ અને સૂક્ષ્મ બન્નેની રગેરગ** ફરી વળતાં.

૪૮ ૨ ૧૭ ફુટે=નીકળે=પ્રવાહરૂપે રેલાયાવિના બહાર દૃષ્ટિગોચર થાય કે દીપી અથવા તરી રહે. જેમ માટીના કુંભની અંદરનું પાણી માટીના બાહ્યસ્થૂળમાં પ્રવેશ કરતાં કે પ્રસરી રહેતાં રેલાયા વિના બાહ્ય સ્થૂળ સાથે લદબદ દૃષ્ટિગોચર થઇ દીપી રહે તેમ.

૪૮ ૨ ૧૭ વર્તનમાંહિ=સ્થાનવાચક ક્રિયા દૃષ્ટિગોચર કરાવ-






વાની હોવાથી સપ્તમી. ક્રિયાની સમજ ન હોવાથી કેટલાક વિદ્વાન પંચમી જોઇએ એવા આક્ષેપ અનુમાનપર જાય તો ભૂલ છે. લેખકનો ઉદ્દેશ પ્રવાહ બતાવવાનો નથી પણ તરી-નીકળતા લદબદ રસનું ભાન કરાવવાનો છે.

૪૮ ૨ ૧૭ વર્તન=કાયિક અને વાચિક. માનસિક, કાયિક અને વાચિકમાં અભેદરૂપે તન્મય લદબદ થઇ રહે. ટુંકમાં આચાર વિચારના ઐકયથી પ્રાપ્ત થતું તેજોમય શાંત સ્વરૂપ.

૪૮ ૨ ૧૮ પ્રતિબિંબ=પ્રતિબિંબમાં મૂળ સ્વરૂપની ભાવના હોય છે. અને એ ભાવના, નાટકના લક્ષણ વિષેના, નટીના પ્રશ્નથી સ્પષ્ટ થાયય છે.

૪૮ ૨ ૧૮ પ્રતિબિંબ તેજ=મૂળ સ્વરૂપમાં જો તેજ હોય તો પ્રતિબિંબમાં તે કુદરતી રીતે આવેજ. પ્રતિબિંબ સ્થાન રંગભૂમિપર દૃષ્ટિગોચર થતાં પાત્રો છે. જેથી એ તેજ પાત્રોમાં આવિર્ભાવ થતાં, તેજની દ્રષ્ટાના અંગમાં થતી અસરનાં ચિત્રથી નાટય વસ્તુના મૂળ પાત્રોની મહતાનું ભાન કરાવ્યું છે.

તેમજ સૃષ્ટિ કે વ્યવહારરૂપી નાટકમાં વ્યક્તિ માત્ર એક સમગ્ર પરમાત્માના અંશકિરણના પ્રતિબિંબરૂપે છે. અને એ સમગ્ર પરમાત્માસહ ઐકય સાધન અંતઃકરણશુદ્ધિદ્વારા આચાર વિચારની ઐકયતાજ છે. સમગ્ર પરમાત્મા વ્યકિત માત્રનો દ્રષ્ટા છે. પરમાણુ અંશ દ્વારા અન્યોઅન્યને સંબંધ છે. જેથી પ્રતિબિંબરૂપ—વ્યકિતમાત્રનાં શુદ્ધિ અને હૃદય વિકાસ રસ–સમગ્ર પ્રેમ પ્રાપ્ત કરવા તરફ વૃદ્ધિ પામતાં જાય તેમ તેમ પ્રતિબિંબનું તેજ વૃદ્ધિ પામી દ્રષ્ટા કે પરમાત્મા સમ સ્વરૂપ સ્થિતિ પ્રાપ્ત કરતું જાય. અને એમ જ્યારે સમગ્ર અંશે પ્રતિબિંબ તેજ પરિપકવ થઇ રહે ત્યારે પ્રતિબિંબ તેજ દ્રષ્ટા અંગમાં ઠરેલું કહેવાય. એટલે પ્રતિબિંબ જેવું કંઇ ન રહેતાં સમગ્ર દ્રષ્ટા કે પરમાત્માજ રહે. જેથી એ સ્થિતિ જે પ્રાપ્ત કરે અથા પ્રાપ્ત કરવા યોગ્ય છે એવું ભાન કરાવે તેનાંમાંજ શુદ્ધિ અને રસ રગી રહેલાં કહેવાય.

૪૯ ૩ ૧૭ બિંબેબિંબ.—અહિંયાં પૂર્ણીમાના ચંદ્ર સમયે, **કુમુદપત્રપર પડેલાં સરોવર જળ ટીપાં**ની, શ્રમસ્વેદમાં કલ્પના છે. વળી એ શ્રમસ્વેદના બિંબમાં ચંદ્રબિંબના સમાગમની ઉત્પ્રેક્ષા કરી છે. એ બંન્નો બિંબના ઐકયની કલ્પના કરી, દેહમાં જ્ઞાનમય સ્થિતિના પરમ આનંદરસનું ભાન, ગૃહમાં દંપતીનાં સાત્વિક ઉચ્ચ પ્રેમરસનું ભાન, અને દેશમાં ઉન્નત્ રાજા પ્રજાના રસબસ રંગનું ભાન નટીને થયેલું દર્શાવી પાત્રની યોગ્યતા તથા નાટય વસ્તુના રસના કેંદ્રબિંદુનું ભાન કરાવ્યું છે.

૪૯ ૫ ૨૯ રસ જે=કર્તવ્ય હેતુ રસ.

” ” ૩૦ રૂપ ભ્રષ્ટ=(વ્યવહારીક દૃષ્ટિએ) પતન.




# PREFACE.

When an author enters upon a new field of a controversial subject—and by far the most difficult—viz. that of Rhetoric, he does not hazard a little; and especially when the treatment,, of the subject or a part of the subject, is of his own original creation, not depending upon or coinciding with any existing system either the Aryan or the Western. What leads the author to depart so much from the established usages be better left to the taste of the author himself; and an insufficient execution of his task is sure to have its own proportionate reward except perhaps some strokes of approbation for daring a new subject, if it be at all called new. In that case what led the author to take up the subject needs some explanation. Those who have read the Lectures on Rhetoric by Prof. Hugh Blair, can never expect to find any thing new in the reasons that prompted the author to undertake the subject. The history of emotional sentiments repeats the same process every now and then. Those who have not read those Lectures, it seems advisable that they should even cast a cursory glance at the perusal of them. The author came across them by a mere accident about the end of July 1902. When even the above well-known Professor of Rhetoric feared the prejudices of the ostentatious and the deceitful—as it appears from his introduction while introducing the subject for the first time in the year 1759, the author of this work is not without his own apprehensions at the period of a generation abounding with overflowing currents of monthlies novels, reviews and such many other publications. When at the present day every body thinks himself to be a sound and

a learned reviewer, when each monthly and each weekly claims to discharge its duty to the public by disclosing a true state of facts as to the merits of a work, such a new innovation would seem to be too absurd and merely a burden to the public and reviewers both. But it seems the author has his own opinion differing from the above. To the greatest abhorrence and regret of the author, many of the reviews have appeared nothing less than a mere chit-chat, a glittering picture, a word of condolence with a little relish of self-praise, an undeserving compliment, an unmerited preference, a bitter sarcasm, envious censures, undue reproaches and such other trifling matters as one would be shocked at and tired of such a persual. Even further, history is not backward to prove by examples that some rising authors have succumbed to death that can be ascribed only to the bitterness of criticism. One of the foremost living authors in Gujarat seems to be inclined to hold the very same opinion. Whether an author himself deserves blame for bringing about his untimely death by such sour disposition or a critic is blamable for such just or vile assailments, seems to some a great puzzling question. But the author of this writing does not see any reason why any author should be borne down by just criticism, or should be exasperated or should groan at the vile attacks of a mean critic when a duty undertaken is to be discharged not for the author's nor for a critic's sake but for the public good. In the first case if he poses as an author he must have all the superior qualities, which the public good demands from an author, such as patience, fortitude, forgiveness, perseverance and a noble sense of duty. If he is deficient he must commence anew with a cheerful heart to improve himself and sufficiently qualify himself for the position he undertakes to discharge, without the least indications of sighs or murmurs. In the second case if he is sufficiently strong why should he care for such straws as mean critics? Even a common breeze carries them off and buries them into a muddy vortex of time. The safest and the most

important rule that can be laid down is that everybody wishing to be an author must suppress every eagerness of his to be an author very soon. He must wait a long time, cultivate his self-trust and then after such various trials, come out with all his strength, patience and fortitude to meet any danger of the severest kind in the hazardous task he is embarking upon. To struggle, strive and to improve himself in order to be successful must be his motto. Under such circumstances and conflicts between an author and a critic, the existence, of a standard test that steers clear of the way in various dilemmas, cannot be denied. But to determine and settle it by certain definite rules is a point upon which many would differ. However the general principles underlying it are no where different, as it will appear from the extract of Shantiparva (शान्तिपर्व), from the translation or summaries in translation of several extracts of the Summary on Rhetoric by Rev. Hiley, author's additions to the above translation and the author's own new plan. As regards his own treatment of the subject the author does not claim to be full, clear and illustrative. What he does is simply the laying down of his principles. The subject first struck the author on the 16th of January, 1902. Hence it was quite impossible for him to do it the full justice.

If this subject has any merits in being a guide to a novice to test his self-trust, to a critic in indicating the lines of just discernment, good sense and refined taste, and to the public, while preserving them from blind and implicit veneration, in teaching them-in the words of Prof. Blair-to admire and to blame with judgment but not to follow the crowd blindly, thus saving them a loss of time and waste of money, and while securing this end, if it stands the trial and commands a demand from the public, the author shall try his best to render it as complete as he possibly can. If this attempt goes to serve any purpose as elevating the human progress by the cultivation of their taste for literature,

the author shall consider himself amply rewarded in the discharge of his duties. Because Rhetoric, though not much cared for by the public, is that science which demands our greatest respect and close study for the elevation of our own inward and outward Self and thereby to secure our own good and that of the human-kind by making the progress of the worldly intercourse easy and effectual. Prof. Hugh Blair also expressing his regret for the mankind which does not rest the merit of such studies on somewhat of solid and intrinsical use, independent of appearance and show, says in his introduction to the first volume as under:—

"The exercise of taste and of sound criticism is in truth one of the most improving employments of the understanding. To apply the principles of good sense to composition and discourse; to examine what is beautiful, and why it is so; to employ ourselves in distinguishing accurately between the specious and the solid, between affected and natural ornament, must certainly improve us not a little in the most valuable part of all philosophy, the philosophy of human nature. For such disquisitions are very intimately connected with the knowledge of ourselves. They necessarily lead us to reflect on the operations of the imagination, and the movements of the heart; and increase our acquaintance with some of the most refined feelings which belong to our frame."

"Logical and Ethical disquisitions move in a higher sphere, and are conversant with objects of a more severe kind; the progress of the understanding in its search after knowledge, and the direction of the will in the proper pursuit of good. They point out to man the improvement of his nature as an intelligent being; and his duties as the subject of moral obligation. Belles Lettres and criticism chiefly consider him as a being endowed with those powers of taste and imagination, which were intended to embellish his mind, and to supply him with rational and useful entertainment. They open a field of investigation peculiar

to themselves. All that relates to beauty, harmony, grandeur, and elegance; all that can sooth the mind, gratify the fancy, or move the affections, belongs to their province. They present human nature under a different aspect from that which it assumes when viewed by other sciences. They bring to light various springs of action, which, without their aid, might have passed unobserved; and which, though of a delicate nature, frequently exert a powerful influence on several departments of human life."

The functions of Logical and Ethical disquisitions and those of Belles Lettres Prof. Hugh Blair seems to understand as quite distinct and irreconcilable bearing no connection, however distant, with each other by cultivation and elevati n of the atomic progress of the inward self, as he divides their functions, and assigns them certain limits. This can be better proved by his treatment of the subject of Taste, Sublimity and Beauty. He has no idea of an Unity obtained by consolidation of the constituent atoms of our Self. He has no idea that this consolidation towards Unity can explain and harmonize the several systems of heart, mind, conscience or brain as regards the cultivation of the understanding. Though he knows full well the value and beauty of consolidation of the constituent atoms of our Self, not rising above the surface of our common intercourse, he could not conceive the highest pitch to which the act of consolidation can be carried; or if he heard the existence of any such he had no faith in it. The power arising from the act of rising higher and higher in the act of consolidation, makes clear the various systems of the surface below, he admits. But beyond this he seems to have no other conception. The reason cannot be better explained than by referring to the moral contained in the true history—of a blind boy, who acquired his sight at the age of fourteen, in 1729–cited by M. De Voltaire in his Philosophical Dictionary while attempting to give a clear idea of the word "Distance." After narrating the progress how the blind boy learnt, after a long trial




to acquire conceptions, by and by, of dimensions, distance magnitude and of such many other objects, he says "Thus it was irrevocably decided that the manner in which we see things follows not immediately from the angles formed in the eye. These mathematical angles were in the eyes of this man the same as in our own, and were of no use to him, without the help of experience and of his other senses." ( Eng. Trans. published by E. Truelove ). The principle contained in the above analogy bears good everywhere, whether in the explanation of the inward or outward Self, or in the explanation of any natural phenomenon. While Prof. Hugh Blair is at his best in discussing the general truths, he stops short in the act of harmonizing them with a higher standard of perfection. Head and heart, delicacy and correctness, sentiments and perception, taking these as his criterion, he can raise himself up only to an internal sense of beauty guided and enlightened by reason; and appeals to the imagination and the heart as a last recourse laying down " what interests the imagination and touches the heart, pleases all ages and all nations."

With the help of thought-power how far the author has succeeded or how far he is nearer the mark, in establishing a criterion of perfection-containing in itself the Logical and Ethical disquisitions-referred to and considered as unavailable by Prof. Hugh Blair, be better left to the learned public. The process followed by each is quite distinct. While the writer of this work attempts to penetrate far deep into the motions of all Pervading Conscience and bases his system thereon, the other does not rise above the surface of the heart but moves round about it, tries to get out of the dilemma, and sets down certain narrow limits as if there is nothing beyond them with which harmonical connection can be established. Hence the one comes down from an established top or the highest ideal of Vedant to the bottom tracing its harmonical bearings in various directions while the other discusses the subject at length as if rising or attempting to rise higher and

higher from the bottom to an indefinite top. With such a composition this work should appear incomplete in tracing its various bearings, the author really admits, as the work has been written at several intervals of leisure within a short space of time, his only motive being to sound the taste of the reading public.

To the students of Panchadashi (पंचदशी) and Gita (गीता) the treatment of the subject of लेख (Lekha) and that of योगेंद्र (Yogendra) is not an insignificant topic of comparison from the Vedantic point of view. How the author of Panchadashi (पंचदशी) though concise in comparison with other writings on such a subject, is diffuse and illustrative, and how the latter is concise and practical will not fail to strike their understanding. How the unity is observed by the latter and how the treatment by the former appears to be several dismemberments collated into one body with but little connection, shall not fail to bring to their notice the marked distinction of the several requirements of different times. The latter proceeds only upon established processes or systems as they appear to him while the former brings in an authority, argues against supposed points of opposition or points of assailments prevalent at that time, goes to illusrtate and then establishes a principle or a system never original but founded only on the base or in the words of his predecessors. Hence it is perhaps too much to say when the author hazards in giving vents to his sentiments that he begins where the Great Rishi Vyas has left in his Gita (गीता) or more clearly when the author says that Yogendra together with his subject of लेख (Lekha) is a supplement to the expositions of our inward Self in Gita. After all fact is a fact and time only assigns every fact its proper value.

Unity arises from clear perception of things and objects. The value of unity in the treatment of Vedant

philosophy seems to have been little understood by our later Aryan writers. The Vedant writers can be divided into four classes:—firstly, the writers in pure aphoristic style, secondly diffuse writers abounding with Periphrasis, Pleonasm, Tautology, and such other faults; thirdly, writers treating the subject on the base of pure reasoning or Logic only, and fourthly the writers whose only object in view is to refute the doctrines of various sects. Except the first two the latter two creat a world of pedants and howlers only, with their peculiar pride, prejudices and arrogance. Vedant is a science of the Heart and Conscience but not a science of words. This principle seems to be overlooked, everywhere and by all generations. The latter sorts of writers have taken so much hold of the Aryan minds that the sinking Aryans can not extricate themselves from their effects even for a single moment during the whole part of their most important routine in this universe. The author does not see any reason why the same process of reasoning and the same process of arguing should be continued and the whole life devoted to it when that is no longer necessary. Different times require different processes to suit and command the period of the writer. Readers make their own Self confused and puzzled in trying to understand the self of others who lived at a very distant age and were surrounded by and bred up in ideas and ideals quite distinct from those of the generation in which they live. But if on the contrary they were to try to understand their own Self perfectly well, the Self of others will be as clear as a form in the looking-glass. Be it known that the writer of this, is not a scholar of Sanscrit or English Literature, he is not a profound reader nor an accomplished controversialist, neither does he possess a rich library, elegant, rich, or learned friends or preceptors. He himself is all his own. He has not cared for books unless they came across his way. Be it also remembered that all the books referred to here and there, are not his own nor are they all studied by him as some seem to be astonished and some

to be confused at the mention of them. But be it certain that he is not quite ignorant of a passage or two or with a page or pages of each of them. They were and are quite sufficient for him to arrive at any definite conclusion as to the author's depth of meaning, author's treatment of the subject, author's elevation of self, author's mode of reasoning, and the author's peculiar habits of thinking and observation. Now whether be this called a sufficient or an insufficient test justifying the author to hazard so important a subject as the लेख, लेखक and लेखकवृत्ति (Lekha, Lekhaka and Lekhaka Vritti), he leaves it to the public.

Surat,
15-8-1902.

L. N. Desai.






# લેખ, લેખક અને લેખકવૃત્તિ.

## પ્રકરણ ૧

## લેખક અને લેખકવૃત્તિ.

Citizens, thinking after the laws of arithmetic, consider the inconvenience of receiving strangers at their fireside, reckon narrowly the loss of time and the unusual delay: the soul of a better quality thrusts back the unseasonable economy into the vaults of life, and says, I will obey the God, and the sacrifice and the fire he will provide Ibn Hankal, the Arbian geograhper, describes a heroic extreme in the hospitality of Sogd, in Bukharia. "When I was in Sogd, I saw a great building, like a palace, the gates of which were open and fixed back to the wall with large nails. I asked the reason, and was told that the house had not been shut, night or day, for a hundred years. Strangers may present themselves at any hour, and in whatever number; the master has amply provided for the reception of the men and their animals, and is never happier than when they tarry for some time. Nothing of the kind have I seen in any other country". The magnanimous know very well that they who give time, or money, or shelter, to the stranger—so it be done for love, and not for ostentation—do, as it were, put God under obligation to them, so perfect are the compensations of the universe. In some way the time they seem to lose is redeemed, and the pains they seem to take remunerate themselves. These men fan the flame of human love, and raise the standard of civil virtue among mankind. But hospitality must be for service, and not for show, or it pulls down the host. The brave soul rates itself too high to value itself by the splendour of its table and draperies. It gives what it hath, and all it hath, but its own majesty can lend a better grace to bannocks and fair water than belong to city feasts.—*Heroism.*

R. W. Em.

સત્સમાગમથી દ્દઢતા પ્રાપ્ત કરી અંતર તેજ વૃદ્ધિનો જીજ્ઞાસુ ગૌડ બ્રાહ્મણ, પદ્મનાભ નામે નાગને ત્યાં સત્સમાગમમાટે જતાં, પદ્મનાભ નાગ અને તેની પત્ની વચ્ચેનો શાંતિપર્વ મોક્ષધર્મ ઉત્તરાર્દ્ધ અધ્યાય ૧૮૨માં આવેલો સંવાદ, વિદ્યાની કિંમત અંકાવવા માટે તરસી રહેલ લેખકની જીજ્ઞાસા સાથે પણ તેવોજ સંબંધ ધરાવતો હોવાથી, અત્રે નીચે આપવામાં આવે છે.

સત્સમાગમ લાભ આપવા વિરૂદ્ધ નાગે કહ્યું કે:—દિવ્ય ગંધને વહન કરનારા નાગ મોટા વીર્યવાળા તથા વેગવાળા છે. હમારા ભકતોએ અમે વંદન કરવા યોગ્ય છીએ તથા તેને અમે વર્દાન આપનારા છીએ. અને વિશેષે કરીને મનુષ્યોને તો અમે દર્શન પણ આપવા યોગ્ય નથી એમ મારો મત છે. નાગપત્ની કહે છે:— હે નાગ ! તેના આર્જવ ઉપરથી હું જાણું છું કે તે દેવ નથી; પણ હે અતિ ક્રોધવાળા ! તે ભક્તિમાન છે એવું તેનાં લક્ષણ ઉપરથી હું જાણું છું. જેમ મેઘ જેને પ્રિય છે એવો જળની ઇચ્છાવાળો ચાતકપક્ષી વૃષ્ટિની આકાંક્ષા રાખે છે તેમ તે પણ કોઇક કાર્યની ઇચ્છાથી તમારા દર્શનની આકાંક્ષા રાખે છે માટે તમારૂં દર્શન તેને ન આપતાં ઉલટું વિઘ્ન કરશો નહિ; કેમકે તમારા સરખો તમારા કુળમાં બીજો પણ કોઇ એવો નથી કે જે આવેલા અતિથિને વિમુખ કાઢે. અર્થાત્ તમારે એને દર્શન આપી સત્કાર કરવો યોગ્ય છે તેથી, સર્પ જાતિને સહજ (જન્મ સાથે ઉપજેલો) એવો ક્રોધ તજીને તમારે એને મળવું જોઇએ; પણ એની આશા ભંગ કરીને આજ એના આત્માને દહન કરવાની ઇચ્છા કરવી તમને ઘટતી નથી. કોઇ પ્રાણી આશા ધારણ કરીને પોતાની પાસે આવે તેનાં આંસુ જે લોહતો નથી તે પુરૂષ ગમે તો રાજા હો કે રાજપુત્ર હો, પણ તે ગર્ભ હત્યાથી યુક્ત થાય છે. મૌન રાખવાથી જ્ઞાનરૂપ ફળની પ્રાપ્તિ થાય છે, દાન કરવાથી મોટો યશ પ્રાપ્ત થાય છે, સત્ય વચન બોલવાથી વક્તૃત્વ પ્રાપ્ત થાય છે તથા તે પરલોકમાં પૂજન પામે છે, પૃથ્વીનું દાન કરવાથી તે તે આશ્રમના પ્રમાણમાં ગતિ પ્રાપ્ત થાય છે, અને ન્યાયવડે ધનની પ્રાપ્તિ કરવાથી તેનું ફળ પ્રાપ્ત થાય છે. માટે જે કર્મ કરવાનો અભિપ્રાય હોય તથા જે આત્માનું (પોતાનું) હિત કરનારૂં હોય, તેવું કર્મ જો પાપયુક્ત ન હોય તો, તે કરવાથી કોઇ નરકમાં પડતો નથી એમ ધર્મને જાણનારા કહે છે. નાગ કહે છે—હે સાધ્વિ ! મને અભિમાનથી માન નથી પણ જાતિદોષથી મને મોટું માન

ઉપજે છે. તેમ ક્રોધ એ સંકલ્પથી ઉપજે છે. પણ તારી વાણીરૂપ અગ્નિથી તે મારો ક્રોધ બળી ગયો છે. હે સાધ્વિ! ક્રોધના કરતાં હું બીજો અંધકાર (જડતા–અજ્ઞાન) જોતો (જાણતો) નથી.

**શાંતિપર્વ મોક્ષધર્મ. (ગુજરાતી ભારતાર્થ પ્રકાશ).**

---

આ વિષયને મુખ્ય લેખ યોગેંદ્ર સાથે સંબંધ શું? વિદ્યા એ દેશોન્નતિનું કારણ છે. તો લેખ, લેખક અને લેખકવૃત્તિ એ પણ દેશોન્નતિનાં અંગીભૂત છે. ત્યારે એવિષે સહજ વિવેચન અને વિચાર અયોગ્ય નહિ ગણાશે. વિશેષે કરીને જ્યારે સામાન્ય વાંચકવર્ગ અજ્ઞાન, બેદરકાર, અમુકજ આચાર વિચારની શૈલીમાં બદ્ધ સંકુચવૃત્તિમાંજ મસ્ત રહે છે; જ્યારે ઇંગ્રેજી સંસ્કારવાળા ભાષાશાસ્ત્રી, વિદ્યાશાસ્ત્રી, રાજવિદ્યા પાઠશાળાના મહોપાધ્યાય, અને એ ભાષાસંસ્કારથી સ્ફુરીત હૃદયવાળો સામાન્ય સમૂહ મોટે ભાગે, પોતાની ભાષાવિષે બેદરકાર, લેખ અને લેખકની કિમત કરવામાં અજ્ઞાન, અધીરો, આળસુ, સંકુચ અને ઉદરવૃત્તિમય ઉદરવૃત્તિ રક્ષકજ દૃષ્ટિગોચર થતાં, સ્વતંત્ર લેખક, અનુકરણકાર અને ભાષાંતરકારના ભેદ અને એ ભેદની અસરમાં ગુંચવાતો, અવજ્ઞા અને આક્ષેપ કરતો, અથવા અગમ્ય બાબતમાં સલાહકારનું ડોળ ઘાલી નિજ સર્વોપરીપણું બતાવવા ખાતરજ વાતના વિતંડા, ચંચળતાના તરંગ, વાક્ચાતુર્યના ગર્વની ધૂન, અને નીજ સ્વરૂપની અજ્ઞાનતાના અંધકારમાં મચી રહે છે; વળી જ્યારે શ્રીમાન્ અને નૃપવર્ગ મોટે ભાગે અંધકારમય, અધમતારૂપી પાસથી વ્યાળ ગ્રસ્ત, અનેક ભય, વિટંબણા, આશા, દીનતા અને તરંગમય સૃષ્ટિના ડોળાટનાં વમળમાં ગોથાં ખાતો કે પ્રાપંચિક કાર્યદક્ષતા અને વિવેક યુક્ત શઠતાથી અવજ્ઞાશીલ કે બેદરકાર દૃષ્ટિગોચર થાય; જ્યારે કેળવાયલો, અગ્ર ગણાતો, કે અગ્ર ગણાવવા માંગતો સમૂહ મોટે ભાગે, આડંબર, અહંભાવ, મદ, મહતાના ગર્વ અને એ ગર્વો અને આડંબરના પોષણમાટે અનેક પ્રકારની ધાંધલ મચાવતો અનેક ભિન્ન ભિન્ન વૃત્તિઓમાં મદોન્મસ્ત હસ્તી માફક ફરતો, સાર અસારના વિચાર વિના સર્વ પગતળે છૂંદતો, વિવેક, વિનય અને સરળતા રહિત; કઠોર, શુષ્ક, ચંચળ, અધીરો અને સંકુચ સ્થૂળદૃષ્ટિવાળોજ દૃષ્ટિગોચર થાય; કેટલાક કર્તવ્યની લાગણી રહિત બોજાનો વિપાદ કરતા અથવા બોજા ખાતરજ બોજો અદા કરતાં સ્વાર્થ અને મનોવૃત્તિની સુસ્તાઈ અને સરળતાજ સાચવતા દૃષ્ટિગોચર થાય; જ્યારે દેશોન્નતિ માટે કેટલાક તન, મન અને ધનથી, કેટલાક મોટા ગણાવવાના લોભથી, કેટલાક

આડંબરથી શોભાયમાન દેખાવવાની હોંસથી, કેટલાક અમુક પ્રકારની પરોપકાર વૃત્તિ કરનાર હમો પણ છીએ એવા સંતોષથી, કેટલાક આળસુ, ઉત્સાહરહિત, સત્વ વગરના પ્રતિષ્ઠારહિત ગૌરવહીન અજ્ઞાત ડૂબેલ રહી જવાના ભયથી અનેક ભિન્ન ભિન્ન દ્વારદ્વારા દેશ, રાજ્ય કે મંડળની વ્યવસ્થામાં ભાગ લઇ સુધારણા કે ઉન્નતિ માટે પ્રયાસ કરતા દૃષ્ટિગોચર થાય; અને જ્યારે એ બધા ઉપર વર્ણવેલા દરેકની દૃષ્ટિ બહાર અમર કીર્તિ, દેશ અને જનહિત કે કુદર નિમિત્ત માટે તરફડીઆં મારતો કે સ્વાર્થનો ભોગ આપતો લેખકવર્ગ દૃષ્ટિગોચર થાય—ત્યારે લેખ, લેખક અને લેખકવૃત્તિ વિષે એ બોલ અયોગ્ય કે સંબંધરહિત નહિ ગણાય.

પ્રથમ લેખકની બાજુ તપાસતાં લેખકવૃત્તિ એ ગાંધીવટું નથી. સુંદનો ગાંઠીઓ લઇ દુકાનદાર થઇ બેસવું એ લેખકનું કર્તવ્ય નથી. હૃદયવિકાસ માટે વિદ્યાવિનોદ કરતાં બીજો કોઇપણ વિનોદ ઉન્નત નથી. પણ જનસમૂહને આપવા યોગ્ય ઉચ્ચસ્થિતિમાં જો એ હૃદયવિકાસ ન હોય તો જનસમૂહને બોજારૂપ થઇ પડવા કે જનસમૂહનો રસ ક્ષુદ્ર કરી પતન કરવા કરતાં એ વિનોદને જનસમૂહના વિનોદમાં પલટાવવાની અધીરાઇ ન બતાવતાં, નિજ હૃદય સમીપજ રાખી નિજ હૃદયવિકાસનીજ વૃદ્ધિ કરતા રહેવું, એજ વિશેષ ઉચિત અને શોભા આપનારૂં છે. એમ છતાં ગમે તેવા દલાલદ્વારા ગમે તેવી ભલામણથી કે ગમે તેવી આજીજીથી રણશીંગાં ફૂંકાવવાં એતો વળી અધમતાની પરિસીમા છે. સ્નેહ, શરમ કે મર્યાદાને લીધે તેમજ ગ્રંથ પરીક્ષાની કસોટીની અજ્ઞાનતાને લીધે યોગ્યને યોગ્ય અવકાશ જનસમૂહના ચાલતા પ્રવાહમાં કે તેજ જમનામાં મળતો નથી; તેમજ અયોગ્યને હદથી બહાર શણગારી અલંકૃત દર્શાવવામાં આવે છે. અને એવી અયોગ્ય કે હદથી બહાર અંકાયલી કિંમતવાળી કૃતિને સર્વ સ્થળે માર્ગ આપવામાં આવે છે એ જમાનાના પરીક્ષકો અને માર્ગ આપી શકે એવી સ્થિતિમાં રહેલ મનુષ્યોને કંઇ થોડું દૂષણ નથી. દેશમાં પ્રસરતા વિચારની સર્વ પ્રકારની જોખમદારી મોટે ભાગે એવા સમૂહને શિરજ છે. વ્યવહારના અથડાટમાં એ જોખમદારી તેઓ કેટલે દરજ્જે અને કેટલી ઉચ્ચતાથી અદા કરે છે એ તુલના તો પાછલો જમાનોજ કરે છે. એવી જોખમદારી અદા કરતાં પણ કેટલાક વિદ્વાન અને અવિદ્વાન દર્પણ વિના સ્વસ્વરૂપ જોઇ શકતા નથી. સ્વસ્વરૂપ જોઇ શકતા ન હોવાથી અન્ય સ્વરૂપના કેંદ્રબિંદુના પ્રકાશની કિંમત આંકવામાં વ્હેમી, સંશયાત્મક, અવિશ્વાસુ, અવજ્ઞાશીલ અને અશ્રદ્ધાળુ હોય છે. અને

એથી પણ આગળ વધતાં અસમાનતાવાળા હોઈ ઉદારતા અને વિશાળતા રહિત વિવેક શૂન્ય થતાં દુરાગ્રહથી આક્ષેપ કરી અન્યાય કરતાં લેશમાત્ર પણ અચકાતા નથી. એમાં પણ કેટલાક વિદ્યોન્નતિના પરોક્ષ સાધનભૂત હોવાની સ્થિતિમાં છતાં સ્વબુદ્ધિના દોષાવરણને લીધે સંકુચ હોઇ જ્ઞાત અથવા અજ્ઞાત રીતે કિંચિત્ સમય પણ વિદ્યાને પાછળ રાખવા કે વિદ્યાની અવજ્ઞા કરવાના દોષ ભાગી થઇ પડે છે. વળી એમાં પણ કેટલાક કયા નિયમ, કઇ સ્વાર્થવૃત્તિ કે સ્વસ્વરૂપે કલ્પેલ કઇ પરમાર્થવૃત્તિને આધીન સ્વસ્વરૂપ ભાવના—લેખકના ઉદ્દેશભાવનાસ્વરૂપ અને ઉચ્ચ ગ્રાહકે કેંદ્રબિંદુની કિમત પીછાન્યા વિના—લેખકની ભાવનામાં આરોપણ કે મિશ્ર કરી, ઉન્નત સ્વરૂપ દર્શાવવાની પંડિતાઇ, ડોળ, આડંબર કે દંભમુક્ત હોઇ શકતા નથી. આથી ઉન્નત લેખક ઉપર અને તેથી દેશના ભાવિ ઉપર કંઇ થોડો આઘાત નથી. જેથી પાછલા જમાનાને એવી સ્વાર્થી કે પરમાર્થી વૃત્તિને ઉત્કૃષ્ટ નિયમ તરીકે સ્થાપિત કરવાની વૃત્તિવાળા કાળસંયોગે પરીક્ષક ગણાતા વર્ગના અસ્તિત્વ અને તેમની હીનતા માટે પશ્ચાતાપ અને શોકજ પ્રદર્શીત કરવાનો રહે છે. જેથી કરી એવા લેખકો પરીક્ષકો અને રાજ્યવ્યવસ્થામાં વિદ્યાના સાધનભૂત વર્ગો, દીપપર ક્રોધ કરી દીપનો પ્રકાશ નાશ કરવા મંથન કરતાં આત્મભોગ આપનાર જમાનાનાં પતંગીઆંજ છે. એમ છતાં એઓ જનસમૂહનો રસ ક્ષુદ્ર કરતા હોવાથી, ઉન્નત લેખકના કર્તવ્યની દિશામાં તિરોભૂત થઇ પડતા દરેક દેશ અને જમાનામાં દૃષ્ટિગોચર થાય છે. જેથી હૃદય વિકાસવાયોગ્ય લેખકના પ્રવાહને ઉદર નિમિત્ત ખાતર મનોવૃત્તિને પ્રતિકૂળ એવી સેવક વૃત્તિ કે એવાં બીજાં વ્યવહારૂ સાધનમાં ખેંચાવવાની ફરજ પડે છે. આવી અનેક મુસીબતોછતાં પણ એવાં કર્તવ્યમાં દૃઢતાથી રસનિમગ્ન વળગી રહેલ લેખકનું કેંદ્રબિંદુ સાર્થક થતું અટકી કેટલોક સમય કે કેટલાક સૈકાસુધી કિચડના હીરા માફક અફળ પડી રહે છે. પણ સમયની અનુકૂળતા મળતાં એજ હીરો પોતાનો પ્રકાશ સર્વત્ર પ્રવર્તાવે છે. એટલાજ માટે **અવલોકનકાર, વિવરણકાર** કે **ટીકાકાર**ના શિરપર કંઇ નાનો સુનો ભાર નથી. એવા લેખકવર્ગના અભાવેજ હીરાનો પ્રકાશ અજ્ઞાત રહે છે. એવા વર્ગના પ્રકાશની ગતિના પ્રમાણમાંજ ઉન્નત લેખક કિંચિત્ કાળ ડબાયલો રહે છે. ત્યારે હીન કે ક્ષુદ્ર લેખક કંઇક આડંબર, કંઇક બાહ્ય શોભા, કંઇક હીન અને અધમ મનોવૃત્તિનો પ્રભાવ, તો કંઇક જમાનાના વોહમાં અંધમૌન્યથી તણાઇ કે અધમ સ્વાર્થથી એ વોહને ઉત્તેજીત કરી તાત્કાળ ફાવી જઇ સરસાઇ ભોગવતો રહ્યો છે અને રહેશે.

એઓની દૃષ્ટિ ટુંકીજ હોય છે; એઓને સ્વાર્થજ પ્રિય હોય છે; એઓ સમય કે જમાનાપર કંઇ વિલોકી શકતા નથી. એઓનું ચિંતનબળ શૂન્ય હોય છે. એઓ ખોટા ચળકાટ સૌંદર્ય અથવા મોહણી સ્વરૂપમાંજ લુબ્ધ હોય છે. અનુકરણ અથવા ચૌર્યવૃત્તિથી ઉન્નત લેખક કે તેના પાત્રની ભાવના ગમે તેવાં હીન સ્વરૂપમાં આપી વિદ્યાદાનની પરોપકારની મહતાના આડંબર અને દંભમુક્ત એઓ ન હોતાં, એઓનાં ગમે તેવાં વર્તન કે સાધનદ્વારા કાર્યોત્પાદક ભાવની શ્રેષ્ટતાના અહંભાવ અને તેને સર્વ સ્થળે માર્ગ એ પણ એક જમાનાની વિચિત્રતાજ છે. ચૌર્યવૃત્તિ કે અનુકરણથી ઉન્નત લેખકોનું સ્થળ જાળવવાનો દાવો કરતાં ઉન્નત લેખકોના ભાવોને તેટલીજ પ્રૌઢતામાં નહિ મૂકી શકાતાં છતાં, તેમને હીન કરી એ ભાવ મૂળ લેખકનાજ શબ્દોમાં પણ નહિ મૂકીને નીજ ભાવ તે લેખકનાજ દૃષ્ટિગોચર કરાવવા, એ એવા અનુયાયી લેખકની શોભા કે મહતામાં વૃદ્ધિ કે હાની કરે એ લેખક તેમજ જમાનાના પરીક્ષક જોઇ શકતા નથી એ પણ જમાનાની ખૂબી વગર બીજું શું હોય? આમ છતાં પણ સામાન્ય જનસમૂહનો રસ એવોજ હોવાથી એઓને તાત્કાળ લોકપ્રિયતા પ્રાપ્ત કરવામાં અડચણ પડતી નથી. ત્યારે કાલિદાસ સરખા ઉત્તમ લેખકને પણ દ્રવ્ય માટે શોકોદ્ગાર કાઢવાની ફરજ પડી છે.

ગમે તેમ હો. ઉન્નત લેખકને તો કંઇ પણ જોયાવિના અસૂયારહિત પોતાના કર્તવ્યમાં વળગી વિટંબણામાંથી પણ ઉમંગ ઉત્સાહ અને આનંદથી માર્ગ કરતા રહેવું એજ કર્તવ્ય છે. જેથી કરી વિશાળ ઉન્નત અને પ્રૌઢ લેખક ભિક્ષુક કે દીન નથી. પણ યોગ્ય અયોગ્ય સત્કારની દરકાર કે જીજ્ઞાસારહિત નિજપર્ણકુટીમાં કર્તવ્ય આનંદરસમાં સદા તલ્લીન હોય છે. એજ કર્તવ્ય સિદ્ધ કરે છે કે લેખકવૃત્તિ અધમ નથી, દીન નથી, ભયાન્વિત નથી, સ્વાર્થ લોભ મહતા કે યશાદિક મોહવૃત્તિને અનુવશ પરાધીન નથી, ખુસામત પ્રિય નથી, આડંબર યુક્ત નથી, અધીરી નથી, પણ આત્મનિષ્ઠાવાળી દિવ્ય, ભવ્ય અને સૂર્યવત્ પ્રકાશવાળી હોય છે. જેથી લેખકે એને એવીજ પ્રૌઢ સદા રાખવી એજ લેખકનું કર્તવ્ય છે. તેમજ જનસમૂહ અને પોષકવર્ગનું પણ એ એક મહત્ કર્તવ્ય છે ૦ એવી લેખકવૃત્તિને પોતાની મનોવૃત્તિની તૃપ્તિ માટે પરાધીન નહિ કરતાં પવન માફક સ્વતંત્ર વિચરતી રાખવી. અને એમ રહે એમાટેજ સહુનો પ્રયાસ—નિજ તેમજ ભવિષ્ય પ્રજાના કલ્યાણ સુખ અને શાંતિ માટે હોવો જોઇએ. પરાધીનવૃત્તિ હીનતાનું દૃષ્ટાંતરૂપ થઇ પડી તેવીજ

અસરનું પરિણામ જનસમૂહમાં પ્રચલિત કરે છે. ત્યારે સ્વતંત્રવૃત્તિ પ્રકાશ આપવાવાળી હોઇ અન્યથી પ્રકાશની ઇચ્છા રાખતી નથી. પણ કર્તવ્યશીલ હોઇ કર્તવ્યના બોધવાળી હોય છે. તેમજ પ્રેમરસનિમગ્ન હોઇ પ્રેમદાનથી પ્રેમ પોષવાવાળી હોય છે. ત્યારે એવા લેખકના લેખની પરીક્ષા કે યોગ્ય અયોગ્યતા વિષેની કસોટીપર એ બોલ વધુ અયોગ્ય નહિ ગણાય.

યોગેંદ્ર જેવા એક સામાન્ય લેખ સાથે રૂઢી બહાર જઇ, ભાવસ્વરૂપ, ભાષાસ્વરૂપ, ઉપોદ્ઘાત, પ્રશસ્તિ, પ્રસ્તાવના, લેખસ્વરૂપ વિગેરે વિવેચનની "શું જરૂર?" એ એક સાધારણ પ્રશ્ન રહે. તો જવાબ એટલોજ કે લેખકે પ્રથમ પ્રસ્તાવનાજ લખી હતી. પોતાના લેખને સામાન્ય ગ્રહણશક્તિ યોગ્યજ માન્યો હતો. પણ અનુભવથી લેખ વિશેષ ગૂઢ છે, ભાષાસ્વરૂપ નવીન કે વિચિત્ર છે, વિચાર અપૂર્ણ કે શેષ દોષવાળા છે, ચારપાંચવાર વાંચ્યાવિના ભાવ આવતો નથી, રસ નથી, વિભક્તિ અને શબ્દયોગ વ્યાકરણ દોષવાળા છે, આવા આવા આક્ષેપ શ્રવણ કરવાનો અનુભવ લેખકને થયો છે. વળી પરીક્ષક તરીકે "અમુક વ્યક્તિની યોગ્યતા માન્ય નથી," "એવા લેખની જરૂર શું," "એવા લેખ લખવા કરતાં ભાષાંતર કરો" કોઇ પણ જાતની પરીક્ષા કરવા માટે ધૈર્ય બતાવ્યા વિના ઉપર જણાવેલાં વાક્યો રાજવિદ્યાની પાઠશાળાના બાળવિચારશીલ મહોપાધ્યાયના મુખથી શ્રવણ કરવાનો પણ અનુભવ લેખકને થયો છે. તેપરથી ફરી વાંચવા, અન્ય ઉન્નત લેખકોના લેખ જોવા અને તેમના વિચાર અને ભાષાસ્વરૂપપર વિચાર કરવાની લેખકને ફરજ પડી. તેથી હૃદયવૃત્તિપર જે અસર થઇ તેનુંજ ચિત્ર લેખક આપે છે. એમ કરતાં લેખ અને બીજાં વિવેચન કે વિચારમાં જે ગુણ-દોષ હોય તે માટે લેખક જાતેજ પોતાનાં **ચિંતનબળને** જવાબદાર છે. અને એ જવાબદારી વ્હોરી લેતાં શેલીના શબ્દમાં લેખક કહે છે કેઃ—

Whatever talents a person may possess to amuse and instruct others, be they ever so inconsiderable, he is yet bound to exert them; if his attempt be ineffectual, let the punishment of an unaccomplished purpose have been sufficient.

આમ હોવાનું એક મુખ્ય કારણ એ છે કે લેખસ્વરૂપ નવીન છે: વિચારસ્વરૂપ નવીન છે; ઉદ્દેશમાર્ગ નવીન, ભાષાસ્વરૂપ નવીન, વસ્તુ-

એઓની દૃષ્ટિ ટુંકીજ હોય છે; એઓને સ્વાર્થજ પ્રિય હોય છે; એઓ સમય કે જમાનાપર કંઇ વિલોકી શકતા નથી. એઓનું ચિંતનબળ શૂન્ય હોય છે. એઓ ખોટા ચળકાટ સૌંદર્ય અથવા મોહણી સ્વરૂપમાંજ લુબ્ધ હોય છે. અનુકરણ અથવા ચૌર્યવૃત્તિથી ઉન્નત લેખક કે તેના પાત્રની ભાવના ગમે તેવાં હીન સ્વરૂપમાં આપી વિદ્યાદાનની પરોપકારની મહતાના આડંબર અને દંભમુક્ત એઓ ન હોતાં, એઓનાં ગમે તેવાં વર્તન કે સાધનદ્વારા કાર્યોત્પાદક ભાવની શ્રેષ્ટતાના અહંભાવ અને તેને સર્વ સ્થળે માર્ગ એ પણ એક જમાનાની વિચિત્રતાજ છે. ચૌર્યવૃત્તિ કે અનુકરણથી ઉન્નત લેખકોનું સ્થળ જાળવવાનો દાવો કરતાં ઉન્નત લેખકોના ભાવોને તેટલીજ પ્રૌઢતામાં નહિ મૂકી શકાતાં છતાં, તેમને હીન કરી એ ભાવ મૂળ લેખકનાજ શબ્દોમાં પણ નહિ મૂકીને નીજ ભાવ તે લેખકનાજ દૃષ્ટિગોચર કરાવવા, એ એવા અનુયાયી લેખકની શોભા કે મહતામાં વૃદ્ધિ કે હાની કરે એ લેખક તેમજ જમાનાના પરીક્ષક જોઇ શકતા નથી એ પણ જમાનાની ખૂબી વગર બીજું શું હોય? આમ છતાં પણ સામાન્ય જનસમૂહનો રસ એવોજ હોવાથી એઓને તાત્કાળ લોકપ્રિયતા પ્રાપ્ત કરવામાં અડચણ પડતી નથી. ત્યારે કાલિદાસ સરખા ઉત્તમ લેખકને પણ દ્રવ્ય માટે શોકોદ્ગાર કાઢવાની ફરજ પડી છે.

ગમે તેમ હો. ઉન્નત લેખકને તો કંઇ પણ જોયાવિના અસૂચારહિત પોતાના કર્તવ્યમાં વળગી વિટંબણામાંથી પણ ઉમંગ ઉત્સાહ અને આનંદથી માર્ગ કરતા રહેવું એજ કર્તવ્ય છે. જેથી કરી વિશાળ ઉન્નત અને પ્રૌઢ લેખક ભિક્ષુક કે દીન નથી. પણ યોગ્ય અયોગ્ય સત્કારની દરકાર કે જીજ્ઞાસારહિત નિજપર્ણકુટીમાં કર્તવ્ય આનંદરસમાં સદા તલ્લીન હોય છે. એજ કર્તવ્ય સિદ્ધ કરે છે કે લેખકવૃત્તિ અધમ નથી, દીન નથી, ભયાન્વિત નથી, સ્વાર્થ લોભ મહતા કે યશાદિક મોહવૃત્તિને અનુવશ પરાધીન નથી, ખુસામત પ્રિય નથી, આડંબર યુક્ત નથી, અધીરી નથી, પણ આત્મનિષ્ઠાવાળી દિવ્ય, ભવ્ય અને સૂર્યવત્ પ્રકાશવાળી હોય છે. જેથી લેખકે એને એવીજ પ્રૌઢ સદા રાખવી એજ લેખકનું કર્તવ્ય છે. તેમજ જનસમૂહ અને પોષકવર્ગનું પણ એ એક મહત્ કર્તવ્ય છે o એવી લેખકવૃત્તિને પોતાની મનોવૃત્તિની તૃપ્તિ માટે પરાધીન નહિ કરતાં પવન માફક સ્વતંત્ર વિચરતી રાખવી. અને એમ રહે એમાટેજ સહુનો પ્રયાસ–નિજ તેમજ ભવિષ્ય પ્રજાના કલ્યાણ સુખ અને શાંતિ માટે હોવો જોઇએ. પરાધીનવૃત્તિ હીનતાનું દૃષ્ટાંતરૂપ થઇ પડી તેવીજ

અસરનું પરિણામ જનસમૂહમાં પ્રચલિત કરે છે. ત્યારે સ્વતંત્રવૃત્તિ પ્રકાશ આપવાવાળી હોઇ અન્યથી પ્રકાશની ઇચ્છા રાખતી નથી. પણ કર્તવ્યશીલ હોઇ કર્તવ્યના બોધવાળી હોય છે. તેમજ પ્રેમરસનિમગ્ન હોઇ પ્રેમદાનથી પ્રેમ પોષવાવાળી હોય છે. ત્યારે એવા લેખકના લેખની પરીક્ષા કે યોગ્ય અયોગ્યતા વિષેની કસોટીપર એ બોલ વધુ અયોગ્ય નહિ ગણાય.

• યોગેંદ્ર જેવા એક સામાન્ય લેખ સાથે રૂઢી બહાર જઇ, ભાવસ્વરૂપ, ભાષાસ્વરૂપ, ઉપોદ્ઘાત, પ્રશસ્તિ, પ્રસ્તાવના, લેખસ્વરૂપ વિગેરે વિવેચનની "શું જરૂર ?" એ એક સાધારણ પ્રશ્ન રહે. તો જવાબ એટલોજ કે લેખકે પ્રથમ પ્રસ્તાવનાજ લખી હતી. પોતાના લેખને સામાન્ય ગ્રહણશક્તિ યોગ્યજ માન્યો હતો. પણ અનુભવથી લેખ વિશેષ ગૂઢ છે, ભાષાસ્વરૂપ નવીન કે વિચિત્ર છે, વિચાર અપૂર્ણ કે શેષ દોષવાળા છે, ચારપાંચવાર વાંચ્યાવિના ભાવ આવતો નથી, રસ નથી, વિભક્તિ અને શબ્દયોગ વ્યાકરણ દોષવાળા છે, આવા આવા આક્ષેપ શ્રવણ કરવાનો અનુભવ લેખકને થયો છે. વળી પરીક્ષક તરીકે "અમુક વ્યક્તિની યોગ્યતા માન્ય નથી," "એવા લેખની જરૂર શું," "એવા લેખ લખવા કરતાં ભાષાંતર કરો" કોઇ પણ જાતની પરીક્ષા કરવા માટે ધૈર્ય બતાવ્યા વિના ઉપર જણાવેલાં વાકયો રાજવિદ્યાની પાઠશાળાના બાળવિચારશીલ મહોપાધ્યાયના મુખથી શ્રવણ કરવાનો પણ અનુભવ લેખકને થયો છે. તેપરથી ફરી વાંચવા, અન્ય ઉન્નત લેખકોના લેખ જોવા અને તેમના વિચાર અને ભાષાસ્વરૂપપર વિચાર કરવાની લેખકને ફરજ પડી. તેથી હૃદયવૃત્તિપર જે અસર થઇ તેનુંજ ચિત્ર લેખક આપે છે. એમ કરતાં લેખ અને બીજાં વિવેચન કે વિચારમાં જે ગુણ-દોષ હોય તે માટે લેખક જાતેજ પોતાનાં **ચિંતનબળ**ને જવાબદાર છે. અને એ જવાબદારી વ્હોરી લેતાં શેલીના શબ્દમાં લેખક કહે છે કેઃ—

Whatever talents a person may possess to amuse and instruct others, be they ever so inconsiderable, he is yet bound to exert them; if his attempt be ineffectual, let the punishment of an unaccomplished purpose have been sufficient.

આમ હોવાનું એક મુખ્ય કારણ એ છે કે લેખસ્વરૂપ નવીન છે; વિચારસ્વરૂપ નવીન છે; ઉદ્દેશમાર્ગ નવીન, ભાષાસ્વરૂપ નવીન, વસ્તુ-

સંકલના સરળ પણ ગૂઢ અને નવીન; તો એવાં નવીન સ્વરૂપનો હાલના સમયમાં અસંભવજ છે એવા વિચારની શ્રેણીમાં બદ્ધ સમૂહ અહંભાવના મદોન્વિત ગર્વથી નિજ અજ્ઞાનતા ઢાંકવા, વિવેકશૂન્ય, અધીરો અને આક્ષેપશીલ હોય તેમાં નવાઇ નથી. એમ છતાં એવાં નવીન સ્વરૂપનું દર્શન કરાવતાં, આત્મનિષ્ઠા શામાટે સકારણ છે એ દર્શાવવા સ્પષ્ટિકરણ કે ખુલાસાની આવશ્યકતાની ના પાડી શકાશે નહિ.

પણ એવાં સ્પષ્ટિકરણનાં કારણો સશાસ્ત્ર હોવાં જોઇએ—તો શુદ્ધ ચિંતનબળ સર્વત્ર કાળે એકજ હોય છે જેથી વિચાર કરવા કે દર્શાવવાની શૈલીમાં ફેર હોય પણ વિચારથી ગ્રાહ્ય વસ્તુ કે કેંદ્રબિંદુમાં ફેર હોવો જોઇએ નહિ. શુદ્ધ દર્પણમાં એકજ પ્રતિબિંબ પડે છે. પણ જમાના જમાનામાં તે પ્રતિબિંબ ચિતરવાની ભાષા જૂદી કે ભિન્ન ભિન્ન હોય છે. સર્વ ઉન્નત લેખકો શુદ્ધ હૃદયપર અસરતું ચિત્ર આપે છે તો મારા હૃદયપર અસરતું ચિત્ર તેમને પગે ન ચાલતાં મારી ભાષામાં જમાનાને અનુસરવા આપું તો હું ખોટું કરતો કહેવાઉં નહિ. એથી શબ્દના ભાવમાં અનવસ્થા દોષનો આક્ષેપ રહે છે. પણ આપણી ગૂર્જરી ભાષામાં ભાવવાચક શબ્દનો કોષ સ્થાપિત મુક્કર થયો નથી. અને સ્થાપિત હોય તોપણ અંતરવૃત્તિનાં ભિન્ન ભિન્ન ચિત્ર તેને અનુસરતા શબ્દોથી જણાવી, તે તે ભાવવાચકતામાં સ્થાપિત કરૂં તોપણ ખોટું, અયોગ્ય કે નિયમ વિરૂદ્ધ ગણાશે નહિ. કેમકે એતો અંતરવૃત્તિનું ચિત્ર છે. જો એવી અંતરવૃત્તિનાં ચિત્ર લેખકો પોતાને અનુકૂળ ભાવવાચક શબ્દોમાં ચિતરતા ન હોય અથવા ન હોત તો ભાષાનોજ ઉદ્ભવ કયાંથી થાત ? તેમ થતાં પણ ભાષાની ઉન્નતિ કયાંથી થાત ? અને ભાષા ઉન્નતિ નહિ તો દેશ ઉન્નતિ કયાંથી ? લેખકને કોઇપણ લેખની અવજ્ઞા રહિત જણાવવું પડે છે કે એકાદ અપવાદ શિવાય સૂક્ષ્મસૃષ્ટિ કે અંતરવૃત્તિનાં ચિત્ર ચિતરવામાં અને ચિંતનક્રિયામાર્ગ દર્શાવી સ્વસ્વરૂપ ભાન કરાવવામાં ગૂર્જરીભાષા શૂન્ય છે. જે કોઇ ચિતરે છે તે સ્થૂળ ઉત્તમરીતે ચિતરે છે અને સૂક્ષ્મના પ્રૌઢતા, ભવ્યતા અને દિવ્યતા અનુકરણદ્વારા ચિતરે છે. પણ શાંતિ અને પ્રેમપ્રકાશ ચિત્રી શકયા નથી કે ચિત્રી શકતા નથી. જેટલે દરજ્જે ચિંતન અને અવલોકન સ્વાનુભવ પોતાનાજ ભાવવાચક શબ્દોમાં ચિતરાય તેટલેજ દરજ્જે ભાષામાં વિરત્વ, શૌર્ય, પ્રૌઢતા, ભવ્યતા, દિવ્યતા, શાંતિ અને પ્રેમપ્રકાશ દીપી નીકળે. અનુકરણ કરવા જતાં પોતાનું સર્વ ગૌરવ નષ્ટ થઇ જાય છે. સામાન્યતા. હીનતા, કિલ-

ષ્ટતા, નિરર્થકતા, અગમ્યતા, અપૂર્ણતાદિક દોષો સર્વત્ર કે મોટે ભાગે દૃષ્ટિગોચર થાય છે. આમછતાં પંડિતાઇ, વિદ્વત્તા કે સુઘડતામાં બદ્ધ સંકુચવૃત્તિને કદાચ મનાતા વ્યવહારનિયમનો સર્વત્ર ભંગ માન્ય ન હોય. પણ તેઓએ ભૂલવું જોઇતું નથી કે બદ્ધતામાં ભાષા, દેશ કે સ્વઉન્નતિ નથી. સુઘડતામાંજ બદ્ધપણું એપણ એક દેશની પડતીનું કારણ છે. એ બદ્ધતાને તોડતાં ભલે ક્રિયામાર્ગનાં સ્વરૂપ જમાના જમાનીને અનુસરી પલટાય. પણ સાધ્ય કે પ્રાપ્ત કરવાનું કેંદ્રબિંદુ તો ઉચ્ચ એક સરખુંજ હોવું જોઇએ. જે દેશમાં એ કેંદ્રબિંદુ હાથ નહિ આવ્યું હોય તે ભલે એ શોધવા પ્રયાસ જારૂ રાખે. પણ આ લેખમાં એ કેંદ્રબિંદુ સ્થાયી સ્થાપિતજ બતાવ્યું છે. એ બતાવવાનો પ્રયાસ કેટલે દરજ્જે સફળ થયો છે તે જોવાનું કર્તવ્ય વાંચક વર્ગનું છે. એ કાર્ય સુલભ થાય તેમાટેજ લેખની ભિન્ન ભિન્ન વૃત્તિનું ભાન કરાવવાનું યોગ્ય ધાર્યું છે. જોકે વિદ્વાનનેતો એની જરૂર ન હોય તોપણ સામાન્ય વર્ગને તો એ કિમતી થઇ પડશે એજ હેતુથી લેખસ્વરૂપ ચિત્ર માથે લીધું છે.

લેખકે સ્વહૃદય ચિતરવું એ દોષ હોય નહિ. ફકરા કે ઉતારા આપી કંટાળો આપવો અથવા ભાષાંતર કે અનુકરણની આછી છાયાની અસરથી અમુક વૃત્તિનું ભાન કરાવવું અને પ્રૌઢતાની હાની કરવી એ ચિંતનશક્તિબળનું કાર્ય નથી. ચિંતનમાં અપરિપક્વ કે અવજ્ઞાના દોષવાળી કે સંશયાત્મક વૃત્તિની પર્યાપ્તિમાટે ચિંતનબળ એવી કડાકુટ, કાળક્ષેપ કે ચુંથણામાં પડતું નથી. એતો પોતાનોજ સૂક્ષ્મ સૃષ્ટિનો અનુભવ ચિતરે છે. એમાંજ એનાં શૌર્ય તેજ પ્રૌઢતા અને પ્રકાશ રહેલાં છે. ભલે પછી અલ્પ, સંકુચ કે વિશાળ બુદ્ધિને એ ગ્રાહ્ય હો વા ન હો. પણ તેમની કર્તવ્યની વિશાળતાએ એટલું તો તેમને બોધવુંજ જોઇએ કે સાર ગ્રહણ કરવો, દોષ ત્યાગ કરવા, અને ઉન્નત સ્વરૂપ કે અધિક પ્રકાશને યોગ્ય સત્કાર કરવો. એમ ન કરતાં પ્રેમતત્વની હાની કરી અજ્ઞાનવૃત્તિની ખીલવણીથી શિલાવત્ શુષ્કતા, જડતા અને નિરર્થકતામાં સપડાઇ–બાહ્ય કે સામાજીક કર્તવ્યને બાજુએ રાખતાં–તેઓ પોતાના આત્માનોજ નીચગામી પ્રવાહ નહિ કરતા હોય તે સંભાળવું જોઇએ.

સત્ય સ્વરૂપ જોવું એજ મુશ્કેલ છે અને એ જોયા પછી પણ તેમાં પ્રગાઢ દૃઢ થવું એતો વળી મુસીબતની પરાકાષ્ટાજ છે. એ માટેજ સત્સમાગમની મહતાની અમૂલ્ય કિમત અંકાઇ છે. કેમકે વ્યક્તિમાત્ર પોતે કેટલે દરજ્જે ઉચ્ચ કે સત્યમાર્ગપર છે એ કસી જોવા થોડી અ-

ધીરી અને આતુર હોતી નથી. તેમાટે અચળ શ્રદ્ધા, સત્સમાગમ, સ્વાશ્રય અને આત્મનિષ્ઠાજ સાધન છે.

એમ છતાં હાલના જમાનામાં પદ્મનાભ નાગને તેની પત્નીનો બોધતો કયાંએ દટાઇ જઇ વ્યવહારમાં વિદ્યાનો સત્સમાગમ તદ્દન અ-શકય થઇ પડયો છે. જેથી કરી ઉન્નત લેખકને તો અચળ શ્રદ્ધા, સ્વા-શ્રય, અને આત્મનિષ્ઠા એજ ફકત સાધનભૂત થઇ પડે છે. વ્યવસાય રૂપી સ્વાર્થ બુદ્ધિજ સમગ્રપ્રેમપોષણમાટે હાની કરતાં છતાં સત્સમાગમ-ના માર્ગમાં આડે આવે છે. વ્યવસાયમાં પણ પ્રેમને ગમે ત્યાં ગમે તેવી અડચણમાં અવકાશ આપવો એજ કર્તવ્યની વિશાળતા છે. પણ જમા-નાનું સંકુચસ્વરૂપ એવું છે કે મંડળ બહાર પ્રેમ નથી. અને તેથી મંડળ બહાર વ્યવસાય ભોગ આવશ્યક નથી. ત્યાંતો તિરસ્કાર, અવજ્ઞા, ક્રોધ, બેદરકારી, અંતર અકળાટ, ભ્રૂભંગ, ધબરામણ અને શિથિલ વિ-થિલતાજ દૃષ્ટિગોચર થાય છે. જ્ઞાનેંદ્રલાલે (યોગેંદ્ર અંક ત્રીજાને છેવટે) ચિત્રેલ ઉત્તમ પાત્ર પ્રકાશતો એક જમાનાની વિરલતાજ છે. જ્યાં એમજ છે તો દેશોન્નતિ, ભાષાઉન્નતિ અને આત્મોન્નતિની શું આશા? એઓ તો કહેશે કે "ફુરસદ નથી, હમારી શક્તિ નથી; ફાંફાં શું કરવા મારો હાલમાં બજારભાવ કયાં છે? ખુસામત કરો, ઓળખ લઇ જાઓ આવા સરખાને પણ ખુસામત કરવી પડી છે, એજ જમાનાનો ધોરી માર્ગ છે, તમારૂં નીભશે નહિ, તમો ટકશો નહિ, તમને પીખી નાંખશે, ચુંથણાં પડશે, તમારૂં સાહિત્ય શું? તમારો અભ્યાસ શું? તમને આશ્રય શું? વિગેરે વિવિધ નિરાશા, નાઉમેદ, ઉત્સાહભંગ અને વિ-ષાદ આપનાર શ્રવણસુખઆસ્વાદ એજ જમાનાના સત્સમાગમ ફળથી આત્મનિષ્ઠા પોષણ છે. જેથી એજ ચિંતારૂપી અગાધ વમળમાં ફેંકી દેશે. વળી કોઇ હાસ્ય, તો કોઇ કટાક્ષ અને કોઇ વળી શોકયુકત દયાથી સમજાવશે કે માર્ગ વિપરીત છે, પોષણ નથી અને પોષણ નથી તો વ્યવહારકર્તવ્યમાં પાછળ પડી હીણા ગણાઇ અપમાન, તિરસ્કાર અને લક્ષ્મી વિટંબણાંની અનેક ઉપાધિ વ્હોરશો. લેખકો ભીખારી છે. લેખકને વૈભવ નથી તો લેખકને વળગેલાંને શું સુખ અને વૈભવ? આવા માત પિતા પત્ની, અન્ય વડિલ અને સ્નેહિઓના ઉદ્ગારથી તેમજ આસપાસની વૈભવ અસૂયાથી, આસપાસના હાસ્ય યુક્ત કટાક્ષથી, પોતાની અલગ અને એકાંત અવસ્થાથી, અંતર આનંદમાટે નહિ તો પણ વ્યવહાર સાધનમાં લક્ષ્મીની સવડતાની જરૂરીયાતથી, તેમાટે જોઇતી દીન કે યાચક વૃત્તિના ભયથી, અને એવી એવી અનેક વિટંબણાંથી

લેખક મુંઝાય છે; સ્તબ્ધ બને છે; "શું આત્મનિષ્ઠા ખરી કે વ્યવહાર ખરો ?" એના વમળમાં ગુંચવાય છે; "શું અંતર આનંદ સત્ય કે વ્યવહાર અગવડ અને વિટંબણાં સત્ય ?" એ પ્રશ્ન નિરાકરણમાં શંકાશીલ બને છે; "એક બાજુએ વ્યવહાર સત્ય કે આત્મોન્નતિ સત્ય ?" એ પ્રશ્ન નિરાકરણમાં અધીરો બને છે, "એક બાજુએ વિશાળ કર્તવ્ય સત્ય કે સંકુચસ્વાર્થવૃત્તિ સત્ય ?" એના નિશ્ચયમાં મૂઢ બને છે; "વિશાળ કર્તવ્ય સત્ય તો એ પ્રકાશવા ઉન્નત માર્ગ કયો છે ?" એ નિશ્ચયમાં અંધ બને છે; "સત્ય માર્ગ એકજ છે તો અંધકાર ઘેરામાંથી એને કેમ પ્રસાર કરાવવો ?" એ એક મહત્ અનિવાર્ય દીસતું શલ્ય છે, આવી આવી અનેક શંકાઓ, ઉદરની વેદનાઓ, વિપત્તિનાં સ્વરૂપો, ભવિષ્યના ભયો હૃદયવૃત્તિને ડોળાયમાન કરી મૂકે છે. એમ છતાં પણ આત્મનિષ્ઠા સર્વોપરી બને છે, આત્મોન્નતિ અને અંતર આનંદને સત્ય સ્થાપે છે, કર્તવ્યની વિશાળતા સ્વિકારે છે, અને એવાં કર્તવ્યને અનુસરતાં ઉન્નત માર્ગનો નિશ્ચય કરે છે અને તેમ થતાં ગૃહ કુટુંબ, વ્યવહાર, વૈભવ, માન, અપમાન, એકાંતવાસ કે જનસમૂહવાસ એવી એવી અનેક આસક્તિ યુક્ત વૃત્તિઓથી બેદરકાર રહી, ભયને પગતળે દાબતો, તેમને વર્ષાૠતુમાં ઉત્પન્ન થતાં કોટી સૂક્ષ્મ જંતુઓમાફક ક્ષણેકમાં નાશવંત અને તુચ્છ ગણી શાંતિસ્વરૂપઆનંદમાં નિર્ભય બની ધીમે ધીમે પ્રકાશતાં કિરણમાફક પોતાનો માર્ગ આગળ કરે છે. એ પ્રકાશકિરણની કિમત થાય કે નહિ તેથી બેદરકાર રહેતાં અંધકાર આવરણ કે ઘેરો નષ્ટ કરે છે; અને કર્તવ્યઆનંદના સંતોષમાં સમગ્રઆનંદસ્વરૂપની અભિવૃદ્ધિ કરતો રહે છે.



## પ્રકરણ ૨.

### લેખ કે લેખકહૃદયપરીક્ષા.

આત્મનિષ્ઠાપ્રકાશસ્વરૂપ શાથી સુસ્થાપિત થાય છે એ જનસમૂહને એક અગત્યનો પ્રશ્ન રહે છે. ભાષામાં કર્તવ્યશીલ ઉચ્ચ વર્તનના દૃષ્ટાંત, તેમાં શ્રદ્ધા, સત્સમાગમ, અવલોકન અને ચિંતનનો સ્વાનુભવ એજ સ્પષ્ટિકરણ છે. પણ એ સર્વનું મૂળ ઉન્નત લેખસ્વરૂપ, વાંચન

અને સત્સંગજ છે. તેટલાજ માટે દરેક લેખમાં **ધર્મ, અર્થ** અને **કામ** એ ત્રણમાંથી ગમે તે હેતુ પ્રૌઢ, ઉત્કૃષ્ટ અને ભવ્યરીતે તરી આવતો હોવો જોઇએ.

સુલભા જનકને કહે છે–હે રાજન્ ! વાણીને દૂષણ આપનારા નવ દોષ છે તથા બુદ્ધિને દૂષણ આપનારા નવ દોષ છે, એ અઢાર દોષથી રહિત, અને એ દોષથી વિપરીત જે અઢાર ગુણ તે યુક્ત, તથા સૌક્ષ્મ્ય, સાંખ્ય, ક્રમ, નિર્ણય, અને પ્રયોજન, એ પાંચ અર્થવાળું જે વચન હોય તેને વાક્ય કહે છે—(ઉપર કહેલા અઢાર ગુણ તથા અઢાર દોષ આગળ કહેવાશે. સંશયવાળા અર્થને કહેવામાં જે વચન બોલવામાં આવે છે તેને સૌક્ષ્મ્ય કહે છે. પૂર્વપક્ષ અને સિદ્ધાંતમાં ગુણ દોષની ગણના કરવી તેને સાંખ્ય કહે છે. એ રીતે ગણેલા ગુણ દોષમાં દોષ બળવાન્ છે કે ગુણ બળવાન છે એ વિચાર કરવાનાં વચનને ક્રમ કહે છે. સિદ્ધાંત કરનારા વચનને નિર્ણય કહે છે. પ્રયોજનરૂપી અર્થને બતાવનારૂં વચન તે પ્રયોજન કહેવાય છે). એ સૌક્ષ્મ્ય આદિક પ્રત્યેક વ્યવહારમાં કેવી રીતે આવે છે તેનાં લક્ષણ તું સાંભળ. તે લક્ષણ પણ ચાર પ્રકારે કહેવાય છે; શબ્દે કરીને, વાક્યે કરીને, શબ્દાર્થે કરીને અને વાક્યાર્થે કરીને. જે વાક્યમાં વાક્યના પ્રમેયપણે રહેલા વિષયમાં અનેક અર્થ થતા હોય ત્યારે બુદ્ધિ તેમાં ભેદ પામીને નિર્ણય કરી શકતી નથી, ત્યારે જે સંશયાત્મિકા બુદ્ધિ થાય છે—અનેક કોટિને સ્પર્શ કરનારૂં જે જ્ઞાન બુદ્ધિને થાય છે તેને સૌક્ષ્મ્ય એટલે વાક્યનું દુર્જ્ઞેયત્વ કહે છે. પૂર્વપક્ષ કે સિદ્ધાંતમાં કોઇક અર્થ ઉપર અભિપ્રાય આપતાં દોષ અને ગુણનો પ્રમાણમાં વિભાગ કરવો તેને સંખ્યા કહે છે. અને સંખ્યા સૂચક અર્થને સાંખ્ય કહે છે. આ વચન પ્રથમ બોલવાયોગ્ય છે અને આ વચન પછી બોલવાયોગ્ય છે એમ બોલવાના વચનનો જે ક્રમયોગ તેને વાક્ય જાણનારા પુરૂષો ક્રમ કહે છે—અર્થાત્ ગુણ દોષમાંથી આ ગુણ પ્રથમ કહીને પછી આ દોષ લગાવવા જેવું છે કે આ દોષ પ્રથમ કહીને આ ગુણ બતાવવા જેવો છે એવા ગુણદોષના બલાબલ વિચારને ક્રમ કહે છે. ધર્મ, અર્થ, કામ, અને મોક્ષ, એ વિષયોમાંથી એકાદ કે સમગ્ર વિષયોનું નિરૂપણ કરતાં વાક્યને અંતે 'જે કહેવાનું હતું તે આ' એમ બતાવવામાં આવે છે તેને નિર્ણય કહે છે. હે રાજન્! જે વિષયમાં ઇચ્છા વિષયનું દુઃખ થાય છે એટલે 'આ તો જરૂર કરવુંજ જોઇએ,' એ જે ઉત્સુકતા થાય છે,' 'અને આ તો અવશ્ય તજવુંજ જોઇએ'

એમ દ્વેષથી ઉત્પન્ન થયેલું દુઃખ જે વિષયમાં થાય છે તેમાં જે પ્રવૃત્તિ રૂપ કે નિવૃત્તિરૂપ મનની વૃત્તિ તેને પ્રયોજન કહે છે. હે જનાધિપ ! સૌક્ષ્મ્ય આદિક અર્થનાં લક્ષણ મેં તને કહ્યાં તે સર્વે એક વાક્યરૂપ અર્થમાંજ પરિણામ પામે છે. અર્થાત્ એ પાંચ અંગવાળું વાક્ય કહેવાય છે. હવે વાક્ય વિષે હું કહું તે સાંભળઃ—જે વચન બોલવાથી બોલવાનો અર્થ સ્પષ્ટ સમજવામાં આવતો હોય તેને ઉપેતાર્થ વાક્ય કહે છે. જે વચન બોલવાથી અનેક અર્થ નીકળતા ન હોય તેને અભિન્નાર્થ વાક્ય કહે છે. પ્રશંસા કરવા યોગ્ય વિશેષણોએ યુક્ત જે વચન હોય તેને ન્યાયવૃત્ત વાક્ય કહે છે. શ્લેષ, સામ્ય, કાંતિ, ઓજ, ઔર્જસ, ઔદાર્ય રીતિ અને ગતિ એ આઠ ગુણવાળા વાક્યને શ્લક્ષ્ણ (કોમળ) કહે છે. એ આઠ ગુણ વિનાના વાક્યને અશ્લક્ષ્ણ કહે છે. સંદેહ વિનાના વાક્યને અસંદિગ્ધ કહે છે. એમ ઉપેતાર્થતા, અભિન્નાર્થતા, ન્યાયવૃત્તતા, અનધિકતા (સંક્ષિપ્તતા), શ્લક્ષ્ણતા, અને અસંદિગ્ધતા, એવા છ વાક્યના ગુણ છે. અને એથી ઉલટા છ વાક્યના દોષ છે. હવે પદના નવ દોષ છે તે પણ ઉલટા થાય એટલે વાક્યના નવ ગુણો થાય છે. ઘણા ગુરૂ અક્ષરવાળા વાક્યને ગુર્વક્ષર વાક્ય કહે છે. ગુર્વક્ષર વાક્ય કઠોર હોય છે માટે અગુર્વક્ષર વાક્ય બોલવું. પરાઙ્મુખ મનુષ્યોને સુખકર જે ગ્રામ્ય વાક્ય તે પણ ન બોલવું. અનૃત એટલે નિર્મૂળ વાક્ય ન બોલવું. ત્રિવર્ગ (ધર્મ, અર્થ અને કામ)થી વિરૂદ્ધ વચન પણ ન બોલવું. જે વ્યાકરણાદિ દોષવાળું હોય તેને અસંસ્કૃત કહે છે. એવું અસંસ્કૃત વાક્ય પણ ન બોલવું. જે વચન અસંગત હોય એટલે કહેવાના અર્થને લાગું ન પડતુ હોય તેને ન્યૂન વાક્ય કહે છે. ન્યૂન વાક્ય ન બોલવું. જે વચન છંદ કે વ્યારણના દોષવાળું હોય—ક્લિષ્ટ હોય તેને કષ્ટ શબ્દ—વાક્ય કહે છે. કષ્ટ શબ્દ વાક્ય પણ ન બોલવુ. જે વાક્યમાં શબ્દો ક્રમપ્રમાણે ન હોય તેને વિક્રમાભિહિત વાક્ય કહે છે. એ પણ વાક્યનો દોષ જાણવો. બીજા શબ્દનો જેમાં અધ્યાહાર હોય તેને શેષ વાક્ય કહે છે. એ શેષ વાક્ય પણ ન બોલવું. લક્ષણાથી યુક્ત ન હોય તેવું, પ્રયોજન વિનાનું, અને યુક્તિ વિનાનું (હેતુરૂપ યુક્તિ વિનાનું) વાક્ય ન બોલવું. એ રીતે નવ વાક્યના દોષ છે. હવે બુદ્ધિના નવ દોષ સાંભળ. કામ, ક્રોધ, ભય, લોભ, દૈન્ય, ગર્વ, લજ્જા, દયા, અને માન, એ નવ બુદ્ધિના દોષ સહિત હું કોઇ વખત બોલતી નથી. જ્યારે વાક્યનો વક્તા, શ્રોતા અને વાક્ય એ ત્રણે દોષરહિત અને અવ્યગ્ર હોઇને બોલવાના અર્થને અનુકૂળ થાય છે ત્યારે અર્થ પ્રકાશ થાય છે. બોલવામાં જ્યારે વક્તા પુરૂષ

શ્રોતાનુ અપમાન કરીને પોતેજ અર્થ ગ્રહણ કર્યો હોય તે કહે છે ત્યારે તે વાક્ય ઉત્કૃષ્ટ અર્થવાળું થઇને શ્રોતાના હૃદયમાં ચોંટતું નથી. જો કોઇ પુરૂષ સ્વાર્થનો ત્યાગ કરીને બીજાનો અર્થ જેમાં હોય એવું વચન બોલે છે ત્યારે તે વચનમાં શ્રોતાને શંકા ઉપજે છે. અને તે વાક્ય પણ દોષવાળું થાય છે. જે વકતા પોતાનો અને પારકો બન્નેનો અર્થ વિરોધ ન આવે એવી રીતે કહી બતાવે છે તેનેજ વકતા જાણવો.

(શાંતિપર્વ, મોક્ષધર્મ ઉત્તરાર્દ્ધ ભારતાર્થ પ્રકાશ. પૃષ્ઠ ૧૯૮-૨૦૧)

સૃષ્ટિવ્યવસ્થા, **ધર્મ, અર્થ** અને **કામ** એ ત્રણ મહત્ ઉદ્દેશનેજ અનુસરી ચાલે છે. તેમાં આર્યને **ધર્મ** પ્રાધાન્ય છે. પાશ્ચાત્ય અને અન્ય દેશને તો **અર્થ** અને **કામ** એજ પ્રાધાન્ય પદપર રહે છે ત્યારે ધર્મ ગૌણ કે નિર્જીવ સ્વરૂપમાં રહે છે. આથી દેશ દેશના લેખકોનાં દૃષ્ટિબિંદુ પણ ભિન્ન ભિન્ન હોય છે. **ધર્મ** બિંદુ પ્રાધાન્ય રહેતાં **અર્થ** અને **કામ**બિંદુમાંથી **ધર્મ**બિંદુપર જવાય છે. પણ **અર્થ** કે **કામ** બિંદુનેજ પ્રાધાન્ય રાખી ધર્મબિંદુપર જવાનો પ્રયાસ એ સિકતામાંથી તેલ કાઢવા બરાબર છે. ત્યારે "**ધર્મ**" શું ? સમગ્ર સર્વવ્યાપક અચળ અને અખંડ શાંતિબિંદુને ઓળખી પ્રાપ્ત કરવું એજ **ધર્મ.** એ ઉદ્દેશ સાધ્ય કરવા કે એ ઉદ્દેશ સાધ્ય થાય તેમાટેજ સૃષ્ટિવ્યવહારક્રમ વ્યવસ્થા છે. જેથી લેખકના ભેદ પણ એ વ્યવહારક્રમસ્પષ્ટિકરણના ભેદપરત્વેજ છે.

હવે અખંડ શાંતિબિંદુ સર્વવ્યાપક હોવાથી વ્યક્તિમાત્રમાં પણ એ પરમાણુરૂપે અજ્ઞાનાદિક આવરણથી ઢંકાઇને રહેલ છે. એ પરમાણુ સ્વરૂપબિંદુ સ્ફુર્ણામય કે દૃષ્ટિગોચર થતા વ્યવહારમાં સ્થૂળનાં સંબંધમાં કે સ્થૂળ રહિત પણ રહે છે. મનુષ્યસ્વરૂપસ્થૂળસંબંધમાંજ એ પરમાણુ અંશને સમગ્રઅખંડશાંતિપ્રકાશસ્વરૂપ તરફ વૃદ્ધિ પામવા અવકાશ રહે છે. ત્યારે એ રીતે વૃદ્ધિ પામવાને "સાધન શું" અને તેની "ક્રિયા શું" એ વિષયપર આવવાની ફરજ પડે છે. એવાં સાધન અને ક્રિયાનું સ્પષ્ટિકરણ કરી ગતિ દરગતિનાં ભિન્ન ભિન્ન સ્વરૂપનું ભાન કરાવવા એ સમગ્ર અજ્ઞાન પરમાણુ અંશને **સૂક્ષ્મ**ના નામથી ઓળખવામાં આવે છે. અને એ પરમાણુ અંશમાં પ્રકાશવાની જે ગર્ભિત શક્તિ રહેલી તેને **ચૈતન્ય** કહેવામાં આવે છે. આ પ્રમાણે સ્ફુર્ણામય મનુષ્ય વ્યવહારમાં પ્રથમ **સ્થૂળ, સૂક્ષ્મ** અને **ચૈતન્ય** એ ત્રણ મુખ્ય ભેદ છે. સ્થૂળ જડ છે એટલે સાધનભૂત હોવા શિવાય દરેક પ્રકારે નિરર્થક છે.

આવી રીતે સ્ફુર્ણામય વ્યવસ્થા સ્પષ્ટ કરતાં સૂક્ષ્મના પણ ત્રણ ભેદ પડે છે. (૧) મન (૨) હૃદયયુક્ત અંતઃકરણ અને (૩) બુદ્ધિ.

**અંતઃકરણ** એ સર્વવ્યાપક સમગ્રપ્રકાશસ્વરૂપ આદર્શ છે. પ્રકાશ એ ચૈતન્યનો પ્રભાવ છે. જેથી સૂક્ષ્મ કે પરમાણુ અંશમાં રહેલું **અંતઃકરણ** સમગ્ર સર્વવ્યાપક ચૈતન્યમય થઇ શકે છે. અથવા તો અજ્ઞાન આવરણરૂપ અંધકારમાં દટાયલું રહે છે. અંધકારમય અને પ્રકાશ-મય એ ઉભય સ્વરૂપના ભેદ જોવા અને વૃદ્ધિ કરવી એ **બુદ્ધિ**નું કાર્ય છે. પણ ભેદ જોવાની સ્થિતિ જાળવવી એ મનનું કાર્ય છે. એમ કરતાં **અંતઃકરણ**પર પથરાયલાં અંધકાર, અને આવરણ કે એ અંધકાર આવરણ આછાં થતાં થતાં પ્રાપ્ત થયેલાં પ્રકાશ કિરણ છાયાની અસરથી ઉછાળો મારતી ગતિ કે ક્રિયા એ **મન**ની ભેદ જાળવતી વખતે પ્રાપ્ત થતી સ્થિતિનું ચિત્ર છે. અંધકાર આવરણને અનુસરી **મન**ની ગતિ કે ક્રિયા જ્યારે જારૂ રહે ત્યારે મન મલિન **બુદ્ધિ**નું પ્રેરક થાય છે. અને જ્યારે પ્રકાશકિરણ ગતિ કે ક્રિયાને અનુસરી **મન**ની ગતિ જારૂ રહે ત્યારે **મન** શુભ પ્રજ્ઞાનું પ્રેરક થાય છે. આ પ્રમાણે **મલિનમન** અને **મલિન-બુદ્ધિ** પ્રાધાન્ય થતાં પ્રકાશને અવકાશ રહેતો નથી. જેથી પરમાણુ અંશ કે સૂક્ષ્મની ચૈતન્ય પ્રભા વૃદ્ધિ પામવાને બદલે ખંડિત થતી જાય છે. ત્યારે શુભ પ્રજ્ઞા પ્રાપ્ત થતાં ઉચ્ચ થયેલું **મન** પ્રકાશ કિરણોની **વૃદ્ધિ** કરવામાં આગળ વધતું જાય છે. એમ **વૃદ્ધિ** પામતાં પામતાં સમગ્રસર્વવ્યાપક ચૈતન્યપ્રભાવ પ્રાપ્ત કરી શકાય છે.

અંતઃકરણનાં પ્રકાશમય કિરણની છાયા વિના મનની ગતિ સ્થિર કે દૃઢ રહેતી નથી. પણ અતીવ ચંચળ અને તરંગશીલ હોય છે. અંતઃકરણ આદર્શરૂપ હોવાથી સૂક્ષ્મની ક્રિયાનાં સર્વ પ્રકારનાં પ્રતિબિંબ એ ગ્રહણ કરે છે. એમ ગ્રહણ થઇ એવાં પ્રતિબિંબ પ્રગાઢતાને પામતાં પહેલાં હૃદયરૂપી પડદ્વારા અંતઃકરણમાં પ્રવેશ કરે છે. જેથી સર્વ પ્રકારની સૂક્ષ્મની ક્રિયા પ્રથમ હૃદય સાથે અથડાય છે. એ હૃદય પણ અંતઃક-રણપર જે પ્રકારના પ્રતિબિંબ પ્રગાઢ પામ્યાં હોય તેનેજ અનુસરીને સ્થિર થઇ રહે છે. જેથી કરી એ હૃદયપર ચિત્ર વિચિત્ર રંગમય વૃત્તિઓની છાયા પ્રસરી રહેલી હોય છે. એમ હોતાં **મન** એમાંની કોઇક છાયાને અનુવર્તે છે તો **બુદ્ધિ** બીજી કોઇનેજ અનુવર્તે છે. આથી કોઇ કોઇ વાર **બુદ્ધિ** કેટલીક બાબતમાં **મનને** અનુસરીને વર્તે છે તો કેટલીક બાબતમાં મનથી તદન સ્વતંત્ર રીતેજ પ્રવર્તી **મનને** વશ કરી

પોતાની પાછળ ખેંચી પોતાનો માર્ગ ગમે તે અજાણી દિશામાં આગળ કરવા મંથન કરે છે. જ્યારે મન અંતઃકરણના પ્રકાશ સ્વરૂપને અનુવર્તે છે ત્યારે **મન** શ્રદ્ધાન્વિત કહેવાય છે. કેમકે એવું **મન** જાણે છે કે એ પ્રકાશ સ્વરૂપજ સત્ય છે. અને એને સમગ્રસર્વવ્યાપક સ્થિતિમાં પ્રાપ્ત કરવું એજ **ધર્મ** છે; અને એના ધર્મ જાળવવાજ વ્યવહારમાં **અર્થ** અને **કામના**—જેથી એ પ્રકાશસ્વરૂપ પ્રાપ્ત થાય તેવાજ—વ્યવસ્થાના• નિયમ છે. પણ જ્યાં એવા પ્રકાશસ્વરૂપમાં મનની અચળ કે સુદૃઢ શ્રદ્ધા હોતી નથી ત્યાં **બુદ્ધિજ** વ્યવહારમાં **અર્થ** અને **કામના** નિયમો બાંધવા અને તેની વ્યવસ્થા કરવા આગળ પડે છે. પણ એમ કરતાં **મન**રૂપી સુકાન અને **અંતઃકરણ**રૂપી સુકાનીની દૃષ્ટિ ન હોવાથી, જ્યાં ત્યાં ગુંચવાય છે, અથડાય છે, પછડાય છે અને ઠોકર ખાય છે. અને અંતઃકરણનાં ઝાંખાં કિરણની છાયા તળે એવી બુદ્ધિ વ્યવહારમાં જ્યારે વર્તે છે ત્યારે તે વ્યવહારમાં જમાના જમાના પરત્વે જય પામે છે અને સર્વોપરી પણ બને છે. એમ છતાં એવી બુદ્ધિ એ ઝાંખા કિરણની છાયાની અવજ્ઞા કરતી હોય અને પોતાનીજ સ્વતંત્ર સત્તા સ્થાપિત કરતી હોય એમ દૃષ્ટિગોચર થાય છે. એટલે મન અને અંતઃકરણ ઉપર શ્રદ્ધા જેવું કંઇજ હોતું નથી. પણ અમૂક સૂક્ષ્મની ગર્ભિત શક્તિદ્વારાજ ઘર્ષણથી ચૈતન્યપ્રભા પ્રાપ્ત કરવા મંથન કરી ચૈતન્યની છાપ પાડવા જાય છે કે એવી છાપનું ભાન કરાવવા જાય છે. તેથી જ્યાં કે જે જમાનામાં એવી ચૈતન્યપ્રભાની છાપનું ભાન હોતું નથી ત્યાં એ પોતાની અસર પ્રવર્તાવે એમાં નવીનતા કે આશ્ચર્ય નથી. આવી રીતે મનથી સ્વતંત્ર અને મનને અનુવશ **બુદ્ધિ** વર્તતી હોવાથી, હૃદયપર અને હૃદયદ્વારા અંતઃકરણપર, **બુદ્ધિ**ની ક્રિયાનાં ભિન્ન ભિન્ન પ્રતિબિંબ પડે છે. હૃદયપર ચિત્ર વિચિત્ર ક્રિયાની જે અસર થાય છે તે **વૃત્તિઓ** કહેવાય છે. અને એ **વૃત્તિઓ** કે ક્રિયાઓ મનની પ્રેરક હોવાથી **મનોવૃત્તિઓ** કહેવાય છે. જેથી **મન**, **બુદ્ધિ**, **હૃદય** અને **અંતઃકરણ**ની ગતિની સહુ ક્રિયાઓ એ વૃત્તિની ખીલવણી અને કેળવણી ઉપરજ આધાર રાખે છે. ત્યારે **વૃત્તિ**ની ખીલવણી કે કેળવણી, ઉપર કહેલી **મન**ની શ્રદ્ધા, બુદ્ધિની સ્વતંત્રતા સત્સમાગમ આસપાસનાં સંસર્ગ કે લેખમાં દૃષ્ટિગોચર થતા ભાવથી હૃદયપર થતી અસર ઉપરજ, આધાર રાખે છે. અને લેખનો ભાવ, મન અને અંતઃકરણને અનુવશ વર્તતી બુદ્ધિ કે અંતઃકરણનાં ઝાંખાં કિરણ છાયાતળે વર્તતી બુદ્ધિ અથવા સૂક્ષ્મના અમુક તત્વોનેજ અનુસરતી કે સ્વતંત્ર કહેવાતી બુદ્ધિ ઉપરજ,

આધાર રાખે છે. જેથી કરી ગમે તે પ્રકારે દરેક લેખમાં કે વ્યવહારમાં પ્રાધાન્યપદે બુદ્ધિજ છે.

આગળ વધતાં બુદ્ધિના નીચે પ્રમાણે ભેદ પડે છે. (૧) પ્રભાવ (૨) શક્તિ (૩) વિરામ (૪) દોષ (૫) ગતિ અને (૬) ક્રિયાપરિણામસ્થાન.

**બુદ્ધિપ્રભાવસ્વરૂપ**—(૧) તરંગ (૨) કલ્પના (૩) તર્ક (૪) અવલોકન અને (૫) ચિંતન, એક એકથી એક ઉત્તરોત્તર ચઢતા પ્રમાણમાં છે. તેમજ એક પ્રાધાન્ય પદે રહેતાં બીજાં ગૌણસ્વરૂપ કે અંશસ્વરૂપમાં પણ મિશ્ર રહે છે.

પ્રભાવ એ બુદ્ધિ અને હૃદયની સંયુક્ત ક્રિયાનું પરિણામ છે. હૃદય રહિત બુદ્ધિ મૂળ સ્વરૂપ કે શક્તિસ્વરૂપમાં રહે છે. એ શક્તિને પ્રભાવ સ્વરૂપમાં પલટાવવા બુદ્ધિને, હૃદયને જાગૃત કરી પોતાની સાથે સંયુક્ત કરવા પ્રયાસ કરવાની જરૂર પડે છે. એવા પ્રયાસ વિના બુદ્ધિ શક્તિસ્વરૂપમાંજ રહે છે. માટેજ લેખકો પ્રભાવવાળા હોય છે અને લેખકોનો અભ્યાસ કરનાર કે લેખકોનો અનુયાયી વર્ગ માત્ર શક્તિવાળોજ હોય છે. જેથી વ્યવહારક્રમ એ પ્રભાવકિરણના પ્રકાશ કે પ્રકાશની છાયાથીજ ચાલ્યા કરે છે.

**બુદ્ધિશક્તિસ્વરૂપ**—(૧) ગ્રહણ (૨) અનુકરણ (૩) સ્મરણ (૪) વિચાર (૫) કાર્ય અને (૬) ભાર વાહન છે.

**બુદ્ધિવિરામ**—શ્રદ્ધા છે. જેથી શ્રદ્ધારૂએ દિશા અને દિશાની વિશાળતાની ગતિ એ પણ અંગ છે.

**બુદ્ધિદોષ**—અવજ્ઞા, વાદ, વિતંડા, આક્ષેપ, આત્મશ્લાઘા, ગર્વ, મદ અને અહંભાવાદિક છે.

**બુદ્ધિગતિ**—ઠરેલ, ચંચળ, દીન, ક્રોધ, લોભ, ભય, દયા અને ગર્વાન્વિત; તેમજ લજ્જા અને માનશીલ કે શરમાળ વિગેરે છે. પણ જ્યારે બુદ્ધિ શ્રદ્ધાને અનુસરે છે ત્યારે શ્રદ્ધાની દિશા અને શ્રદ્ધાની ગતિનાં પ્રમાણમાં એમાં પણ તફાવત દૃષ્ટિગોચર થતો રહે છે.

શ્રદ્ધાની દિશા **ધર્મ** અને ધર્મને અનુવશ **અર્થ** અને **કામ** છે કે એકલો **અર્થ** છે, કે એકલો **કામ** છે; અને **ધર્મ** સુદલે હોતો નથી.

**બુદ્ધિક્રિયાપરિણામસ્થાન**—સર્વવ્યાપક કુદરત, અંતઃકરણ કે રસસ્વરૂપ, અને તેથી હૃદય અને હૃદયનું વ્યવહાર સ્વરૂપ **વાણી** છે.

પોતાની પાછળ ખેંચી પોતાનો માર્ગ ગમે તે અજાણી દિશામાં આગળ કરવા મંથન કરે છે. જ્યારે મન અંતઃકરણના પ્રકાશ સ્વરૂપને અનુવર્તે છે ત્યારે **મન** શ્રદ્ધાન્વિત કહેવાય છે. કેમકે એવું **મન** જાણે છે કે એ પ્રકાશ સ્વરૂપજ સત્ય છે. અને એને સમગ્રસર્વવ્યાપક સ્થિતિમાં પ્રાપ્ત કરવું એજ **ધર્મ** છે; અને એના ધર્મ જાળવવાજ વ્યવહારમાં **અર્થ** અને **કામના**—જેથી એ પ્રકાશસ્વરૂપ પ્રાપ્ત થાય તેવાજ—વ્યવસ્થાના નિયમ છે. પણ જ્યાં એવા પ્રકાશસ્વરૂપમાં મનની અચળ કે મુદ્દલ શ્રદ્ધા હોતી નથી ત્યાં **બુદ્ધિજ** વ્યવહારમાં **અર્થ** અને **કામ**ના નિયમો બાંધવા અને તેની વ્યવસ્થા કરવા આગળ પડે છે. પણ એમ કરતાં **મન**રૂપી સુકાન અને **અંતઃકરણ**રૂપી સુકાનીની દૃષ્ટિ ન હોવાથી, જ્યાં ત્યાં ગુંચવાય છે, અથડાય છે, પછડાય છે અને ઠોકર ખાય છે. અને અંતઃકરણનાં ઝાંખાં કિરણની છાયા તળે એવી બુદ્ધિ વ્યવહારમાં જ્યારે વર્તે છે ત્યારે તે વ્યવહારમાં જમાના જમાના પરત્વે જય પામે છે અને સર્વોપરી પણ બને છે. એમ છતાં એવી બુદ્ધિ એ ઝાંખા કિરણની છાયાની અવજ્ઞા કરતી હોય અને પોતાનીજ સ્વતંત્ર સત્તા સ્થાપિત કરતી હોય એમ દૃષ્ટિગોચર થાય છે. એટલે મન અને અંતઃકરણ ઉપર શ્રદ્ધા જેવું કંઇજ હોતું નથી. પણ અમૂક સૂક્ષ્મની ગર્ભિત શક્તિદ્વારાજ ઘર્ષણથી ચૈતન્યપ્રભા પ્રાપ્ત કરવા મંથન કરી ચૈતન્યની છાપ પાડવા જાય છે કે એવી છાપનું ભાન કરાવવા જાય છે. તેથી જ્યાં કે જે જમાનામાં એવી ચૈતન્યપ્રભાની છાપનું ભાન હોતું નથી ત્યાં એ પોતાની અસર પ્રવર્તાવે એમાં નવીનતા કે આશ્ચર્ય નથી. આવી રીતે મનથી સ્વતંત્ર અને મનને અનુવશ **બુદ્ધિ** વર્તતી હોવાથી, હૃદયપર અને હૃદયદ્વારા અંતઃકરણપર, **બુદ્ધિ**ની ક્રિયાનાં ભિન્ન ભિન્ન પ્રતિબિંબ પડે છે. હૃદયપર ચિત્ર વિચિત્ર ક્રિયાની જે અસર થાય છે તે **વૃત્તિઓ** કહેવાય છે. અને એ **વૃત્તિઓ** કે ક્રિયાઓ મનની પ્રેરક હોવાથી **મનોવૃત્તિઓ** કહેવાય છે. જેથી **મન**, **બુદ્ધિ**, **હૃદય** અને **અંતઃ-કરણ**ની ગતિની સહુ ક્રિયાઓ એ વૃત્તિની ખીલવણી અને કેળવણી ઉપરજ આધાર રાખે છે. ત્યારે વૃત્તિની ખીલવણી કે કેળવણી, ઉપર કહેલી મનની શ્રદ્ધા, બુદ્ધિની સ્વતંત્રતા સત્સમાગમ આસપાસનાં સંસર્ગ કે લેખમાં દૃષ્ટિગોચર થતા ભાવથી હૃદયપર થતી અસર ઉપરજ, આધાર રાખે છે. અને લેખનો ભાવ, મન અને અંતઃકરણને અનુવશ વર્તતી બુદ્ધિ કે અંતઃકરણનાં ઝાંખાં કિરણ છાયાતળે વર્તતી બુદ્ધિ અથવા સૂક્ષ્મના અમૂક તત્વોનેજ અનુસરતી કે સ્વતંત્ર કહેવાતી બુદ્ધિ ઉપરજ,

આધાર રાખે છે. જેથી કરી ગમે તે પ્રકારે દરેક લેખમાં કે વ્યવહારમાં પ્રાધાન્યપદે બુદ્ધિજ છે.

આગળ વધતાં બુદ્ધિના નીચે પ્રમાણે ભેદ પડે છે. (૧) પ્રભાવ (૨) શક્તિ (૩) વિરામ (૪) દોષ (૫) ગતિ અને (૬) ક્રિયાપરિણામસ્થાન.

**બુદ્ધિપ્રભાવસ્વરૂપ**—(૧) તરંગ (૨) કલ્પના (૩) તર્ક (૪) અવલોકન અને (૫) ચિંતન, એક એકથી એક ઉત્તરોત્તર ચઢતા પ્રમાણમાં છે. તેમજ એક પ્રાધાન્ય પદે રહેતાં બીજાં ગૌણસ્વરૂપ કે અંશસ્વરૂપમાં પણ મિશ્ર રહે છે.

પ્રભાવ એ બુદ્ધિ અને હૃદયની સંયુક્ત ક્રિયાનું પરિણામ છે. હૃદય રહિત બુદ્ધિ મૂળ સ્વરૂપ કે શક્તિસ્વરૂપમાં રહે છે. એ શક્તિને પ્રભાવ સ્વરૂપમાં પલટાવવા બુદ્ધિને, હૃદયને જાગૃત કરી પોતાની સાથે સંયુકત કરવા પ્રયાસ કરવાની જરૂર પડે છે. એવા પ્રયાસ વિના બુદ્ધિ શક્તિસ્વરૂપમાંજ રહે છે. માટેજ લેખકો પ્રભાવવાળા હોય છે અને લેખકોનો અભ્યાસ કરનાર કે લેખકોનો અનુયાયી વર્ગ માત્ર શકિતવાળોજ હોય છે. જેથી વ્યવહારક્રમ એ પ્રભાવકિરણના પ્રકાશ કે પ્રકાશની છાયાથીજ ચાલ્યા કરે છે.

**બુદ્ધિશક્તિસ્વરૂપ**—(૧) ગ્રહણ (૨) અનુકરણ (૩) સ્મરણ (૪) વિચાર (૫) કાર્ય અને (૬) ભાર વાહન છે.

**બુદ્ધિવિરામ**—શ્રદ્ધા છે. જેથી શ્રદ્ધારૂએ દિશા અને દિશાની વિશાળતાની ગતિ એ પણ અંગ છે.

**બુદ્ધિદોષ**—અવજ્ઞા, વાદ, વિતંડા, આક્ષેપ, આત્મશ્લાઘા, ગર્વ, મદ અને અહંભાવાદિક છે.

**બુદ્ધિગતિ**—ઠરેલ, ચંચળ, દીન, ક્રોધ, લોભ, ભય, દયા અને ગર્વાન્વિત; તેમજ લજ્જા અને માનશીલ કે શરમાળ વિગેરે છે. પણ જ્યારે બુદ્ધિ શ્રદ્ધાને અનુસરે છે ત્યારે શ્રદ્ધાની દિશા અને શ્રદ્ધાની ગતિનાં પ્રમાણમાં એમાં પણ તફાવત દૃષ્ટિગોચર થતો રહે છે.

શ્રદ્ધાની દિશા **ધર્મ** અને ધર્મને અનુવશ **અર્થ** અને **કામ** છે કે એકલો **અર્થ** છે કે એકલો **કામ** છે; અને **ધર્મ** સુદલે હોતો નથી.

**બુદ્ધિક્રિયાપરિણામસ્થાન**—સર્વવ્યાપક કુદરત, અંતઃકરણ કે રસસ્વરૂપ, અને તેથી હૃદય અને હૃદયનું વ્યવહાર સ્વરૂપ **વાણી** છે.

પોતાની પાછળ ખેંચી પોતાનો માર્ગ ગમે તે અજાણી દિશામાં આગળ કરવા મંથન કરે છે. જ્યારે મન અંતઃકરણના પ્રકાશ સ્વરૂપને અનુવર્તે છે ત્યારે **મન** શ્રદ્ધાન્વિત કહેવાય છે. કેમકે એવું **મન** જાણે છે કે એ પ્રકાશ સ્વરૂપજ સત્ય છે. અને એને સમગ્રસર્વવ્યાપક સ્થિતિમાં પ્રાપ્ત કરવું એજ **ધર્મ** છે; અને એના ધર્મ જાળવવાજ વ્યવહારમાં **અર્થ** અને **કામના**—જેથી એ પ્રકાશસ્વરૂપ પ્રાપ્ત થાય તેવાજ—વ્યવસ્થાના નિયમ છે. પણ જ્યાં એવા પ્રકાશસ્વરૂપમાં મનની અચળ કે સુદ્દલ શ્રદ્ધા હોતી નથી ત્યાં **બુદ્ધિજ** વ્યવહારમાં **અર્થ** અને **કામ**ના નિયમો બાંધવા અને તેની વ્યવસ્થા કરવા આગળ પડે છે. પણ એમ કરતાં **મન**રૂપી સુકાન અને **અંતઃકરણ**રૂપી સુકાનીની દૃષ્ટિ ન હોવાથી, જ્યાં ત્યાં ગુંચવાય છે, અથડાય છે, પછડાય છે અને ઠોકર ખાય છે. અને અંતઃકરણનાં ઝાંખાં કિરણની છાયા તળે એવી બુદ્ધિ વ્યવહારમાં જ્યારે વર્તે છે ત્યારે તે વ્યવહારમાં જમાના જમાના પરત્વે જય પામે છે અને સર્વોપરી પણ બને છે. એમ છતાં એવી બુદ્ધિ એ ઝાંખા કિરણની છાયાની અવજ્ઞા કરતી હોય અને પોતાનીજ સ્વતંત્ર સત્તા સ્થાપિત કરતી હોય એમ દૃષ્ટિગોચર થાય છે. એટલે મન અને અંતઃકરણ ઉપર શ્રદ્ધા જેવું કંઇજ હોતું નથી. પણ અમૂક સૂક્ષ્મની ગર્ભિત શક્તિદ્વારાજ ઘર્ષણથી ચૈતન્યપ્રભા પ્રાપ્ત કરવા મંથન કરી ચૈતન્યની છાપ પાડવા જાય છે કે એવી છાપનું ભાન કરાવવા જાય છે. તેથી જ્યાં કે જે જમાનામાં એવી ચૈતન્યપ્રભાની છાપનું ભાન હોતું નથી ત્યાં એ પોતાની અસર પ્રવર્તાવે એમાં નવીનતા કે આશ્ચર્ય નથી. આવી રીતે મનથી સ્વતંત્ર અને મનને અનુવશ બુદ્ધિ વર્તતી હોવાથી, હૃદયપર અને હૃદયદ્વારા અંતઃકરણપર, બુદ્ધિની ક્રિયાનાં ભિન્ન ભિન્ન પ્રતિબિંબ પડે છે. હૃદયપર ચિત્ર વિચિત્ર ક્રિયાની જે અસર થાય છે તે **વૃત્તિઓ** કહેવાય છે. અને એ **વૃત્તિઓ** કે ક્રિયાઓ મનની પ્રેરક હોવાથી **મનોવૃત્તિઓ** કહેવાય છે. જેથી **મન**, **બુદ્ધિ**, **હૃદય** અને **અંતઃકરણ**ની ગતિની સહુ ક્રિયાઓ એ વૃત્તિની ખીલવણી અને કેળવણી ઉપરજ આધાર રાખે છે. ત્યારે વૃત્તિની ખીલવણી કે કેળવણી, ઉપર કહેલી **મન**ની શ્રદ્ધા, બુદ્ધિની સ્વતંત્રતા સત્સમાગમ આસપાસનાં સંસર્ગ કે લેખમાં દૃષ્ટિગોચર થતા ભાવથી હૃદયપર થતી અસર ઉપરજ, આધાર રાખે છે. અને લેખનો ભાવ, મન અને અંતઃકરણને અનુવશ વર્તતી બુદ્ધિ કે અંતઃકરણનાં ઝાંખાં કિરણ છાયાતળે વર્તતી બુદ્ધિ અથવા સૂક્ષ્મના અમુક તત્ત્વોનેજ અનુસરતી કે સ્વતંત્ર કહેવાતી બુદ્ધિ ઉપરજ,

આવી રીતે **વૃત્તિઓને** જાગૃત કરવી એ **વૃત્તિમાંથી** ઉપસ્થિત થતા **ભાવનું** કાર્ય છે. **ભાવથી** એકી સ્વરૂપનુ જાગૃત થવું એ **રસનું** કાર્ય છે. જેથી અનુરૂપવૃત્તિમાંથી ઉપસ્થિત ભાવ અનુરૂપવૃત્તિવાળાને વિશેષ પ્રિય કે રસદાતા થઇ પડે છે. જેથી કોઇ પણ વ્યક્તિમાં પરિપાક પામી પ્રગાઢ થયેલ કોઇ પણ ભાવ કે રસ અન્ય વ્યક્તિમાં ગર્ભિત રહેલા તેજ ભાવ કે રસને આઘાત કરી જાગૃત કરે છે; અને એવો જાગૃત થયેલો ભાવ, જે ભાવકે સ્થિતિથી આઘાત પામ્યો હોય તે ભાવ પ્રાપ્ત કરવા જીજ્ઞાસા કે પ્રયાસ કરે છે.

આવી રીતે વ્યક્તિમાત્રના ભાવને આઘાત કરવાનાં મુખ્ય સાધન લેખ, **સંસર્ગ** અને સત્સમાગમ છે. માટેજ લેખકની હૃદયવૃત્તિપર પડેલી છાયાના ભાવો લેખકના લેખમાં કેવી રીતે તરી આવે છે એ તપાસી કરી જોવાની કંઇ થોડી અગત્યતા નથી. અને એ માટેજ અગ્ર ગણાતા અગ્ર ગણાવવા માંગતા વર્ગનાં ચારિત્ર ઉત્તમ નમુનારૂપ હોવાની કંઇ થોડી જરૂર નથી. અને એટલાજ માટે બાળકનાં સંસર્ગમાં આવતાં મનુષ્યોએ પોતાનાં બારીકમાં બારીક વર્તન તરફ પણ બેદરકાર રહેવું એ કાંઇ નિર્જીવ બાબત નથી.

પણ આવી રીતે **ભાવ,** રસ, અને વ્યવસ્થાનો દાતા તો લેખકજ છે. કેમકે બુદ્ધિના પ્રભાવ **તરંગ, કલ્પના, તર્ક, અવલોકન,** અને **ચિંતન** એ પાંચમાંથી ગમે તે દ્વારા લેખક, હૃદયપર પડતી છાયાચિત્ર-ગતિ જોવા માટે વ્યવસાયનો ભોગ આપી, વ્યવહારમાં પણ અવકાશ કાઢે છે. ત્યારે વૃત્તિમાત્રના વ્યવહારમાં મચીપચી રહેલ જનસમૂહને એમ વર્તવુ અતિ વિષમ થઇ પડી પાલવતું નથી. આવી રીતે છાયાચિત્રની ગતિ જોયા પછી એ કેટલે દરજ્જે સત્ય છે એ તપાસવા, અકળામણ, ધભરાટ કે અધીરાઇ કંઇ લેખકને થોડાં હોતાં નથી. તેમાં વળી જ્યારે લેખકનું મંડળ ઉન્નત, વિચારસિક અને વિશાળ હોતું નથી ત્યારે લેખકને નડતી હરેક પ્રકારની મુસીબતની કલ્પના સામાન્ય જનસમૂહ કે જે ઉપર ઉપરજ દૃષ્ટિ રાખી ચાલનારો હોય છે તેને આવી શકે નહિ. પોતાના મંડળથી ઉપલાં મંડળમાં માર્ગ કરવા જતાં આક્ષેપ, વ્હેમ, બેદરકારી અને અવજ્ઞાજ સર્વત્ર દૃષ્ટિગોચર થાય. લેખકની બૂઝનાર કોકજ વિરલજન લેખકના સંકલ્પ બળવશાત્ મળી આવે. પણ લેખકને વધાવી લેઇ આગળ પાડી આપનારની ો ટ આંગળીના વેઢામાંજ મૂળની આસપાસ રમતી હોય. ટાકટ

ગદ્ય અને પદ્ય લેખકોનો ભેદ અને એ દરેકમાં પણ ભિન્ન ભિન્ન ભેદ, ક્રિયાપરિણામસ્થાન કેટલેક દરજ્જે જાગૃત, સતેજ, ઉન્નત, પ્રકાશ અને રસમય છે તેપર આધાર રાખે છે.

અંતઃકરણ આદર્શ રૂપ હોવાથી રસસ્વરૂપજ છે. જેથી બુદ્ધિની ભિન્ન ભિન્ન ક્રિયાથી એ રસસ્વરૂપ જાગૃત થાય છે કે એપર કાટના થર પર થર ચઢતા રહી એ અંતઃકરણપ્રકાશશક્તિ નિર્મૂળ થતી જાય છે એ આગળ કહી ગયા તેમ શુભ કે મલિન પ્રજ્ઞાના ભેદ પરત્વેજ છે. કાટની અસર ઓછી કરવી એ નિર્મળતા પ્રાપ્તી છે. અને નિર્મળતા-વૃદ્ધિ એ રસનું રેલાણ છે. નિર્મળતાથી પ્રથમ હૃદય જાગૃત થાય છે. અને એ રસ સમગ્રઅંશે પરિપકવ થતાં હૃદય અંતઃકરણ ભેદ લય થઇ એક સમગ્ર **રસસ્વરૂપજ** રહે છે. નિર્મળતા એ હૃદયવિકાસ કાર્ય છે. અને હૃદયવિકાસ એ બુદ્ધિનાં ગ્રહણ, વિચાર, અવલોકન, ધૈર્ય, શ્રદ્ધા, દૃઢતા અને ચિંતન કાર્ય છે. આવી રીતે અન્યોઅન્ય સંબંધપર વિશેષ વિવેચન અને બારીક સ્પષ્ટિકરણ હાલ આવશ્યક તેમજ અનુકૂળ પણ નથી.

સાહિત્ય વિષયના લેખકોનો ઉદ્દેશ વૃત્તિને કેળવવા, સમજાવવા કે વૃત્તિને રસમાં ચઢાવી પ્રેમનું ભાન કરાવતાં હૃદયવિકાસ અને તેપરથી અંતઃકરણની શુદ્ધિ પ્રાપ્ત કરાવી પરોપકાર સાધવાનો હોવાથી એઓ **ધર્મ**નો હેતુ અદા કરે છે. ત્યારે એ વર્ગ બહારના અન્ય લેખકો અવલોકન અને તર્કથી વ્યવસ્થા માટે **અર્થ** અને **કામ**નો ઉદ્દેશ અદા કરે છે. જેથી આ સ્થળે જે કહેવામાં આવશે તે સાહિત્યને ઉદ્દેશીનેજ કહેવામાં આવશે. **અર્થ** અને **કામ** સાધ્ય કરતાં લેખકોનું ચિત્ર, તેમના માર્ગ, ભિન્ન ભિન્ન સંબંધ, અને તેમની વિશાળતાનું સ્વરૂપ અન્ય પ્રસંગપર રાખવું લેખક ઉચિત ધારે છે.

**બુદ્ધિપ્રભાવ**—એ, હૃદય ઉપર પડેલી ચિત્ર વિચિત્ર છાયાના પ્રગાઢ સ્વરૂપથી ઉદ્ભવ થતી ભિન્ન ભિન્ન મનોવૃત્તિઓનું ભાન કરાવે છે. અનુરૂપવૃત્તિ અનુરૂપવૃત્તિને પીગળાવી મેળવી લઇ રસબસ કરી લે છે. એજ વ્યક્તિમાત્રમાં ભિન્ન ભિન્ન વૃત્તિનાં એકી સ્વરૂપની સાબિતિ આપે છે. વૃત્તિઓનાં પીગળવાની છાયા હૃદયપર પડે છે. જેથી વ્યક્તિમાત્રનાં હૃદય પણ એકજ બંધારણનાં છે. અને એટલાજ માટે વ્યક્તિ માત્રનાં અંતઃકરણ પણ સર્વવ્યાપક અંતઃકરણના આવરણવાળા પરમાણુ અંશમાત્રજ છે.






રહેતાં બુદ્ધિનાં પ્રભાવ વ્યવહારિક અવલોકનપર ચાલ્યો જાય છે; અને એ અપવાદમાંથી પણ અપવાદરૂપે અમુક સંખ્યાજ તરંગ અને **અવલોકન** સાથે સાથે કેળવે છે. એમાંથી પણ કેટલાકજ **કલ્પનાપર** જાય છે તો કેટલાક તરંગમાંજ ગુંથાયલા રહે છે. વળી કેટલાક **કલ્પનામાં** રમતા રહી કેટલાક તર્કપર જાય છે. એમાંજ કેટલાક પર્યાપ્તિ માની પ્રાપ્ત વસ્તુની પ્રાપ્તિ સમજે છે. પણ આંગળીના વેઢાપર ગણાતા કેટલાકજ એ **તર્ક** પણ વટાવી સમગ્ર સૃષ્ટિનાં **અવલોકનનાં** પ્રગાઢ સ્વરૂપમાં વિરામે છે. એમાં પણ કેટલાકને સંતોપ ન લાગતાં સૂક્ષ્મ રમણનાં ચિંતન, સૂક્ષ્મ રમણની ક્રિયા અને એનાં સ્વરૂપનાં સ્પષ્ટિકરણથી આનંદ નિમગ્ન રહેતાં આનંદ કેળવતાં કેળવતાં શાંતિ પરિપાકની વૃદ્ધિ કરતા રહે છે. સૃષ્ટિક્રમના આવા વ્યવહારને લીધેજ લેખક, ધર્મગુરૂ, નેતા, રાજ નૈતિક વિગેરેમાં ભિન્ન ભિન્ન ભેદની ભિન્ન ભિન્ન રેખાઓ દૃષ્ટિગોચર થાય છે.

ત્યારે આ નિયમનેજ અનુસરી બુદ્ધિ પ્રભાવના ભેદને વ્યાખ્યામાં સ્થાપિત કરતાં લેખકની ઉન્નત થતી હૃદયગતિ પરત્વે લેખના જૂદા જૂદા વર્ગ પડે છે. હાલની વ્યવહાર વ્યવસ્થાને અનુસરી **બુદ્ધિ શક્તિનાં** સ્વરૂપની કઇ કઇ દિશામાં કેવી કેવી અને કેટલીકેટલી સારી અથવા નબળી અસર છે અને તેનો કેવે પ્રકારે અમલ થઇ વૃદ્ધિ પામે છે એપર વિવેચનની આવશ્યકતા સ્વાભાવિક રહે છે પણ આ સ્થળ અનુકૂળ નથી. જેથી હાલતો બુદ્ધિપ્રભાવભેદનં (સાહિત્યને અંગે) સ્પષ્ટિકરણથીજ સંતોષ માનવામાં આવે છે. તેમજ બુદ્ધિપ્રભાવના પાશ્ચાત્ય સાહિત્ય પદ્ધતિએ દૃષ્ટિગોચર થતા વર્ગભેદ, તેમનું અવલોકન, તેમનાં આ લેખની પદ્ધતિ સાથે સંબંધ સ્વરૂપ અને એક બીજાની યોગ્યતા અયોગ્યતા વિગેરેપર દિગ્ દર્શન લેખકને થતી જતી સવડ અને જનસમૂહની વૃદ્ધિ પામતી જીજ્ઞાસાપરજ હાલતો અવશ્ય કરીને આધાર રાખે છે. આટલું તો જણાવવું જોઇએ કે પાશ્ચાત્ય વિદ્વાનો હૃદયની પર અંતઃકરણ સાથે લેખ સંબંધ જોડી શકતા નથી અને જોડી શક્યા નથી. આર્ય કરતાં પાશ્ચાત્યો હૃદયપર થતા જમાના જમાનાંના ભિન્નભિન્ન વ્યવહારિક વૃત્તિછાયાચિત્રભેદ સારી રીતે અવલોકી શક્યા છે. એ માટે ગ્રીક સાહિત્યને તેઓ થોડા આભારી નથી. ત્યારે આર્યે વ્યાસના સમય પછી હૃદયને આઘાત કરનારી એકજ જમાનાની વૃત્તિછાયાચિત્ર શિવાય બીજી કોઇપણ વૃત્તિપર લક્ષ દોડાવ્યું હોય એમ મુદ્દલે ભાન થતું નથી. પાશ્ચાત્ય પદ્ધતિએ

બારીક સમયમાં સમુદ્રમાં તરફડીઆં મારતો, તૃણમાત્રથી પણ જીવનશક્તિ સતેજ રાખવાની આશામાં વિરમતાં વિરમતાં તૃણ ગ્રહણ કરી, સંતોષ–પર્યાપ્તિવલખાંરૂપતરંગને લય કરે છે તેજ પ્રમાણે લેખક કોઇ પણ સામાન્ય વ્યક્તિમાત્રના, નિજ આત્મનિષ્ઠાને, અનુમોદનથી પોતાના આત્મબળ, સ્વાશ્રય અને આત્મનિષ્ઠાને કેળવી પ્રગાઢ કરતો રહે છે. મોસ્લામ ધર્મ પ્રવર્તક મહમુદને પણ તેની શિરૂઆતની મુસીબતમાં તેની આત્મનિષ્ઠા અને શ્રદ્ધા દૃઢ કરવા માટે અનુમોદન આપનાર તેની પત્ની હતી, અર્જૂનને કૃષ્ણ હતા, શિવાજી છત્રપતિને તાનાજી હતો, રામને લક્ષ્મણ હતો. એજ પ્રમાણે સૃષ્ટિક્રમમાં કાર્યસાધક વ્યક્તિને તેની નિષ્ઠા અને શ્રદ્ધામાં પોપનાર બીજી કોઇ નહિ તો કોઇ પણ વ્યક્તિ, અંતરનો સ્વાનુભાવ કે કુદરત જ્ઞાન પણ હોયજ છે. જેથી સત્યસ્વરૂપમાં શ્રદ્ધા પોપાતાં પોષાતાં એ અકળામણ, ધભરામણ અધીરાઇ વીગેરે સહુ નષ્ટ થતાં જાય છે. અને સ્થાપિત થયેલી શ્રદ્ધા આત્મનિષ્ઠાદ્વારા પ્રકાશવુ શરૂ કરે છે. ત્યારે એ શ્રદ્ધા અને આત્મનિષ્ઠા કેમ સ્થાપિત થઈ પ્રકાશ આપવા રેલાવવા માંડે એ કંઇ જનસમૂહને થોડી ચમત્કૃતિનો સવાલ નથી. વળી તેની સાથે લેખકની દૃષ્ટિમાં ભિન્ન ભિન્ન ભેદ એ કંઇ તેમને થોડી મુંઝવણ અને ગુંચવણનુ કારણ નથી.

સ્થૂળ શૈશવ અવસ્થામાંથીજ સૂક્ષ્મની બુદ્ધિ શક્તિ પોતાની ક્રિયા શરૂ કરે છે. પ્રથમ સ્થૂળસાધન દૃષ્ટિ અને શ્રવણેંદ્રિયોદ્વારા **ગ્રહણશક્તિ** પોતાનું સ્વરૂપ વિકાસવા માંડે છે. **ગ્રહણ**પરથી **અનુકરણ**, **અનુકરણ** ઉપરથી **સ્મરણ**, **વિચાર**, કાર્ય અને **ભાર વાહન**પર એક પછી એક ઉત્તરોત્તર ગતિએ એ બુદ્ધિશક્તિ પોતાનો માર્ગ કરતી રહે છે; કે સૃષ્ટિમાત્રના વ્યવહારમાં એ ક્રિયામાંની કોઇ પણ એક ક્રિયામાંજ વિરામી રહે છે જેથી સ્થૂળની પ્રૌઢા અવસ્થામાં પણ કોઇ વ્યક્તિ **ગ્રહણ**માંજ રમતી હોય, તો કોઇ **અનુકરણ**માંજ, તો કોઇ **વિચાર**ના વમળમાંજ ગુંથાતી હોય, તો કોઇ **સ્મરણ**ના લાભમાંજ આનંદ માનતી હોય, તો કોઇ **કાર્ય**માંજ સંતુષ્ટ થતી હોય, ત્યારે કોઇ તો **ભારવાહન**ની જૂદી જૂદી ગતિના બોજાતળેજ રહેવામાં પર્યાપ્તિ માનતી હોય કે એમાંજ રસનિમગ્ન હોય. એ ભારવાહનની ગતિ પણ **ગ્રહણ**, **અનુકરણ**, **સ્મરણ**, **વિચાર** અને કાર્યના ભેદની ગતિ પરત્વે ભિન્ન ભિન્ન હોય છે.

સામાન્ય સમૂહ **ગ્રહણ**, **અનુકરણ**, **સ્મરણ** અને **વિચાર**માંજ કેળવાયા કરે છે. ત્યારે અપવાદરૂપે થોડોજ સમૂહ **વિચાર**ને કેળવી

અનુભવમાંજ વિરામી ખીલવાની ક્રિયા શરૂ કરે છે, કે સ્વાનુભવ અને પર અનુભવ મિશ્રિત છે; અને મિશ્રિત છે તો કયાં અને કેટલાં પ્રમાણમાં એ પણ ભૂલી જવાનું નથી. શ્રદ્ધાનાં સ્થળ કુદરત (જડ અને ચૈતન્ય બન્તો) વ્યવહાર, સર્વવ્યાપક અંતઃકરણ કે ઇશ્વરભાવના અને એમનું સાધનભૂત સ્વરૂપ ધર્મભાવના હોય છે. વ્યવહારની પણ–શિશુશિક્ષણથી મહાન્ રાજ્યવ્યવસ્થા પર્યંત ભિન્ન ભિન્ન પ્રકારનાં તર્ક, અવલોકન અને ચિંતનથી–ભિન્ન ભિન્ન ગતિઓ ઉપસ્થિત થતી રહેતાં કેટલીક ગતિ અર્ધ માર્ગેજ અટકે છે, કેટલીક આગળ વધે છે અને કેટલીક છેવટે સમગ્ર સર્વવ્યાપક **આનંદસ્વરૂપ**માંજ જઇ વિરામ પામે છે

પણ **શ્રદ્ધાનું** મૂળ સ્વરૂપ **હૃદયઆઘાત** છે. એ **હૃદયઆઘાત** ઉપરથી શ્રદ્ધાપર જતાં થતી ક્રિયાનું ભાન, વોલ્ટેરની ફીલોસોફીકલ ડીક્શનરીમાં અંતર (distance) શબ્દપરનું વિવેચન કરતાં જન્મઅંધને ચૌદ વર્ષની ઉમરે દૃષ્ટિ પ્રાપ્ત થતાં આઘાતથી સૌ સૌનાં નિજસ્થિતિત્વમાં બાહ્યસ્વરૂપ કેવી રીતે સ્થાપિત થયું એની સરખામણી કરતાં બીજો કોઇ પણ ઉત્તમ રીતે આપી શકાશે નહિ. ચૌદ વર્ષની ઉમ્મરે શસ્ત્રક્રિયાથી દૃષ્ટિ પ્રથમ પ્રાપ્ત થતાં લાંબો વખત સુધી આકૃતિ, અંતર, અને કદનો ભેદ એ બાળક મુદ્દલ સમજી શકતો નહતો. એક ઇંચની સ્વરૂપાકૃતિ પણ ગૃહ કદ જેટલીજ મોટી લાગતી. સ્પર્શવિષયની ત્વચાસંસર્ગથી જે અસર થાય તેવીજ અસર દૃષ્ટિપર થતી. હસ્તસ્પર્શથી તે, જેને વર્તુળાકાર તરીકે ઓળખતો તેજ વસ્તુને, જેને તે ચતુષ્કોણાકાર માનતો, તેનાથી ઓળખી શકતો નહિ. પોતાના ઓરડા કરતાં પોતાનું ઘર મોટું છે એ વિચારપર લાંબી મુદતે જેમ તેમ આવવા છતાં પણ દૃષ્ટિ, એ ભેદનું ભાન કેવી રીતે કરાવી શકી એ તે કલ્પી શકતો નહિ. આમ થતાં તેને એમ પણ પ્રશ્ન થતા કે આઘાત સ્વરૂપ સત્ય કે દૃષ્ટિસ્વરૂપ સત્ય અને એ એમાંથી કયું આડમાર્ગે દોરવી ઠગતું તે પણ જાણવા માંગતો. એપરથી એવો ચોકસ સિદ્ધાંત સ્થાપિત થયો કે દૃષ્ટિમાં ઉપસ્થિત થતા જે ખૂણા ઉપરથી સ્વરૂપનું ભાન થાય તે ખૂણાજ આકૃતિસ્વરૂપનું ભાન કરાવવામાં મુખ્ય કારણ નથી. કેમકે ઉપર જણાવેલાં બાળકની દૃષ્ટિમાં પણ એ ખૂણા જ્યારે નવી દૃષ્ટિ પ્રાપ્ત થઇ ત્યારે આપણા જેવાજ હતા, પણ બીજી વૃત્તિઓ અને અનુભવની મદદ વિના તે નિરર્થક હતા. આવીજ રીતે અનેક પ્રકારની અંતરવૃત્તિના ભિન્ન ભિન્ન ભેદસમજને અભાવે અમુક વૃત્તિઓનો આઘાત, આઘાત માત્રજ રહે છેકે બીજી વૃત્તિઓની

લેખકના વર્ગબિંદુ વ્યવહાર વ્યવસ્થામાં સાધનભૂત થવા કે સાધનભૂત બનાવવા-
માં અટકે છે. જેથી એમાં વ્યવહારપર કોઇપણ જાતની ભાવના કે બિંદુ
સંબંધનો તદ્દન અભાવ છે. એમ છતાં એવું એક બિંદુ સર્વત્ર, સૃષ્ટિક્રમ
કે સૃષ્ટિક્રમની વ્યવસ્થાનું પ્રેરક છે એમ તેઓને લેશ પણ ભાન થયું
હોય કે એવી રીતે તેઓને કિંચિત્ પણ ભાનનો આભાસ હોય એમ
સ્પષ્ટ અથવા ગર્ભિત રીતે પણ તરી આવતું નથી. કારણ દૂર નથી.
આનંદમય ભાવનાનો અભાવ હોતાં એક મહાન્ વ્યક્તિ સ્વરૂપમાંજ ઇશ્વર
ભાવના એજ-તેમને વ્યવહારપર જરાપણ આગળ વધતાં અટકાવી-
સત્યસ્વરૂપ વિલોકવા દેતી નથી. આવાં આવાં ભિન્ન ભિન્ન કારણોને
લીધેજ આ લેખની પદ્ધતિ તદ્દન સ્વતંત્ર અને નિરાળી છે. રસને કેળ-
વવાથી ગતિ દર ગતિએ એ વૃદ્ધિ પામતો રહે છે. જેથી એ રસનાં
અલ્પ સ્વરૂપથી તે વિશાળ, વિશાળથી સમગ્ર અને સમગ્રથી અંતઃકરણ
સ્વરૂપ અખંડ આનંદમય સર્વવ્યાપક સ્વરૂપ પર્યંત થતી રહેતી અંતરની
ઉર્ધ્વગામી ગતિ તરફજ લક્ષ આપી લેખકના અગિયાર વર્ગ પાડવામાં

આવુ આઘાતસ્વરૂપ ( લેખકને ઉદ્દેશીને ) **શ્રદ્ધાન્વિત** કે **ભક્તિમય** હોય છે. શ્રદ્ધાન્વિત સ્વરૂપનાં પણ બે ભેદ પડે છે **સૌંદર્યાનુરાગાત્મક** અને **વિકાસાત્મક.** તેવીજ રીતે ભક્તિમય સ્વરૂપના પણ **વિરામાત્મક** અને **વિકાસાત્મક** એવા બે ભેદ પડે છે.

કાર્યકારણ માટે વિશેષ ઉંડા ઉતર્યા વિના અન્યનાં શ્રદ્ધાસ્વરૂપને અનુસરી ચાલવું એ ભક્તિકાર્ય છે. ભક્તિનું મૂળ સ્વરૂપ અંધ શ્રદ્ધા-છે. આગળ શોધક બુદ્ધિનો ઉપયોગ ન કરતાં એકજ બિંદુસ્વરૂપને સત્ય માની અટકી રહેવું એ **વિરામાત્મકશ્રદ્ધા** કે અંધ શ્રદ્ધાનું બીજસ્વરૂપમય રહેવું તેજ છે. અંધ શ્રદ્ધાથી શ્રદ્ધાત્મક બિંદુસ્વરૂપમાં તન્મયતા એપણ શ્રદ્ધા સ્વરૂપની સત્યતાની ઉચ્ચતા, કે પ્રગાઢતાનુંજ ભાન કરાવે છે. અંધશ્રદ્ધા વિના સત્યસ્વરૂપ ઉપર જવાતું નથી. જોકે તેમ થતાં તર્ક, અવલોકન અને ચિંતનકાર્યથી શ્રદ્ધાસ્વરૂપનું અસલ સ્થાન તદન પલટાઇ જાય છે. વ્યવહાર વ્યવસ્થામાં ઉચ્ચ તત્વો, ઉચ્ચ તર્ક અને એમના માર્ગથી આઘાત પામવું એ આકર્ષણ શક્તિથી **અવલોકન** કાર્ય છે. અંધશ્રદ્ધાને કાર્ય કારણથી સત્ય ઠરાવવા જડચૈતન્ય તત્વોનું પૃથક્કરણથી સત્ય સ્વરૂપ ભાન એ હૃદયના **પ્રકાશાત્મકસ્વરૂપ**નું કાર્ય છે. પણ આવી રીતે નિજ અંધ શ્રદ્ધાનું સ્થાન પલટાવનાર વ્યવહારમાં ક્વચિતજ નિકળે છે. એ પ્રમાણ એટલુંબધું ઓછું આવે છે કે એવી વ્યક્તિ માટે જમાના અને જમાના પર જમાના પણ વહી જાય છે. જેથી કરી કેટલાક જમાનાપર એવી વ્યકિત થઇ ગઇ હોય કે જેણે દૃષ્ટિગોચર કરાવેલાં સ્વરૂપને આધારેજ સૃષ્ટિક્રમ ચાલ્યા કરે છે. અને કાળક્રમે તેમાં હીનતા અધમતાદિક પ્રવેશતાં પણ જાય છે. આવી રીતે **આઘાત** એ વ્યવહારવૃત્તિનું પ્રેરક સ્વરૂપજ છે. એવા **આઘાત** સ્વરૂપનેજ અનુસરી ભિન્ન ભિન્ન શ્રદ્ધાનાં ભિન્ન ભિન્ન સ્વરૂપ ઉપસ્થિત થતાં રહે છે.

જ્યારે લેખમાં દૃષ્ટિગોચર થતું બિંદુ કુદરતનાં સામાન્ય સ્વરૂપ અને વ્યવહાર વ્યવસ્થા બહાર ન જતાં તેમાંજ લુબ્ધ હોઇ અલંકારાદિકથી આઘાત ઉત્પન્ન કરનાર ચિત્રો માત્રનીજ કલ્પના દૃષ્ટિગોચર કરાવે ત્યારે **સૌંદર્યાનુરાગાત્મક** શ્રદ્ધા કહેવાય. પણ જ્યારે **સર્વ વ્યાપક અંતઃકરણ**, તેનાં ભિન્ન ભિન્ન સ્વરૂપ, એવાં ભિન્ન ભિન્ન સ્વરૂપનાં ભિન્ન ભિન્ન સંબંધ વિગેરેનું જેટલે દરજ્જે લેખક ભાન કરાવે તેટલે દરજ્જે લેખકની **વિકાસાત્મક** શ્રદ્ધા કહેવાય. અને **વિરામાત્મક** સ્વરૂપ ત્યાગી અંતઃકરણનાં પ્રકાશ તરફ કે પ્રેમપ્રકાશ તરફ ભક્તિનું વૃદ્ધિંગત સ્વરૂપ **વિકાસાત્મક** સ્વરૂપ કહેવાય.

આવુ આઘાતસ્વરૂપ ( લેખકને ઉદ્દેશીને ) **શ્રદ્ધાન્વિત** કે **ભક્તિમય** હોય છે. શ્રદ્ધાન્વિત સ્વરૂપના પણ બે ભેદ પડે છે **સૌંદર્યાનુરાગાત્મક** અને **વિકાસાત્મક.** તેવીજ રીતે ભક્તિમય સ્વરૂપના પણ **વિરામાત્મક** અને **વિકાસાત્મક** એવા બે ભેદ પડે છે.

કાર્યકારણ માટે વિશેષ ઉંડા ઉતર્યા વિના અન્યનાં શ્રદ્ધાસ્વરૂપને અનુસરી ચાલવું એ ભકિતકાર્ય છે. ભકિતનું મૂળ સ્વરૂપ અંધ શ્રદ્ધા-છે. આગળ શોધક બુદ્ધિનો ઉપયોગ ન કરતાં એકજ બિંદુસ્વરૂપને સત્ય માની અટકી રહેવું એ **વિરામાત્મકશ્રદ્ધા** કે અંધ શ્રદ્ધાનું બીજસ્વરૂપમય રહેવું તેજ છે. અંધ શ્રદ્ધાથી શ્રદ્ધાત્મક બિંદુસ્વરૂપમાં તન્મયતા એપણ શ્રદ્ધા સ્વરૂપની સત્યતાની ઉચ્ચતા. કે પ્રગાઢતાનુંજ ભાન કરાવે છે. અંધશ્રદ્ધા વિના સત્યસ્વરૂપ ઉપર જવાતું નથી. જોકે તેમ થતાં તર્ક, અવલોકન અને ચિંતનકાર્યથી શ્રદ્ધાસ્વરૂપનું અસલ સ્થાન તદન પલટાઇ જાય છે. વ્યવહાર વ્યવસ્થામાં ઉચ્ચ તત્વો, ઉચ્ચ તર્ક અને એમના માર્ગથી આઘાત પામવું એ આકર્ષણ શક્તિથી **અવલોકન** કાર્ય છે. અંધશ્રદ્ધાને કાર્ય કારણથી સત્ય ઠરાવવા જડચૈતન્ય તત્વોનું પૃથક્કરણથી સત્ય સ્વરૂપ ભાન એ હૃદયના **પ્રકાશાત્મકસ્વરૂપનું** કાર્ય છે. પણ આવી રીતે નિજ અંધ શ્રદ્ધાનું સ્થાન પલટાવનાર વ્યવહારમાં કવચિતજ નિકળે છે. એ પ્રમાણ એટલુંબધું ઓછું આવે છે કે એવી વ્યક્તિ માટે જમાના અને જમાના પર જમાના પણ વહી જાય છે. જેથી કરી કેટલાક જમાનાપર એવી વ્યકિત થઇ ગઇ હોય કે જેણે દૃષ્ટિગોચર કરાવેલાં સ્વરૂપને આધારેજ સૃષ્ટિક્રમ ચાલ્યા કરે છે. અને કાળક્રમે તેમાં હીનતા અધમતાદિક પ્રવેશતાં પણ જાય છે. આવી રીતે **આઘાત** એ **વ્યવહારવૃત્તિનું** પ્રેરક સ્વરૂપજ છે. એવા **આઘાત** સ્વરૂપનેજ અનુસરી ભિન્ન ભિન્ન શ્રદ્ધાનાં ભિન્ન ભિન્ન સ્વરૂપ ઉપસ્થિત થતાં રહે છે.

જ્યારે લેખમાં દૃષ્ટિગોચર થતું બિંદુ કુદરતનાં સામાન્ય સ્વરૂપ અને વ્યવહાર વ્યવસ્થા બહાર ન જતાં તેમાંજ લુબ્ધ હોઇ અલંકારાદિકથી આઘાત ઉત્પન્ન કરનાર ચિત્રો માત્રનીજ કલ્પના દૃષ્ટિગોચર કરાવે ત્યારે **સૌંદર્યાનુરાગાત્મક** શ્રદ્ધા કહેવાય. પણ જ્યારે **સર્વ વ્યાપક અંતઃકરણ**, તેનાં ભિન્ન ભિન્ન સ્વરૂપ, એવાં ભિન્ન ભિન્ન સ્વરૂપનાં ભિન્ન ભિન્ન સંબંધ વિગેરેનું જેટલે દરજ્જે લેખક ભાન કરાવે તેટલે દરજ્જે લેખકની **વિકાસાત્મક** શ્રદ્ધા કહેવાય. અને **વિરામાત્મક** સ્વરૂપ ત્યાગી અંતઃકરણનાં પ્રકાશ તરફ કે પ્રેમપ્રકાશ તરફ ભક્તિનું વૃદ્ધિંગત સ્વરૂપ **વિકાસાત્મક** સ્વરૂપ કહેવાય.

વિકાસાત્મક સ્વરૂપમાં વિશાળતા, સમગ્રતા અને સ્વતંત્રતાને, આભાસ કે એમનું સ્પષ્ટિકરણ કે એમનાં સત્યસ્વરૂપની સ્થાપના હોય છે. ત્યારે સૌંદર્યાનુરાગાત્મક કે વિરામાત્મકમાં કંઇ નવીન તર્ક કે સત્ય સ્થાપના ન હોતાં અમુક જડ ચૈતન્ય ઉચ્ચ સ્વરૂપને ઉન્નત, સુંદર કે ચિત્તાકર્ષક બતાવવાજ પ્રયાસ હોય છે. જેથી વ્યાસ અને શંકરાચાર્ય પછી આર્ય લેખો હૃદયઆઘાત સ્વરૂપ છે. હૃદયપ્રકાશ, સ્વરૂપ નથી. જેથી અન્યના શ્રદ્ધા તરંગ કલ્પનાદિક આધારપરજ જે પ્રવાહ હોય તે **હૃદયઆઘાતપ્રવાહ**; ત્યારે નિજ સ્વતંત્ર છાપતુંજ જે ચિત્ર હૃદય બતાવે તે **હૃદયપ્રકાશપ્રવાહ**; અને હૃદયપર પડતી છાપનું ચિત્ર પાડવા-ની શકિતમાં રેલાવવું તે **હૃદયપ્રવાહ.**

આવી રીતના ભેદ હોવાથી **હૃદયઆઘાતસ્વરૂપ** નીચે પ્રમાણે કાર્ય કરે છે.

(૧) **અનુકરણ** દ્વારા સારસંગ્રહ અને ભાષાંતર કાર્ય.

(૨) **ભાવસ્પષ્ટિકરણ** કે (પૃથક્કરણથી) તત્વ નિરૂપણ કરતાં ટીકા, વિવરણ, ગ્રંથાવલોકન, વ્યવહાર વ્યવસ્થાવલોકન કે કોઇપણ ઉન્નત વ્યકિતનું ચારિત્રાવલોકન કાર્ય.

(૩) **ભાવરૂપાંતર** દ્વારા ઉન્નત સ્વરૂપ, તાદૃશ સ્વરૂપ, ચૌર્ય સ્વરૂપ અને હીન કે અધમ સ્વરૂપ ચિત્રકાર્ય.

વળી ઉપર જણાવેલાં આઘાતસ્વરૂપમાં બુદ્ધિપ્રભાવસ્વરૂપ તરંગ, કલ્પના, તર્ક, અવલોકન અને ચિંતન છાયાને જેટલે દરજ્જે લેખકના હૃદયપટમાં અવકાશ મળ્યો હોય તેટલાંજ પ્રમાણમાં એઓ દૃષ્ટિગોચર થાય છે. કેમકે હૃદયઆઘાતસ્વરૂપ બુદ્ધિપ્રભાની મદદ વિના હોઇ શકતુ નથી. આથી બુદ્ધિપ્રભાવસ્વરૂપક્રિયાઅનુક્રમ નીચે પ્રમાણે બંધાય છે.

| બુદ્ધિપ્રભાવસ્વરૂપક્રિયા અનુક્રમ | હૃદય આઘાત, આઘાત શ્રદ્ધા, આઘાત પ્રગાઢતા, આઘાત પ્રવાહશકિત અને આઘાતથી આગળ વધતાં હૃદયપ્રકાશપ્રવાહ. |
|---|---|

જ્યારે જ્યારે આઘાતનાં કાર્ય કારણ માટે હૃદય બુદ્ધિની મદદ લઇ ખંતથી શોધ કર્યા કરે છે ત્યારે ત્યારે સત્ય સ્પષ્ટ થતાં થતાં, પ્રગાઢતાને પામતાં હૃદય પ્રકાશ આપવા યોગ્ય થાય છે જેથી એ પ્રકાશની ગતિનાં પ્રમાણમાં બુદ્ધિપ્રભાવના ભેદ જૂદા જૂદા હોય છે. આઘાતપ્રવાહશક્તિ એ પર કે અન્યની શ્રદ્ધા કે અન્યના પ્રકાશપ્રભાવ ઉપરજ આધાર રાખે છે. પણ એ અન્યનું સ્વરૂપ પ્રકાશ કરતાં તન્મયતા અને સ્વરૂપસમજ પરત્વે એના ભેદ પણ બુદ્ધિપ્રભાવના ભેદથી જૂદા હોતા નથી. તન્મ-

ચતાનું સ્વરૂપ જો વિશેષ પ્રબળ અને પ્રગાઢ હોય તો પ્રકાશ સ્વરૂપની તુલના યોગ્યજ એ સ્વરૂપ થઇ પડે છે. પણ એમ થતાં એમાં જે દોષ દૃષ્ટિગોચર થાય છે તે બુદ્ધિક્રિયાના અભાવને લીધે, વિશાળતા, સમગ્રતા ન હોતાં એકદેશીય સ્વરૂપ થઇ જાય છે કે અંધશ્રદ્ધામયજ દૃષ્ટિગોચર થઇ અન્યને તન્મય કરતાં રસ આપી ભાવનું ભાન કરાવે પણ બુદ્ધિવિકાસમાં શ્રદ્ધા ઉત્પન્ન કરાવી શકતું નથી. કેમકે વૃત્તિ માત્રનાં પૃથક્કરણથી ચઢતાં ચઢતાં વૃત્તિલય સુધી વૃત્તિનું ભાન કરાવનાર ચિત્રકલ્પનામાં રહેલ ભાવના રૂપી હૃદયવિકાસનો એમાં અભાવ હોય છે. અપરિપક્વ વૃત્તિઓને આઘાતથી લુબ્ધ કરવી અને ઉન્નત વૃત્તિઓને તેજ કે ચળકાટથી જાગૃત કરવી એ બન્નો ભિન્ન ભિન્ન કાર્ય છે. પહેલું ફક્ત વૃત્તિવિનોદ અને તરંગ કે કલ્પનાનુંજ કાર્ય છે; ત્યારે બીજું તર્કાદિકથી ચઢતા દરજ્જાની બુદ્ધિસ્વરૂપનું કાર્ય છે. પહેલામાં અનુકરણાભાસ, પરાશ્રય, ચૌર્યવૃત્તિઆભાસ કે સામાન્યતા સ્થળે સ્થળે સ્વાભાવિક છે. ત્યારે બીજામાં તદ્દન સ્વતંત્ર અને નવીન કૃતિઓનુંજ કાર્ય દૃષ્ટિગોચર થાય છે. આગળ જણાવી ગયા તેમ **વૃત્તિ** એ હૃદયપર પડતું છાયા ચિત્ર છે. અને એમ છાયા ચિત્ર પડવાનું મૂળ કારણ આઘાત છે. જેથી **વૃત્તિઓ** પણ આઘાતથીજ કેળવાય છે. એમ હોતાં હૃદયઆઘાતમાં થતી વૃત્તિઓની ક્રિયાઓનો અનુક્રમ નીચે પ્રમાણે દૃષ્ટિગોચર થાય છે.

| | |
|---|---|
| હૃદય આઘાતમાં થતી વૃત્તિની ક્રિયાઓનો અનુક્રમ | (૧) વૃત્તિ આવેશ (૨) વૃત્તિરાગ (૩) વૃત્તિવિનોદ (૪) વૃત્તિપૃથક્કરણ અને વૃત્તિકેળવણી ( રાગાત્મક અને વિનોદાત્મક બન્નો) (૫) વૃત્તિસત્વસ્થાપન (૬) જડ ચૈતન્ય વૃત્તિક્રિયાઅનુભવ (૭) વૃત્તિલય અને એનું પરિણામ ક્રિયા માત્ર લય. |

ઉપર જણાવેલી જે જે વૃત્તિઓનાં બિંદુ ઉપરથી હૃદયઆઘાત પ્રગાઢ થઇ રેલાવવું શરૂ કરે તે તે વૃત્તિઓનાં પ્રમાણમાં લેખનાં ભિન્ન ભિન્ન સ્વરૂપ બંધાય. કેમકે લેખ એ હૃદયવૃત્તિનાં ચિત્ર શિવાય બીજું કશું નથી. જેથી કરી વૃત્તિઓ નીચે પ્રમાણે લેખની ગતિને જન્મ આપે. એટલેઃ—

વૃત્તિઆવેશ—(૧) ઉભરા અને (૨) શબ્દજાળ કે ગુંથણી.

વૃત્તિરાગ—(૩) રાગાવેશકતા.

વૃત્તિવિનોદ—(૪) માધુર્ય.

અહિંથી વૃત્તિલયમાટે જોઇતી નિર્મળતાની ઝાંખી ની શિરૂઆત થાય

વૃત્તિપૃથક્કરણ અને વૃત્તિકેળવણી } — { (૫) સુઘડતા અને (૬) વિરત્વ કે શૌર્ય

વૃત્તિસત્વસ્થાપન — { (૭) પ્રોત્સાહ કુશળતા અને (૮) બુદ્ધિવાદ

જડચૈતન્યવૃત્તિક્રિયામાં શ્રદ્ધા કે અવલોકનથી. વૃત્તિ-ક્રિયાઅનુભવ } —(૯) પ્રૌઢતા, ગાંભીર્ય, ભવ્યતા અને દિવ્યતા.

વૃત્તિલય કે ક્રિયા માત્ર લય } —(૧૦) **શાંતિ અને પ્રેમપ્રકાશ.**

પણ એવી વૃત્તિની ક્રિયાઓ બુદ્ધિની મદદ વિના હોઇ શકતી નથી. જેથી એ ક્રિયાના ભેદ પરત્વે બુદ્ધિની ગતિના પણ ભેદ નીચે પ્રમાણે દૃષ્ટિગોચર થાય છે.

| બુદ્ધિભેદ | વૃત્તિક્રિયા. |
|---|---|
| ૧ તરંગ— | વૃત્તિઆવેશ, વૃત્તિરાગ અને વૃત્તિવિનોદ ભાવના. |
| ૨ કલ્પના— | વૃત્તિપૃથક્કરણ અને વૃત્તિકેળવણીભાવના (રાગાત્મક અને વિનોદાત્મક બન્નો) |

૩ **તર્ક**—વૃત્તિસત્વસ્થાપનભાવના.

૪ **અવલોકન**—જડ ચૈતન્ય, (ભિન્ન ભિન્ન)વૃત્તિ(નાં ભિન્ન ભિન્ન સંબંધ) ક્રિયાઅનુભવભાવના.

૫ **ચિંતન**—વૃત્તિલય કે પરિણામે ક્રિયા માત્ર લય.

તત્વ શોધન અને તેમનાં ભિન્ન ભિન્ન સ્વરૂપસંબંધદર્શક શુષ્ક કે નીરસ વિષયપરથી હવે આપણે વ્યવહારિક ક્રિયાના સંબંધપર આવીશું. એમ કરતાં બુદ્ધિભેદસ્વરૂપ નીચે પ્રમાણે વ્યાખ્યામાં સ્થાપિત થાય કે વિવેચનથી તેમનાં સ્વરૂપનું નીચે પ્રમાણે ભાન કરાવી શકાય.

**તરંગ**—હૃદયમાં રહેલા રસને જાગ્રત કરનાર મૂળ સ્વરૂપ **તરંગ**જ છે. બાલ્ય કાળનાં ભિન્ન ભિન્ન તરંગસ્વરૂપ કે ચિત્રથી સહુ કોઇ અપરિચિત નથી. એવા તરંગ અસંભવિત સ્વરૂપ ચિત્ર ખડાં કરે, તેમાંજ રસ લે, અને એ પ્રમાણે વૃદ્ધિ પામતાં પામતાં સત્ય સ્વરૂપના રસપર જઇ સ્થિર થઇ રહે. પણ કેટલાક એમ જઇ શકતા ન હોવાથી તરંગમાત્રમાંજ રમણ કર્યા કરે છે. વ્યક્તિ માત્રનું એવું રમણ એક સરખું હોતું નથી. જેથી તરંગની ગતિના પણ ભેદ પડી શકે. પણ હાલના પ્રસંગમાં એની જરૂર ન હોવાથી સામાન્ય વિવેચનપરજ લક્ષ રહેશે. તરંગની ગતિમાં કેટલાક અદ્ભુતરમણરસનાં પગથીએ પગથીએ

ઉર્ધ્વગમન કરતા રહે છે; તો કેટલાક પરાનુભવશ્રદ્ધાવાળા એવા માર્ગના અનુભવનો સ્વાદ ચાખ્યા વિના, એકદમ ચિંતનસ્વરૂપ શિખરપર કૂદકો મારે છે. જેથી તેમાં શુષ્કતા, શબ્દજાળ, દુર્ગમ્યતા, હીનતા, પિષ્ટપેષણાદિક ઘણા દોષો તરી આવે છે. અથવા રસખીલવણી દૃષ્ટિગોચર થાય તો તે એકદેશીયજ હોય છે, સમગ્ર અને વિશાળ હોતી નથી. બાલ્ય કાળની તરંગ અવસ્થાને નહિ કેળવતા કેટલાક વળી, એ અવસ્થા છૂટી જતાં કે એનો ત્યાગ કરી, કલ્પના, તર્ક અને અવલોકનથીજ ચઢવા પ્રયાસ કરતા જોવામાં આવે છે. એવા સમૂહમાં કહિં કહિં પ્રૌઢતા, ગંભીરતા, હૃદયદ્રાવકતા કે આર્દ્રતા હોય છે ખરી. પણ એક રગનો અનેક રગમાં પ્રવેશ કરતો ભભક મારતો તેજોમય રસપ્રવાહ એવા લેખકોમાં હોતો નથી. કેમકે તરંગ વિના કુદરતના રસસ્વરૂપનુ ભાન થતુ નથી. કુદરતનાં આબેહુબ ચિત્ર વિના હૃદય ભાવ ખીલતો નથી. કુદરતચિત્ર પણ, અમુક પ્રકારના યોગ્ય સ્થળે યોગ્ય શણગારથીજ, વિશેષ મનોહર, ચિત્તાકર્ષક અને પ્રકાશમય જીવનગતિ પ્રાપ્ત કરે છે. જેથી શણગાર કે અલંકારને અભાવે શુષ્કતા, જડતા, મંદતા, કઠોરતા, તીવ્રતાદિક દોષ દૃષ્ટિગોચર થાય છે. તેમજ કુદરતશણગારની યોગ્ય વ્યવસ્થા નહિ કરવાથી પણ કઠોરતા અસંભાવ્યતા બાળકતામાત્ર, તરંગશીલતા, એકતા, પાંડિત્યાડંબર, નિર્થકતા કે નિર્જીવતાદિકનાં અથડાટ કે અભાવ કરાવનાર દોષો દૃષ્ટિગોચર થાય છે. જેથી, કેટલાક વૃત્તિનાં ચિત્ર આપવા જતાં, સ્વાનુભવવૃત્તિરાગતું ડોળમાત્રજ ઘાલતા અનુકરણકાર કે ચૌર્ય વૃત્તિવાળા હીન નજર પડતાં હૃદયને કંપાવે છે. એવા લેખકો, અન્યની શ્રદ્ધા, અન્યનાં અવલોકન અને અન્યનાં ચિંતન બળને નિજસ્વાનુભવમાં પલટાવવાના લોભ, આડંબર, મહતા, અહંભાવ અને સ્વાર્થાદિક અધમવૃત્તિથી મુકત હોતા નથી. કાળ ક્રમે એવા કેટલાકની પણ મહતા ખરેખર જમાનાની વિચિત્રતાજ છે.

તરંગની છાયાનું ભાન કરાવવુ કે સહજ ઝાંખી કરાવવી, એ વૃત્તિ-વિનોદનું કાર્ય હોવાથી રસની વૃદ્ધિ કરે છે. પણ એકજ તરંગમય વૃત્તિને હદ બહાર લંબાવ્યા કરવી કે અનેક પાત્રમાં તેજ તરંગશીલ વૃત્તિના રસનું ભાન કરાવવું એ તો નિર્વેદ અણાવે છે, અને રસસમજનાં પ્રગાઢ સ્વરૂપની ખામી લેખકમાં બતાવે છે, એટલે સ્પષ્ટ કરે છે કે લેખકનો, ભિન્ન ભિન્ન ભેદ જોનાર કે સમજનાર રસપ્રગાઢ થયો નથી. પણ લેખકના હૃદયની રસગતિ એવાં પ્રગાઢસ્વરૂપતરફના માર્ગપર

છે. અને વળી બતાવે છે કે એવા માર્ગપર હોઇ કયાં કયાં ગુંચવાય છે, કયાં કયાં અથડાય છે, અને કયાં આગળ વિરામ પામે છે કે વિરામ પામશે. ઉત્તમ લેખક તરંગચિત્ર આપતાં લેખકના તરંગમાત્રજ છે એવું ભાન થવા દેતો નથી. પણ તરંગનેજ સત્ય સ્વરૂપમાં પલટાવી હૃદયને શ્રદ્ધાન્વિત કરી ગાઢ રસપર ચઢાવે છે. એવા પ્રસંગોમાં પાત્રદર્શન, જડમાં પણ ચૈતન્યમય પાત્રભાવ, પ્રસંગ, પ્રાત્ર અને પાત્રોના ભાવોનું ઉપસ્થિતકરણ, જડ અને ચૈતન્યમય પાત્રનાં હૃદય અને હૃદયરસની સ્થિતિ, એ સર્વેથી ઉદ્ભવ થતા ભાવોની પ્રગાઢ અસર કરાવવાનું ચાતુર્ય, એ ઉન્નત હૃદયરસાન્વિત લેખકનાં લક્ષણ છે. જેથી ચાતુર્ય અને પ્રગાઢતા રહિત ઉન્નત હૃદયના રસપર જવા મંથન કરતું અલ્પ સ્વરૂપ કે મથન કરતી અલ્પ ક્રિયા એ **બુદ્ધિપ્રભાવભેદ તરંગનું** બાળ સ્વરૂપ છે. કેટલાક લેખકો એ તરંગ સ્વરૂપ આગળ વધી શકતા નથી, કેટલાક આગળ વધે છે. પણ માર્ગમાં અટકી પડે છે, અને કોઇ કોઇ વિરલાજ શિખર પ્રાપ્ત કરે છે.

એકજ સ્વરૂપ અથવા એકજ રસની કલ્પનામાં (સુંથારની) સીહારડીના વ્હે માફક ઉંડેજ ઉતર્યાં કરવું કે રસની પર્યાપ્તિ માટે પાતાળના નાગલોકનાં દર્શન કરવા જવું એ પણ લેખકના તરંગની શિરૂઆતનીજ ક્રિયા છે. એવી એવી ક્રિયાગોમાં હૃદયનો અમુકજ રસ રેલાવવામાટે લેખક અસંભવિત પાત્ર કે અસંભવિત પ્રસંગ ઉપસ્થિત કરે ત્યારે એવાં પાત્ર અને એવા પ્રસંગ લેખકના **તરંગજ** કહેવાય. કેમકે લેખકને અમુક રસ પર્યાપ્તિનું પોપણ સ્થાન ન હોવાથી એવાં અસંભવિત પાત્ર અને પ્રસંગોદ્વારા રસ રેલાવી લેખકની વૃત્તિઓ પર્યાપ્તિ માને છે. એમાં સંભવિત ક્રિયા, કાર્ય, કારણ કે હેતુ જવલેજ હોય છે; અને હોય છે તો એક માર્ગી લેખકનાંજ હોય છે.

**કલ્પના**—વ્યવહારમાં પ્રચલિત કે વ્યવહારમાં સંભવિત ગણાય એવાં નવાં સ્વરૂપની સૃષ્ટિ ખડી કરવી એ **કલ્પના** કાર્ય છે. એમાં લેખકનો ઉદ્દેશ ગમે તેવા વિપયાંતરથી પણ ઉદ્દીપન થઇ તરતો રહેવો કે વપયની ઐકયતા જાળવાવવી અને એવા ઉદ્દેશની ઐકયતા જાળવાવવા મિાટેજ સામગ્રીસાધનની યોજના એ લેખકની ચતુરાઇ અને વ્યવહારિક અવલોકન શક્તિની પ્રગાઢતાથી ભિન્ન ભિન્ન સ્વરૂપભેદ વિષે લેખકના સ્પષ્ટ વિચારનું ભાન કરાવે છે. અવલોકન શક્તિની પ્રગાઢતા, સ્વરૂપભેદની સ્પષ્ટતા અને લેખસ્વરૂપની ઐકયતામાં, જેટલી ખામી તેટલે દરજ્જે લેખક ઉતરતો કે હલકી પંક્તિનો ગણાય. આ સ્વરૂપમાં પણ લેખકને નિજ આત્મનિષ્ઠાનું ભાન થતું નથી.

**તર્ક**—અમુક ક્રિયા કે, અમુક વૃત્તિસ્વરૂપમાં અમુક સ્વરૂપ, કે અમુક વૃત્તિને અમુક રીતે પલટાવવાની શક્તિ રહેલી છે એ શોધી કાઢી તેને, તે બીજાં સ્વરૂપને પલટાવવા, ક્રિયા માર્ગમાં મૂકવું એ **તર્ક**કાર્ય છે.

**અવલોકન**—સૃષ્ટિક્રમના જડ ચૈતન્ય વ્યવહાર માત્રનું દિગ્દર્શન કરી તે દરેકના ક્રિયામાર્ગ જાણી, તેમની નિત્યતા, અનિત્યતા, સત્યતા, અસત્યતા વિગેરે પર વિચાર કરી દૃઢ નિશ્ચયપર આવવું એ અવલોકન કાર્ય છે.

**ચિંતન**—ઉપર પ્રમાણે બાહ્ય તત્વોનો નિશ્ચય થતાં અંતર સૂક્ષ્મ તત્વોના ક્રિયામાર્ગની શોધ કરવી અને તેમાં શ્રદ્ધાન્વિત થઇ બિંદુની પરિસીમા પ્રાપ્ત કરવી એ **ચિંતન** કાર્ય છે. ટુંકમાં આગલાં સ્વરૂપ ચિંતન પર આવવાનાં પગથીઆં છે. કલ્પના સુધી તો અહંભાવ લોભાદિક સ્વાર્થોજ દૃષ્ટિગોચર થાય છે. **તર્ક**સ્વરૂપમાં ઠરતાં આત્મનિષ્ઠાની ઝાંખી થવા માંડે છે કે જે ચિંતનસ્વરૂપમાં સંપૂર્ણરીતે પરિપાક પામે છે.

ઉપર જણાવ્યા પ્રમાણે બુદ્ધિપ્રભાવભેદનાં સામાન્ય સ્વરૂપ ચિત્ર ઉપરથી કયા કયા ભેદ ઉપરથી કેવા પ્રકારની વ્યવહાર વ્યવસ્થાનું દિગ્દર્શન થાય એપર આવીશું. જેપરથી ભિન્ન ભિન્ન લેખકોની દૃષ્ટિમાં ભિન્ન ભિન્ન ભેદનું સ્પષ્ટિકરણ પણ સહજ થઇ જશે. વ્યવહારથી અલગ રહી વ્યવહારમાં ગાંડા ગણાઇ અંતર વૃત્તિથી રસને કેળવી રસનો અનુભવ લેતાં એવા રસનું દૃષ્ટિ બિંદુ કયાં સ્થિર થાય, એજ લેખકોના ભેદનું મુખ્ય સ્પષ્ટિકરણ છે. એમ કરતાં કેટલાક લેખક વ્યવહારથી અલગ છતાં, ગૃહ વ્યવહાર અને કુદરતરસનુંજ અવલોકન કરી, તેના રંગમાંજ રસમય તલ્લીન રહે છે. આવા લેખકોમાંથી **સુઘડતાવાળા** લેખો ઉદ્ભવે છે. ન્યૂનતા કે અધિકતા વિના યોગ્ય સ્વરૂપમાં મનહરરીતે દૃષ્ટિ આગળ સ્વરૂપનું તરી રહેવું એ **સુઘડતા** છે. વ્યવહારમાં બાહ્ય વસ્ત્રાલંકારનાં સુઘડચિત્રની અસરથી હૃદયનાં તેવાંજ પ્રકારનાં સુઘડચિત્રની અસર કોઇપણ રીતે ભિન્ન નથી. કેટલાક ગૃહ કુટુંબ અને કુદરતરસની ગુંથણીમાં નિઃસારતા કે નીરસતા જોઇ પોતાનું દૃષ્ટિ બિંદુ, ગામ, દેશ, રાજ્યવ્યવસ્થા, હુન્નર, ચમત્કૃતિ કે અલૌકિક કે અનુપમ સૌંદર્યના વિષય ઉપરજ, ઠેરવે છે. એમાંથી **વિરત્વ** કે **શૌર્ય**વાળા લેખો ઉદ્ભવે છે. એઓ ગૃહ અને કુટુંબના વિષયને પ્રસંગોપાતજ, વિશેષ ખેંચાણ કરનારી કે ચિત્તાકર્ષક બાબતોમાંજ અડકે છે. **સુઘડતાવાળા** લેખકોમાં એકજ વિષયમાં તન્મયતા અને ગુંથણી વિશેષ હોય છે. ત્યારે અહિંયાં તેના કરતાં વધુ વિશાળતા અને અનેક વિષયપર કૂદકા વિશેષ હોય છે.

એ બન્નો વર્ગવાળા લેખકો સ્થૂળ સૃષ્ટિનાંજ ભક્ત હોઇ બાહ્ય સ્વરૂપજ ચિતરે છે, **વિરત્વ કે શૌર્ય** કુદરતને પણ, ઉત્સાહ આપનાર સ્વરૂપમાં મૂકી, શૌર્યાન્વિત, તેજસ્વી, ભવ્ય કે રસજ્ઞ યોદ્ધાના સ્વરૂપમાં ખડી કરી દેછે. ત્યારે **સુઘડતા** તેની સાથે બાળક માફક ગેલ કરે છે કે પત્નીપ્રેમ માફક તરંગ નિમગ્ન નિર્મળ તન્મય વહ્યા કરે છે. વળી **સુઘડતા** હૃદય વૃત્તિને નિર્મળ કરે છે ત્યારે **વિરત્વ કે શૌર્ય** એને ઉત્તેજીત કરી ઉશ્કેરે છે. **સુઘડતા** માતા, પત્ની, બંધુ, પુત્ર, મિત્ર વિગેરેના સંબંધમાં, વિનય, વિવેક, નમ્રતા, ઉદારતા, ક્ષમા, સંતોષ, ધૈર્ય, હિમત વિગેરે વ્યવહાર ઉપયોગી ઉચ્ચ ગુણોનું તેમજ વ્યવહાર વ્યવસ્થાની ખામી અને તેને યોગ્ય જોઇતાં સ્વરૂપનું, ઉપર જણાવ્યા પ્રમાણે, નરમ સ્વરૂપમાં ભાન કરાવી, હૃદયને નિર્મળ કરી, પીગળાવી, વ્યવહાર અને સ્વાર્થને જોઇતી હદમાંજ એ ગુણો પોપાવી, અનુવર્તાવે છે. ત્યારે વિરત્વ કે શૌર્ય ન્યાત ગામ કે દેશનું અભિમાન ઉત્પન્ન કરાવી, તેમને અર્થે પોતાનો સ્વાર્થ પણ ત્યાગ કરાવી, પરોપકાર કે સામાન્ય જનસમૂહનાં હિતનાં કાર્યમાટે ઉશ્કેરી તે પાર પાડવા પ્રયાસ કરાવે છે. અને ગમે તેવી મુસીબતમાં પણ ઝંપલાવવા બળ હિમત અને દૃઢતા અપાવે છે, કે પ્રાપ્ત કરાવે છે. **સુઘડતાના** રસનિમગ્ન લેખકને વ્યવહારિક નીતિરીતિનું સારૂં જ્ઞાન હોવું જોઇએ. ત્યારે જેની હૃદયવૃત્તિમાં વિરત્વ કે શૌર્યનો ઝરો વહ્યા કરતો હોય તેને જમાના જમાનાનું જ્ઞાન, તોલન શક્તિ, અવલોકન શક્તિ, ચાલતા જમાનામાં તરી આવતી અગત્યની મુખ્ય મુખ્ય ખામીઓ, જમાનાને અનુસરી દેશ ગામ અને સમૂહની જરૂરીઆતો, તેમાટે હૃદય વૃત્તિની આર્દ્રતા, તેમાં વૃત્તિનું રોકાણ અને એ રોકાણમાંજ રસ નિમગ્નપણું એજ, વિચાર અને ભાષામાં **વિરત્વ કે શૌર્ય** અપાવે છે કે પ્રાપ્ત કરાવે છે.

**પ્રોત્સાહ ને કુશળતા**–એ **સુઘડતાનાં** પ્રગાઢ સ્વરૂપ છે. **સુઘડતામાં** જ્યારે નીતિ નિયમાદિક, વ્યવહારિક સ્થૂળદ્વારાજ, દૃષ્ટિગોચર થાય છે, ત્યારે **પ્રોત્સાહ અને કુશળતામાં** તે વ્યવહારમાં સામાન્ય પ્રચલિત સૂક્ષ્મદ્વારા દૃષ્ટિગોચર થાય છે. **વિરત્વ કે શૌર્યનાં** આવેશિક સ્વરૂપને પણ યોગ્ય સ્થળે, ગંભીર અને ઘટ ભવ્યતાની યોગ્ય હદમાંજ ખીલવી મિશ્રિત કરવામાં આવે છે. **પ્રોત્સાહ અને કુશળતામાં** જ્યારે સૂક્ષ્મના યોગ્ય અંગને યોગ્યરીતેજ ખીલવેલું હોય, અને એમ યોગ્ય ખીલવવા પ્રસંગની ચુંટણી હોય, તેમજ તે અંગને ખીલવી ઉદ્દીપન કરનાર આ-

સંપાસના સંસર્ગી સૂક્ષ્મના આવિર્ભાવ યોગ્યરીતે યોગ્ય પ્રસંગે અંગને તેજ અને પ્રકાશ આપવાજ આગળથી ઘટાવેલા હોય જેથી અમુક એક બિંદુ તરફજ અનેક વિચિત્ર રંગવાળા પ્રવાહો દોડી જાય છે એવું ભાન થઇ રહે એવી વિચિત્ર કલ્પના તરતી રહે છે. ત્યારે **સુઘડતામાં** સમગ્ર રીતે એવાં અંગની ખીલવણી હોતી નથી. પણ ઘણી ખરી બાબતોમાં નિર્જીવ કે સામાન્ય બાબતો ઘુસાડી દીધી હોય, કોઇ અંગને વધુ ઓછો હદબહાર માર્ગ આપ્યો હોય, કે વ્યવહારિક સૂક્ષ્મની–ભિન્ન ભિન્ન પાત્રનાં વર્તનદ્વારા પણ—ગણના કે પુનરૂક્તિ માત્રજ દૃષ્ટિગોચર થાય. **પ્રોત્સાહ અને કુશળતા** માટે વ્યસહારિક સૂક્ષ્મના બારીકમાં બારીક ભેદનું જ્ઞાન, તેની હૃદયવિકાસ અને વ્યક્તિમાત્રની મનોવૃત્તિપર **થતી** અસરનું જ્ઞાન, અને એવાં જ્ઞાનમાટે કંઇક અંતર સૂક્ષ્મનું અવલોકન, તેમજ વ્યવહારનું અવલોકન, આટલાંની આવશ્યકતા છે. ત્યારે સુઘડતામાં તો ફકત વ્યવહારનુંજ બારીક અવલોકન હોય છે. **પ્રોત્સાહ અને કુશળતામાં** હૃદયરસ ઉન્નત અને પ્રગાઢ હોય છે પણ શ્રદ્ધાની ઝાંખી છતાં શ્રદ્ધાબિંદુ પ્રગાઢ હોતું નથી.

**બુદ્ધિવાદલેખો**—એમાં હૃદય અને અંતઃકરણને એક બાજુએજ રાખી કે તેમના તરફ લક્ષ કર્યા વિના મનની ગતિનુંજ અવલોકન હોય છે. જેથી એમાં શ્રદ્ધાનાં ચિત્રો હોઇ પ્રેમપરિપાકનું દર્શન નથી. પણ તર્ક અને કલ્પનાનાં ચિત્રો હોઇ ચૈતન્ય શકિતના પ્રભાવબળનું દિગ્દર્શન કરવાનોજ, વિચારશકિતદ્વારા, પ્રયાસ હોય છે. જેથી સામાન્ય વ્યવહારપ્રચલિતસ્વરૂપ અને સત્ય બહાર, અપવાદરૂપે નિકળતાં, ધ્યાન, ધારણા અને ચિંતનવાળાં સ્વરૂપ ચિત્રનાં સત્યમાં એમને લેશ પણ શ્રદ્ધા હોઇ તે માન્ય હોતાં નથી. જેથી કોઇપણ બિંદુ તરફ દૃષ્ટિ વિના અથવા એવાં કોઇપણ બિંદુને અમાન્ય રાખવા, અથવા માન્યતા સિદ્ધ કરવા, એવાં બિંદુનાં અસ્તિત્વપર આક્ષેપ કરીકે શંકા લઇ વ્યવહાર અને વ્યવહારિક કુદરતનાં પૃથક્કરણથી સ્થૂળ કે જડ વ્યવહાર તેમજ મન કે મનની ગતિ દ્વારાજ સત્ય શોધવા અનેક તર્ક અને શોધો એમાં થયાં કરે છે. જેથી એમાં અથડાટ, પછડાટ અને વાતના વિતંડા પણ હોય એમાં નવાઇ નથી. એમાં આક્ષેપવૃત્તિની કેળવણી હોવાથી એ બુદ્ધિની તીવ્રતા વિશેષ કેળવે છે, સામાન્ય અસત્ય સ્વરૂપકલ્પનાચિત્રને તરતજ તારવી કાઢે છે, એવાં સ્વરૂપના સંબંધમાં ભિન્ન ભિન્ન દોષ બતાવી તેપર અશ્રદ્ધા કરાવે છે અને બુદ્ધિની તીવ્રતાને લીધે શ્રેષ્ઠપદ પર રહે છે. જેથી વ્યવહારમાં એ કંઇ થોડો ભાગ બજાવતા

એ બન્ને વર્ગવાળા લેખકો સ્થૂળ સૃષ્ટિનાંજ ભક્ત હોઇ બાહ્ય સ્વરૂપજ ચિતરે છે, **વિરત્વ કે શૌર્ય** કુદરતને પણ, ઉત્સાહ આપનાર સ્વરૂપમાં મૂકી, શૌર્યાન્વિત, તેજસ્વી, ભવ્ય કે રસજ્ઞ યોદ્ધાના સ્વરૂપમાં ખડી કરી દે છે. ત્યારે **સુઘડતા** તેની સાથે બાળક માફક ગેલ કરે છે કે પત્નીપ્રેમ માફક તરંગ નિમગ્ન નિર્મળ તન્મય વહ્યા કરે છે. વળી **સુઘડતા** હૃદય વૃત્તિને નિર્મળ કરે છે ત્યારે **વિરત્વ કે શૌર્ય** એને ઉત્તેજીત કરી ઉશ્કેરે છે. **સુઘડતા** માતા, પત્ની, બંધુ, પુત્ર, મિત્ર વિગેરેના સંબંધમાં, વિનય, વિવેક, નમ્રતા, ઉદારતા, ક્ષમા, સંતોષ, ધૈર્ય, હિમત વિગેરે વ્યવહાર ઉપયોગી ઉચ્ચ ગુણોનું તેમજ વ્યવહાર વ્યવસ્થાની ખામી અને તેને યોગ્ય જોઇતાં સ્વરૂપનું, ઉપર જણાવ્યા પ્રમાણે, નરમ સ્વરૂપમાં ભાન કરાવી, હૃદયને નિર્મળ કરી, પીગળાવી, વ્યવહાર અને સ્વાર્થને જોઇતી હદમાંજ એ ગુણો પોષાવી, અનુવર્તાવે છે. ત્યારે વિરત્વ કે શૌર્ય ન્યાત ગામ કે દેશનું અભિમાન ઉત્પન્ન કરાવી, તેમને અર્થે પોતાનો સ્વાર્થ પણ ત્યાગ કરાવી, પરોપકાર કે સામાન્ય જનસમૂહનાં હિતનાં કાર્યમાટે ઉશ્કેરી તે પાર પાડવા પ્રયાસ કરાવે છે. અને ગમે તેવી મુસીબતમાં પણ ઝંપલાવવા બળ હિમત અને દૃઢતા અપાવે છે, કે પ્રાપ્ત કરાવે છે. **સુઘડતા**ના રસનિમગ્ન લેખકને વ્યવહારિક નીતિરીતિનું સારૂં જ્ઞાન હોવું જોઇએ. ત્યારે જેની હૃદયવૃત્તિમાં વિરત્વ કે શૌર્યનો ઝરો વહ્યા કરતો હોય તેને જમાના જમાનાનું જ્ઞાન, તોલન શક્તિ, અવલોકન શક્તિ, ચાલતા જમાનામાં તરી આવતી અગત્યની મુખ્ય મુખ્ય ખામીઓ, જમાનાને અનુસરી દેશ ગામ અને સમૂહની જરૂરીઆતો, તેમાટે હૃદય વૃત્તિની આર્દ્રતા, તેમાં વૃત્તિનું રોકાણ અને એ રોકાણમાંજ રસ નિમગ્નપણું એજ, વિચાર અને ભાષામાં **વિરત્વ કે શૌર્ય** અપાવે છે કે પ્રાપ્ત કરાવે છે.

**પ્રોત્સાહ** ને **કુશળતા**—એ **સુઘડતા**નાં પ્રગાઢ સ્વરૂપ છે. **સુઘડતા**માં જ્યારે નીતિ નિયમાદિક, વ્યવહારિક સ્થૂળદ્વારાજ, દૃષ્ટિગોચર થાય છે, ત્યારે **પ્રોત્સાહ અને કુશળતા**માં તે વ્યવહારમાં સામાન્ય પ્રચલિત સૂક્ષ્મદ્વારા દૃષ્ટિગોચર થાય છે. **વિરત્વ કે શૌર્ય**નાં આવેશિક સ્વરૂપને પણ યોગ્ય સ્થળે, ગંભીર અને ઘટ ભવ્યતાની યોગ્ય હદમાંજ ખીલવી મિશ્રિત કરવામાં આવે છે. **પ્રોત્સાહ અને કુશળતા**માં જ્યારે સૂક્ષ્મના યોગ્ય અંગને યોગ્યરીતેજ ખીલવેલું હોય, અને એમ યોગ્ય ખીલવવા પ્રસંગની ચુંટણી હોય, તેમજ તે અંગને ખીલવી ઉદ્દીપન કરનાર આ-

સંપાસના સંસર્ગી સૂક્ષ્મના આવિર્ભાવ યોગ્યરીતે યોગ્ય પ્રસંગે અંગને તેજ અને પ્રકાશ આપવાજ આગળથી ઘટાવેલા હોય જેથી અમુક એક બિંદુ તરફજ અનેક વિચિત્ર રંગવાળા પ્રવાહો દોડી જાય છે એવું ભાન થઇ રહે એવી વિચિત્ર કલ્પના તરતી રહે છે. ત્યારે **સુઘડતામાં** સમગ્ર રીતે એવાં અંગની ખીલવણી હોતી નથી. પણ ઘણી ખરી બાબતોમાં નિર્જીવ કે સામાન્ય બાબતો ઘુસાડી દીધી હોય, કોઇ અંગને વધુ ઓછો હદબહાર માર્ગ આપ્યો હોય, કે વ્યવહારિક સૂક્ષ્મની-ભિન્ન ભિન્ન પાત્ર- નાં વર્તનદ્વારા પણ—ગણના કે પુનરૂક્તિ માત્રજ દૃષ્ટિગોચર થાય. **પ્રો- ત્સાહ અને કુશળતા** માટે વ્યસહારિક સૂક્ષ્મના બારીકમાં બારીક ભેદનું જ્ઞાન, તેની હૃદયવિકાસ અને વ્યક્તિમાત્રની મનોવૃત્તિપર **થતી** અસરનું જ્ઞાન, અને એવાં જ્ઞાનમાટે કંઇક અંતર સૂક્ષ્મનું અવલોકન, તેમજ વ્યવહારનું અવલોકન, આટલાંની આવશ્યકતા છે. ત્યારે સુઘડતા- માં તો ફકત વ્યવહારનુંજ બારીક અવલોકન હોય છે. **પ્રોત્સાહ અને કુશળતામાં** હૃદયરસ ઉન્નત અને પ્રગાઢ હોય છે પણ શ્રદ્ધાની ઝાંખી છતાં શ્રદ્ધાબિંદુ પ્રગાઢ હોતું નથી.

**બુદ્ધિવાદલેખો**—એમાં હૃદય અને અંતઃકરણને એક બાજુએજ રાખી કે તેમના તરફ લક્ષ કર્યા વિના મનની ગતિનુંજ અવલોકન હોય છે. જેથી એમાં શ્રદ્ધાનાં ચિત્રો હોઇ પ્રેમપરિપાકનું દર્શન નથી. પણ તર્ક અને કલ્પનાનાં ચિત્રો હોઇ ચૈતન્ય શકિતના પ્રભાવબળનું દિગ્દર્શન કર- વાનોજ, વિચારશકિતદ્વારા, પ્રયાસ હોય છે. જેથી સામાન્ય વ્યવહારપ્રચલિત- સ્વરૂપ અને સત્ય બહાર, અપવાદરૂપે નિકળતાં, ધ્યાન, ધારણા અને ચિંત- નવાળાં સ્વરૂપ ચિત્રનાં સત્યમાં એમને લેશ પણ શ્રદ્ધા હોઇ તે માન્ય હોતાં નથી. જેથી કોઇપણ બિંદુ તરફ દૃષ્ટિ વિના અથવા એવાં કોઇપણ બિંદુને અમાન્ય રાખવા, અથવા માન્યતા સિદ્ધ કરવા, એવાં બિંદુનાં અસ્તિત્વપર આક્ષેપ કરીકે શંકા લઇ વ્યવહાર અને વ્યવહારિક કુદરતનાં પૃથક્કરણથી સ્થૂળ કે જડ વ્યવહાર તેમજ મન કે મનની ગતિ દ્વારાજ સત્ય શોધવા અનેક તર્ક અને શોધો એમાં થયાં કરે છે. જેથી એમાં અથડાટ, પછડાટ અને વાતના વિતંડા પણ હોય એમાં નવાઇ નથી. એમાં આક્ષેપવૃત્તિની કેળવણી હોવાથી એ બુદ્ધિની તીવ્રતા વિશેષ કેળવે છે, સામાન્ય અસત્ય સ્વરૂપકલ્પનાચિત્રને તરતજ તારવી કાઢે છે, એવાં સ્વરૂપના સંબંધમાં ભિન્ન ભિન્ન દોષ બતાવી તેપર અશ્રદ્ધા કરાવે છે અને બુદ્ધિની તીવ્રતાને લીધે શ્રેષ્ઠપદ પર રહે છે. જેથી વ્યવહારમાં એ કંઇ થોડો ભાગ બજાવતા

નથી. અને એમનો મોભો અને ગણના પણ કંઇ થોડાં નથી.

**પ્રૌઢતા, ભવ્યતા અને દિવ્યતા**—એમાં શ્રદ્ધાબિંદુ પ્રગાઢ હોય છે. અંતરસૂક્ષ્મ કેળવણી વ્યવહારનીપર એટલે વ્યવહારમાં કવચિત કવચિતજ દૃષ્ટિગોચર થતાં એવાં સૂક્ષ્મ સ્વરૂપમાંજ હોય છે. જેથી એમાં સર્વ દૃષ્ટિ શ્રદ્ધાને અનુસરી સૂક્ષ્મને ઉન્નત કરવા કે તેમ થાય તેમાટે કેળવવાપરજ હોય છે. જેથી એમાં હૃદયરસ પ્રગાઢ થતાં થતાં અંતઃકરણની નિર્મળતા અને બુદ્ધિ વિશેષ તરી આવે છે.

**પ્રેમપ્રકાશ**-એમાં સમગ્ર ઉચ્ચ સૂક્ષ્મ કેળવાઇ સમગ્ર **સ્વતંત્રતા, નિસ્પૃહતા, સમાનતા,** અને **પ્રેમ** પ્રાપ્ત કરતાં રગે રગે જડ અને ચૈતન્યમાં રસપ્રવાહ-એક સરખી રીતેજ લેશ પણ ક્ષોભ આચકા કે અથડાટની છાયા વિના—તેજ આપતો, સર્વ રસમય કરતો, અને સર્વ સમગ્રને નિજ સ્વરૂપમાં સમાવી લેતો, એક અચળ અને અખંડ ધારામાં-જ શાંતિ પ્રસારી, પરિપાક કરી, દૃઢ કે પ્રગાઢ કરતોજ રેલતો કે રેલાવવા માંડતો દૃષ્ટિગોચર થાય છે.

સામાન્ય વિવેચન ઉપરથી હવે એ દરેક ભેદનાં વિશેષ સ્વરૂપઉપર જતાં પ્રથમઃ—

(૧) **હૃદયપ્રવાહ**—હૃદયઆઘાત પ્રગાઢ થતાં પૃથક્ પૃથક્ સ્વરૂપને સંબંધરહિત પૃથક્ પૃથક્ ચિત્રાકૃતિમાં ખડું કરવાના પ્રયાસની શિરૂઆત તે **હૃદયપ્રવાહ.**

(૨) **ઉભરા**—આઘાતપ્રગાઢતાના ક્રિયામાર્ગમાં આવેશ પ્રવેશ થતાં અનુકરણ કે રૂપાંતરાદિકદ્વારા, હલકા, ઉતરતા, ચૌર્યવૃત્તિશીલ બાલ્યભાવે કે બાલ્યભાષામાં નિકળવા તે **ઉભરા.** એમાં સ્વતંત્ર બુદ્ધિપ્રભાવની ઝાંખી મુદ્દલ હોતી નથી. વિચાર, વિચારની દિશા, અને વિચારની ગુંથણી, આઘાતથી પ્રાપ્ત થતાં અનુકરણરૂપેજ હોય છે. વિચારચિત્રમાં કંઇ પણ નવીન સ્વરૂપ હોતું નથી. તેમજ કંઇ પણ ચમત્કૃતિ દૃષ્ટિગોચર થતી નથી. વિચાર પણ સંબંધરહિત અને શિથિલ હોય છે. અને શબ્દરચના અને વાક્ય, વીર્ય કે તેજરહિત, સાધારણ પ્રચલિતજ હોય છે. જેથી સામાન્યતા, પિષ્ટપેષણ કે જમાનામાં કે આગલા જમાનામાં પ્રચલિત વિચારના પુનરાવર્તનદોષ શિવાય કશું હોતું નથી.

(૩) **શબ્દજાળ કે ગુંથણી**—**ઉભરા**માં આવેશનાં પૃથક્ પૃથક્ સ્વરૂપ શિવાય વિષયની સંકલના જેવું થોડુંજ હોય છે. ત્યારે અહિંયાં આઘાતપ્રગાઢતા, વિષયનું સંકલના સ્વરૂપ પ્રાપ્ત કરવા કે ખડું કરવાના પ્રયાસમાં મંથન કરતી, દૃષ્ટિગોચર થાય છે. અને તેમ કરતાં વિષય-

સ્વરૂપઅવલોકન સ્પષ્ટ અને પ્રગાઢ થયેલું ન હોવાથી, વિષયનું ચિત્ર આપતાં હૃદયની અવલોકન અને ચિંતન શક્તિની ખામીને લીધે અપૂર્ણ છાપનું ચિત્ર આપતાં શબ્દ આડંબર થતાં શબ્દની ગણના, વિચારની ગણના કે વિચારની ગુંથણીથી હૃદયભાવ બતાવવાનો પ્રયાસ અને તેમ થતાં ક્લિષ્ટતા, દીર્ઘસૂત્રતા, અસંબંધતા, અસંભાવ્યતા, કઠોરતા, જડતા, શુષ્કતા, અયોગ્યતા, નિર્માલ્ય કે નિર્જીવતા વિગેરે તરી આવતા દોષ તે **શબ્દજાળ કે ગુંથણી.** એમાં ઉભરામાં કહેલ દોષ પણ દૃષ્ટિગોચર થાય છે. જેથી વિષયનું સંકલનાસ્વરૂપ ઉભરામાત્ર પણ થઈ રહે. અને શબ્દોની ભાવવાચકતા, વિશેષ સ્વરૂપ સ્પષ્ટ કરી ચિત્રની છાપ આબેહુબ ન પાડતાં, સામાન્ય સ્વરૂપ દર્શક હોઇ, ઝાંખાં કે અસ્પષ્ટ ચિત્રજ ઉત્પન્ન કરે છે.

(૪) **રાગાવેશકતા**—વૃત્તિઓનાં રાગાત્મક સ્વરૂપનાં ચિત્ર આપી વાંચકવૃંદની રાગાત્મક વૃત્તિઓને ઉશ્કેરી જાગૃત કરવી અથવા કામ, ક્રોધ લોભ, મોહાદિક વૃત્તિને વશ પ્રગાઢવૃત્તિઓનાં ચિત્ર આપી પાત્રમાં તરી આવતા અધમ ગુણોનું ભાન કરાવવું. કે એવા અધમ ગુણોને પરિણામે તરી આવતી દયા, ક્ષોભ, દીનતા, ક્રૂરતા, દુષ્ટતા, અવજ્ઞા, તિરસ્કારાદિક વૃત્તિની સ્થિતિપર વાંચકવૃંદના હૃદયને મૂકવું એ **રાગાવેશકતા.** એમાં પણ વૃત્તિઓનાં રાગનાં તરી નીકળતા આવેશનાં ચિત્ર લેખકની શક્તિ પ્રમાણે પ્રગાઢ કે સામાન્ય હોય. એને **ઉભરાનું** પ્રગાઢ સંકલનાસ્વરૂપનું બુદ્ધિપ્રભાવકલ્પનાચિત્ર કહી શકાય. એમાં ઘણું ખરૂં હદથી બહાર છકેલી એકદેશીય વૃત્તિનુંજ ભાન થાય છે. જેથી એ હલકા કે મધ્યમ પ્રકારનાં વાંચકવર્ગને રૂચિકર થઇ પડે છે. પાત્ર અને ભાવો સમજવા વિચાર શકિતને લેશ માત્ર પણ તસ્દી આપવી પડતી નથી. વસ્તુસંકલનામાં ચમત્કૃતિ અને ગુંથણી એ એમાં ચાતુર્ય હોય છે. પાત્રોના ભાવો કરતાં વસ્તુસંકલના જાણવા જીજ્ઞાસા વાંચકને વિશેષ આકર્ષે છે. અતિ દુઃખ, અતિ કષ્ટ, અતિ ભય, અતિ ચપળતા, અતિ કઠોરતા, અતિ કામાવેશકતા, અતિ ખટપટ વિગેરેજ ચિત્રો વાંચકનાં સંતોષની પર્યાપ્તિ છે. વૃત્તિઓની ઉશ્કેરણીથી ઉત્પન્ન થતો રાગ અથવા ઉત્પન્ન થતા રાગનું ભાન એજ રાગાત્મક વૃત્તિને હર્ષસ્થાન છે. અને એજ હર્ષસ્થાન આનંદ સ્વરૂપની મર્યાદા છે. એમાં અસ્વભાવિક ચિત્રો એ સ્વાભાવિક ગુણ છે.

(૫) **માધુર્ય**—અમુક બિંદુ ઉપર હૃદયઆઘાત અથડાટ રહિત સ્થિર થઇ પ્રગાઢ થાય ત્યારે તે બિંદુનો સ્વાભાવિક રસ, પદલાલિત્ય કે કર્ણ અને હૃદયને પ્રિય સ્વરૂપમાં, રેલાવવા માંડે ત્યારે **માધુર્ય** કહેવાય. એ બિંદુ સામાન્ય સપાટીથી ઉન્નત હોતું નથી. એમાં શબ્દ અને પદ રચનાની ચમત્કૃતિ, અને સૌંદર્યનાં ભભક કે મોહની સ્વરૂપ હોય છે. પણ અંતર કેળવણી કે હૃદયરસનું બિંદુ વ્યવહાર બહાર ઉચ્ચ કે હૃદય વિકાસવા યોગ્ય હોતું નથી. એમ છતાં એ નિર્મળતાનું ભાન કરાવે છે. જેથી **માધુર્ય** માત્ર ચળકાટ કે તેજનું ભાન કરાવતું નથી. ચળકાટસ્વરૂપઝાંખીની અપેક્ષા કરાવે પણ એવી અપેક્ષા યોગ્ય ચળકાટસ્વરૂપ આપી શકતું નથી. બાહ્ય સૌંદર્યને લીધે સામાન્ય સ્થૂળ દૃષ્ટિવાળાને એ વિશેષ પ્રિય રૂચિકર, ચિત્તાકર્ષક, અને મોહક થઇ પડે છે. કેમકે તેમની ગ્રહણ શક્તિની પરિસીમા એથી ઉન્નત સ્વરૂપ સમજવા કે વિલોકવા તદન અશક્ય છે. વૃત્તિવિનોદ પરિપાક હોવાથી બાહ્ય સૌંદર્ય એ એનો સ્વાભાવિક ગુણ છે. પણ વૃત્તિવિનોદનું બિંદુ સ્થૂળ સામાન્ય કે વ્યવહારિક હોવાથી હૃદયવિકાસ યોગ્ય વિશાળતા એમાં હોતી નથી.

(૬) **સુઘડતા**—ગૃહ કુટુંબ કે વ્યવહાર પ્રેમનું ભાન કરાવતાં તેમાં રસ ઉપજાવી વૃત્તિને ચળકાટ આપવો એટલે હૃદયપર ચઢેલો કાટ ફેડી માંજેલા વાસણ માફક ચળકતું કરવું તે **સુઘડતા**. એમાં ઉત્તમ પ્રકારની ચિત્રશક્તિ અને જનસમૂહના આચાર વિચાર અને વ્યવહારના બારીક જ્ઞાનની જરૂર છે. ટુંકમાં સ્થૂલ કે બાહ્ય સૃષ્ટિની અવલોકન શક્તિ પરિપકવ થયલી હોવી જોઇએ. જેથી પ્રસગ, વિષય અને પાત્રનો પ્રવાહ ઉદ્દેશની એકયતા જાળવતો ઉત્તેજીત કરનાર પ્રગાઢ તરી આવે. સુઘડ લેખકોનું ક્ષેત્ર દરેક દેશ અને દરેક કાળમાં વિશાળ હોય છે. પણ આપણી ગૂર્જરી ભાષામાં તો એજ જવલજ થઇ પડયું છે તો એથી ચઢતા વર્ગની વાત શું કરવી? પણ દેશનું ભાવિ ફેરવવા કે ભાવિનું સ્વરૂપ પલટાવવા તો **સુઘડતા** પછીના ચઢતા વર્ગનીજ આવશ્યકતા રહે છે.

**સુઘડતા** માતાના વાહાલ કે પ્રેમથી નીતિ ઉચ્ચતા અને રસનું ભાન કરાવવા પ્રયાસ કરે છે. એ ભિન્ન ભિન્ન સ્વરૂપ વિલોકે અને વિલોકાવે અને તેમ કરતાં તે ગમે તો ક્રોધ કે શૌર્યનું ચિત્ર ચીતરતી હોય તો પણ માતુ વચન કોમળતા છોડતી નથી. એવાં માતાના હાલરડાંથી હૃદય નિર્મળ થઇ શાંત નિદ્રાવશ થઇ જાય છે. આસપાસનો મગજ કે હૃદયપરનો બોજો ભુલી જાય છે અને એવી શાંત નિર્મળ અસર હૃદયપર

દૃઢ થતાં થતાં નિવૃત્તિ પરાયણ જેવી સ્થિતિ થઇ (એકાંત વાસમાં કે વ્યવહારથી અલગ જેવી રીતે અથવા અતડા પડી) શાંતઆનંદનો રસ અનુભવવાની વૃત્તિ રહે છે. બીજું સર્વ નીરસ, શૂન્ય, જડ અને શુષ્ક લાગે છે. એવા આનંદ માટે મન, તરંગ, કલ્પના કે તર્કમય બની પોતાના હૃદયરંગ માટે વિવિધ ચિત્રો ચિતર્યા કરે છે કે જેમાં હદ બહારનો જોસ્સો, આવેશ કે અસ્વાભાવિક ચળકાટ કે પ્રૌઢતા હોતાં નથી. પણ એ કોમળ અને મધુર વહતા શાંત પ્રવાહનું ભાવ કરાવે છે તેમજ એ મનોભાવને ઉંચે ચઢાવતાં નથી કે ઉશ્કેરતાં નથી પણ કલ્પનાસ્વરૂપ ઉપર મનોવૃત્તિની એક સરખી મનહર અને શાંત ધારા વહાવે છે. જેથી કરી એવાં સર્વે ચિત્રો, શાંત કોમળ અને રસમય વિવેક વિનય નમ્રતા અને ઉદારતાવાળાં હોય છે. એમાં રાગાવેશકતાનાં ચિત્રો આસપાસના સંયોગથી **સુઘડતાની** ઐક્યતા * ઉદ્દીપન કરવા ખાતરજ હોય છે પણ રાગાવેશકતા ખાતરજ હોતાં નથી. વળી એવાં ચિત્રો ઘડીક હસતાં, ઘડીક ગંભીર, ઘડીક વિચારશીલ તો ઘડીક હૃદય શૂન્ય હોય છે. ક્રોધ વર્જીત આનંદી, માયાળુ અને પ્રેમી હોય છે. એ સર્વ વ્યવહારમય રસમાંજ મચી રહી વ્યવહારનીપર દિવ્ય, ભવ્ય કે પ્રૌઢ હોતાં નથી. એકાંત વાસ કે એકાંત હૃદયરસનિમગ્ન અમુક હદમાંજ હોવાથી અવલોકનની વ્યવહારિક વિશાળતા છતાં રસ એકદેશીયજ તરી આવી રસની વિશાળતાની છાપ ખીલી હૃદયને ઉત્તેજીત કરી અન્યને તે રસમાં સમાવી લેવાની શક્તિ આપતાં નથી. પણ સંકુચ કરી એક માર્ગી રસ અનુભવવા લાયકજ બનાવે છે. એટલે કે માધુર્યનું પ્રગાઢ સ્વરૂપ હોઇ હૃદયવિકાસની પરિસીમા પ્રાપ્ત કરવાનું પગથીયું છે જેથી એમાંજ બદ્ધપણું એ હૃદય-વિકાસકાર્ય નથી. એમ છતાં પણ ગૃહ કુટુંબ અને દેશનાં સુખશાંતીરૂપ વ્યવહાર માટે એવા રસની કંઇ થોડી જરૂર નથી. પણ જમાના જમાનાનાં પલટાતાં સ્વરૂપ પ્રમાણે એનાં ચિત્ર પણ નવાં ઉપસ્થિત થતાં રહેવાં જોઇએ,

**સુઘડતા**માં કલ્પના પ્રાધાન્ય છે. એ કલ્પના લેખકની અંતર કેળવણીમાં બુદ્ધિપ્રભાવનાં બીજા સ્વરૂપોનાં અંશપરત્વે હોય છે. જેથી સુઘડ લેખકોના પણ તેમની હૃદયગતિના પ્રમાણમાં ભેદ પડી શકે એટલે કે સ્વરૂપચિત્ર અને રસનાં પ્રગાઢ સ્વરૂપ પ્રમાણે સૌ સૌનાં સ્થાન કે શ્રેષ્ઠત્તામાં પણ ફેર હોય છે.

---

*ટીકાઃ—**ઐ** કય=બેથી બનેલું તદન તન્મય એકી સ્વરૂપ ત્યારે **ઐકયતા**= એ તન્મયતા સ્વરૂપ પ્રાપ્ત કરવા પ્રગાઢ થતી ક્રિયાઅવસ્થાસ્વરૂપ.

(૫) **માધુર્ય**—અમુક બિંદુ ઉપર હૃદયઆઘાત અથડાટ રહિત સ્થિર થઇ પ્રગાઢ થાય ત્યારે તે બિંદુનો સ્વાભાવિક રસ, પદલાલિત્ય કે કર્ણ અને હૃદયને પ્રિય સ્વરૂપમાં, રેલાવવા માંડે ત્યારે **માધુર્ય** કહેવાય. એ બિંદુ સામાન્ય સપાટીથી ઉન્નત હોતું નથી. એમાં શબ્દ અને પદ રચનાની ચમત્કૃતિ, અને સૌંદર્યનાં ભભક કે મોહની સ્વરૂપ હોય છે. પણ અંતર કેળવણી કે હૃદયરસનું બિંદુ વ્યવહાર બહાર ઉચ્ચ કે હૃદય વિકાસવા યોગ્ય હોતું નથી. એમ છતાં એ નિર્મળતાનું ભાન કરાવે છે. જેથી **માધુર્ય** માત્ર ચળકાટ કે તેજનું ભાન કરાવતું નથી. ચળકાટસ્વરૂપઝાંખીની અપેક્ષા કરાવે પણ એવી અપેક્ષા યોગ્ય ચળકાટસ્વરૂપ આપી શકતું નથી. બાહ્ય સૌંદર્યને લીધે સામાન્ય સ્થૂળ દૃષ્ટિવાળાને એ વિશેષ પ્રિય રૂચિકર, ચિત્તાકર્ષક, અને મોહક થઇ પડે છે. કેમકે તેમની ગ્રહણ શક્તિની પરિસીમા એથી ઉન્નત સ્વરૂપ સમજવા કે વિલોકવા તદ્દન અશક્ય છે. વૃત્તિવિનોદ પરિપાક હોવાથી બાહ્ય સૌંદર્ય એ એનો સ્વાભાવિક ગુણ છે. પણ વૃત્તિવિનોદનું બિંદુ સ્થૂળ સામાન્ય કે વ્યવહારિક હોવાથી હૃદયવિકાસ યોગ્ય વિશાળતા એમાં હોતી નથી.

(૬) **સુઘડતા**—ગૃહ કુટુંબ કે વ્યવહાર પ્રેમનું ભાન કરાવતાં તેમાં રસ ઉપજાવી વૃત્તિને ચળકાટ આપવો એટલે હૃદયપર ચઢેલો કાટ ફેડી માંજેલા વાસણ માફક ચળકતું કરવું તે **સુઘડતા.** એમાં ઉત્તમ પ્રકારની ચિત્રશક્તિ અને જનસમૂહના આચાર વિચાર અને વ્યવહારના બારીક જ્ઞાનની જરૂર છે. ટુંકમાં સ્થૂલ કે બાહ્ય સૃષ્ટિની અવલોકન શક્તિ પરિપક્વ થયલી હોવી જોઇએ. જેથી પ્રસગ, વિષય અને પાત્રનો પ્રવાહ ઉદ્દેશની ઐક્યતા જાળવતો ઉત્તેજીત કરનાર પ્રગાઢ તરી આવે. સુઘડ લેખકોનું ક્ષેત્ર દરેક દેશ અને દરેક કાળમાં વિશાળ હોય છે. પણ આપણી ગૂર્જરી ભાષામાં તો એજ જવલજ થઇ પડયું છે તો એથી ચઢતા વર્ગની વાત શું કરવી ? પણ દેશનું ભાવિ ફેરવવા કે ભાવિનું સ્વરૂપ પલટાવવા તો **સુઘડતા** પછીના ચઢતા વર્ગનીજ આવશ્યકતા રહે છે.

**સુઘડતા** માતાના વાહાલ કે પ્રેમથી નીતિ ઉચ્ચતા અને રસનું ભાન કરાવવા પ્રયાસ કરે છે. એ ભિન્ન ભિન્ન સ્વરૂપ વિલોકે અને વિલોકાવે અને તેમ કરતાં તે ગમે તો ક્રોધ કે શૌર્યનું ચિત્ર ચીતરતી હોય તો પણ માતુ વચન કોમળતા છોડતી નથી. એવાં માતાના હાલરડાંથી હૃદય નિર્મળ થઇ શાંત નિદ્રાવશ થઇ જાય છે. આસપાસનો મગજ કે હૃદયપરનો બોજો ભુલી જાય છે અને એવી શાંત નિર્મળ અસર હૃદયપર

દૃઢ થતાં થતાં નિવૃત્તિ પરાયણ જેવી સ્થિતિ થઇ (એકાંત વાસમાં કે વ્યવહારથી અલગ જેવી રીતે અથવા અતડા પડી) શાંતઆનંદનો રસ અનુભવવાની વૃત્તિ રહે છે. બીજું સર્વ નીરસ, શૂન્ય, જડ અને શુષ્ક લાગે છે. એવા આનંદ માટે મન, તરંગ, કલ્પના કે તર્કમય બની પોતાના હૃદયરંગ માટે વિવિધ ચિત્રો ચિતર્યા કરે છે કે જેમાં હદ બહારનો જોસ્સો, આવેશ કે અસ્વાભાવિક ચળકાટ કે પ્રૌઢતા હોતાં નથી. પણ એ કોમળ અને મધુર વહતા શાંત પ્રવાહનું ભાવ કરાવે છે તેમજ એ મનોભાવને ઉંચે ચઢાવતાં નથી કે ઉશ્કેરતાં નથી પણ કલ્પનાસ્વરૂપ ઉપર મનોવૃત્તિની એક સરખી મનહર અને શાંત ધારા વહાવે છે. જેથી કરી એવાં સર્વે ચિત્રો, શાંત કોમળ અને રસમય વિવેક વિનય નમ્રતા અને ઉદારતાવાળાં હોય છે. એમાં રાગાવેશકતાનાં ચિત્રો આસપાસના સંયોગથી **સુઘડતાની** ઐકયતા * ઉદ્દીપન કરવા ખાતરજ હોય છે પણ રાગાવેશકતા ખાતરજ હોતાં નથી. વળી એવાં ચિત્રો ઘડીક હસતાં, ઘડીક ગંભીર, ઘડીક વિચારશીલ તો ઘડીક હૃદય શૂન્ય હોય છે. ક્રોધ વર્જીત આનંદી, માયાળુ અને પ્રેમી હોય છે. એ સર્વ વ્યવહારમય રસમાંજ મચી રહી વ્યવહારનીપર દિવ્ય, ભવ્ય કે પ્રૌઢ હોતાં નથી. એકાંત વાસ કે એકાંત હૃદયરસનિમગ્ન અમુક હદમાંજ હોવાથી અવલોકનની વ્યવહારિક વિશાળતા છતાં રસ એકદેશીયજ તરી આવી રસની વિશાળતાની છાપ ખીલી હૃદયને ઉત્તેજીત કરી અન્યને તે રસમાં સમાવી લેવાની શક્તિ આપતાં નથી. પણ સંકુચ કરી એક માર્ગી રસ અનુભવવા લાયકજ બનાવે છે. એટલે કે માધુર્યનું પ્રગાઢ સ્વરૂપ હોઇ હૃદયવિકાસની પરિસીમા પ્રાપ્ત કરવાનું પગથીયું છે જેથી એમાંજ બદ્ધપણું એ હૃદયવિકાસકાર્ય નથી. એમ છતાં પણ ગૃહ કુટુંબ અને દેશનાં સુખશાંતીરૂપ વ્યવહાર માટે એવા રસની કંઇ થોડી જરૂર નથી. પણ જમાના જમાનાનાં પલટાતાં સ્વરૂપ પ્રમાણે એનાં ચિત્ર પણ નવાં ઉપસ્થિત થતાં રહેવાં જોઇએ.

**સુઘડતા**માં કલ્પના પ્રાધાન્ય છે. એ કલ્પના લેખકની અંતર કેળવણીમાં બુદ્ધિપ્રભાવનાં બીજા સ્વરૂપોનાં અંશપરત્વે હોય છે. જેથી સુઘડ લેખકોના પણ તેમની હૃદયગતિના પ્રમાણમાં ભેદ પડી શકે. એટલે કે સ્વરૂપચિત્ર અને રસનાં પ્રગાઢ સ્વરૂપ પ્રમાણે સૌ સૌનાં સ્થાન કે શ્રેષ્ઠત્તામાં પણ ફેર હોય છે.

*ટીકા:—**એ** કય=જેથી બનેલું તદ્દન તન્મય એકી સ્વરૂપ ત્યારે **ઐકયતા**= એ તન્મયતા સ્વરૂપ પ્રાપ્ત કરવા પ્રગાઢ થતી ક્રિયાઅવસ્થાસ્વરૂપ.

(૫) **માધુર્ય**—અમુક બિંદુ ઉપર હૃદયઆઘાત અથડાટ રહિત સ્થિર થઇ પ્રગાઢ થાય ત્યારે તે બિંદુનો સ્વાભાવિક રસ, પદલાલિત્ય કે કર્ણ અને હૃદયને પ્રિય સ્વરૂપમાં, રેલાવવા માંડે ત્યારે **માધુર્ય** કહેવાય. એ બિંદુ સામાન્ય સપાટીથી ઉન્નત હોતું નથી. એમાં શબ્દ અને પદ રચનાની ચમત્કૃતિ, અને સૌંદર્યનાં ભભક કે મોહની સ્વરૂપ હોય છે. પણ અંતર કેળવણી કે હૃદયરસનું બિંદુ વ્યવહાર બહાર ઉચ્ચ કે હૃદય વિકાસવા યોગ્ય હોતું નથી. એમ છતાં એ નિર્મળતાનું ભાન કરાવે છે. જેથી **માધુર્ય** માત્ર ચળકાટ કે તેજનું ભાન કરાવતું નથી. ચળકાટસ્વરૂપઝાંખીની અપેક્ષા કરાવે પણ એવી અપેક્ષા યોગ્ય ચળકાટસ્વરૂપ આપી શકતું નથી. બાહ્ય સૌંદર્યને લીધે સામાન્ય સ્થૂળ દૃષ્ટિવાળાને એ વિશેષ પ્રિય રૂચિકર, ચિત્તાકર્ષક, અને મોહક થઇ પડે છે. કેમકે તેમની ગ્રહણ શક્તિ-ની પરિસીમા એથી ઉન્નત સ્વરૂપ સમજવા કે વિલોકવા તદ્દન અશક્ય છે. વૃત્તિવિનોદ પરિપાક હોવાથી બાહ્ય સૌંદર્ય એ એનો સ્વાભાવિક ગુણ છે. પણ વૃત્તિવિનોદનું બિંદુ સ્થૂળ સામાન્ય કે વ્યવહારિક હોવા-થી હૃદયવિકાસ યોગ્ય વિશાળતા એમાં હોતી નથી.

(૬) **સુઘડતા**—ગૃહ કુટુંબ કે વ્યવહાર પ્રેમનું ભાન કરાવતાં તેમાં રસ ઉપજાવી વૃત્તિને ચળકાટ આપવો એટલે હૃદયપર ચઢેલો કાટ ફેડી માંજેલા વાસણ માફક ચળકતું કરવું તે **સુઘડતા**. એમાં ઉત્તમ પ્રકારની ચિત્રશક્તિ અને જનસમૂહના આચાર વિચાર અને વ્યવહારના બારીક જ્ઞાનની જરૂર છે. ટુંકમાં સ્થૂલ કે બાહ્ય સૃષ્ટિની અવલોકન શક્તિ પરિપક્વ થયલી હોવી જોઇએ. જેથી પ્રસગ, વિષય અને પાત્રનો પ્રવાહ ઉદ્દેશની ઐક્યતા જાળવતો ઉત્તેજીત કરનાર પ્રગાઢ તરી આવે. સુઘડ લેખકોનું ક્ષેત્ર દરેક દેશ અને દરેક કાળમાં વિશાળ હોય છે. પણ આપણી ગૂર્જરી ભાષામાં તો એજ જવલજ થઇ પડયું છે તો એથી ચઢતા વર્ગની વાત શું કરવી? પણ દેશનું ભાવિ ફેરવવા કે ભાવિનું સ્વરૂપ પલટાવવા તો **સુઘડતા** પછીના ચઢતા વર્ગનીજ આવશ્યકતા રહે છે.

**સુઘડતા** માતાના વાહાલ કે પ્રેમથી નીતિ ઉચ્ચતા અને રસનું ભાન કરાવવા પ્રયાસ કરે છે. એ ભિન્ન ભિન્ન સ્વરૂપ વિલોકે અને વિલોકાવે અને તેમ કરતાં તે ગમે તો ક્રોધ કે શૌર્યનું ચિત્ર ચીતરતી હોય તો પણ માતુ વચન કોમળતા છોડતી નથી. એવાં માતાના હાલરડાંથી હૃદય નિર્મળ થઇ શાંત નિદ્રાવશ થઇ જાય છે. આસપાસનો મગજ કે હૃદયપરનો બોજો ભુલી જાય છે અને એવી શાંત નિર્મળ અસર હૃદયપર

દૃઢ થતાં થતાં નિવૃત્તિ પરાયણ જેવી સ્થિતિ થઇ (એકાંત વાસમાં કે
વ્યવહારથી અલગ જેવી રીતે અથવા અતડા પડી) શાંતઆનંદનો
રસ અનુભવવાની વૃત્તિ રહે છે. બીજું સર્વ નીરસ, શૂન્ય, જડ
અને શુષ્ક લાગે છે. એવા આનંદ માટે મન, તરંગ, કલ્પના કે તર્કમય
બની પોતાના હૃદયરંગ માટે વિવિધ ચિત્રો ચિતર્યા કરે છે કે જેમાં
હદ બહારનો જોસ્સો, આવેશ કે અસ્વાભાવિક ચળકાટ કે પ્રૌઢતા હોતાં
નથી. પણ એ કોમળ અને મધુર વહતા શાંત પ્રવાહનું ભાન કરાવે છે
તેમજ એ મનોભાવને ઉંચે ચઢાવતાં નથી કે ઉશ્કેરતાં નથી પણ
કલ્પનાસ્વરૂપ ઉપર મનોવૃત્તિની એક સરખી મનહર અને શાંત ધારા
વહાવે છે. જેથી કરી એવાં સર્વે ચિત્રો, શાંત કોમળ અને રસમય વિવેક
વિનય નમ્રતા અને ઉદારતાવાળાં હોય છે. એમાં રાગાવેશકતાનાં ચિત્રો
આસપાસનાં સંયોગથી **સુઘડતાની** ઐક્યતા * ઉદ્દીપન કરવા ખાતરજ
હોય છે પણ રાગાવેશકતા ખાતરજ હોતાં નથી. વળી એવાં ચિત્રો
ઘડીક હસતાં, ઘડીક ગંભીર, ઘડીક વિચારશીલ તો ઘડીક હૃદય
શૂન્ય હોય છે. ક્રોધ વર્જીત આનંદી, માયાળુ અને પ્રેમી હોય
છે. એ સર્વ વ્યવહારમય રસમાંજ મચી રહી વ્યવહારનીપર દિવ્ય,
ભવ્ય કે પ્રૌઢ હોતાં નથી. એકાંત વાસ કે એકાંત હૃદયરસનિમગ્ન
અમુક હદમાંજ હોવાથી અવલોકનની વ્યવહારિક વિશાળતા છતાં
રસ એકદેશીયજ તરી આવી રસની વિશાળતાની છાપ ખીલી
હૃદયને ઉત્તેજીત કરી અન્યને તે રસમાં સમાવી લેવાની શક્તિ
આપતાં નથી. પણ સંકુચ કરી એક માર્ગી રસ અનુભવવા
લાયકજ બનાવે છે. એટલે કે માધુર્યનું પ્રગાઢ સ્વરૂપ હોઇ હૃદયવિકાસની
પરિસીમા પ્રાપ્ત કરવાનું પગથીયું છે જેથી એમાંજ બદ્ધપણું એ હૃદય-
વિકાસકાર્ય નથી. એમ છતાં પણ ગૃહ કુટુંબ અને દેશનાં સુખશાંતીરૂપ
વ્યવહાર માટે એવા રસની કંઇ થોડી જરૂર નથી. પણ જમાના જમાનાનાં
પલટાતાં સ્વરૂપ પ્રમાણે એનાં ચિત્ર પણ નવાં ઉપસ્થિત થતાં રહેવાં જોઇએ,

**સુઘડતામાં** કલ્પના પ્રાધાન્ય છે. એ કલ્પના લેખકની અંતર કેળ-
વણીમાં બુદ્ધિપ્રભાવનાં બીજા સ્વરૂપોનાં અંશપરત્વે હોય છે. જેથી
સુઘડ લેખકોના પણ તેમની હૃદયગતિના પ્રમાણમાં ભેદ પડી શકે
એટલે કે સ્વરૂપચિત્ર અને રસનાં પ્રગાઢ સ્વરૂપ પ્રમાણે સૌ સૌનાં સ્થાન
કે શ્રેષ્ઠત્તામાં પણ ફેર હોય છે.

(૫) **માધુર્ય**—અમુક બિંદુ ઉપર હૃદયઆઘાત અથડાટ રહિત સ્થિર થઇ પ્રગાઢ થાય ત્યારે તે બિંદુનો સ્વાભાવિક રસ, પદલાલિત્ય કે કર્ણ અને હૃદયને પ્રિય સ્વરૂપમાં, રેલાવવા માંડે ત્યારે **માધુર્ય** કહેવાય. એ બિંદુ સામાન્ય સપાટીથી ઉન્નત હોતું નથી. એમાં શબ્દ અને પદ રચનાની ચમત્કૃતિ, અને સૌંદર્યનાં ભભક કે મોહની સ્વરૂપ હોય છે. પણ અંતર કેળવણી કે હૃદયરસનું બિંદુ વ્યવહાર બહાર ઉચ્ચ કે હૃદય વિકાસવા યોગ્ય હોતું નથી. એમ છતાં એ નિર્મળતાનું ભાન કરાવે છે. જેથી **માધુર્ય** માત્ર ચળકાટ કે તેજનું ભાન કરાવતું નથી. ચળકાટસ્વરૂપઝાંખીની અપેક્ષા કરાવે પણ એવી અપેક્ષા યોગ્ય ચળકાટસ્વરૂપ આપી શકતું નથી. બાહ્ય સૌંદર્યને લીધે સામાન્ય સ્થૂળ દૃષ્ટિવાળાને એ વિશેષ પ્રિય રૂચિકર, ચિત્તાકર્ષક, અને મોહક થઇ પડે છે. કેમકે તેમની ગ્રહણ શક્તિની પરિસીમા એથી ઉન્નત સ્વરૂપ સમજવા કે વિલોકવા તદ્દન અશક્ય છે. વૃત્તિવિનોદ પરિપાક હોવાથી બાહ્ય સૌંદર્ય એ એનો સ્વાભાવિક ગુણ છે. પણ વૃત્તિવિનોદનું બિંદુ સ્થૂળ સામાન્ય કે વ્યવહારિક હોવાથી હૃદયવિકાસ યોગ્ય વિશાળતા એમાં હોતી નથી.

(૬) **સુઘડતા**—ગૃહ કુટુંબ કે વ્યવહાર પ્રેમનું ભાન કરાવતાં તેમાં રસ ઉપજાવી વૃત્તિને ચળકાટ આપવો એટલે હૃદયપર ચઢેલો કાટ ફેડી માંજેલા વાસણ માફક ચળકતું કરવું તે **સુઘડતા.** એમાં ઉત્તમ પ્રકારની ચિત્રશક્તિ અને જનસમૂહના આચાર વિચાર અને વ્યવહારના બારીક જ્ઞાનની જરૂર છે. ટુંકમાં સ્થૂલ કે બાહ્ય સૃષ્ટિની અવલોકન શક્તિ પરિપક્વ થયલી હોવી જોઇએ. જેથી પ્રસંગ, વિષય અને પાત્રનો પ્રવાહ ઉદ્દેશની ઐક્યતા જાળવતો ઉત્તેજીત કરનાર પ્રગાઢ તરી આવે. સુઘડ લેખકોનું ક્ષેત્ર દરેક દેશ અને દરેક કાળમાં વિશાળ હોય છે. પણ આપણી ગૂર્જરી ભાષામાં તો એજ જવલજ થઇ પડયું છે તો એથી ચઢતા વર્ગની વાત શું કરવી ? પણ દેશનું ભાવિ ફેરવવા કે ભાવિનું સ્વરૂપ પલટાવવા તો **સુઘડતા** પછીના ચઢતા વર્ગનીજ આવશ્યકતા રહે છે.

**સુઘડતા** માતાના વાહાલ કે પ્રેમથી નીતિ ઉચ્ચતા અને રસનું ભાન કરાવવા પ્રયાસ કરે છે. એ ભિન્ન ભિન્ન સ્વરૂપ વિલોકે અને વિલોકાવે અને તેમ કરતાં તે ગમે તો ક્રોધ કે શૌર્યનું ચિત્ર ચીતરતી હોય તો પણ માતું વચન કોમળતા છોડતી નથી. એવાં માતાના હાલરડાંથી હૃદય નિર્મળ થઇ શાંત નિદ્રાવશ થઇ જાય છે. આસપાસનો મગજ કે હૃદયપરનો બોજો ભુલી જાય છે અને એવી શાંત નિર્મળ અસર હૃદયપર

જેવી સ્થિતિ થઇ (એકાંત વાસમાં કે
દૃઢ થતાં થતાં નિવૃત્તિ પરાયણ જેવી સ્થિતિ થઇ (એકાંત વાસમાં કે
વ્યવહારથી અલગ જેવી રીતે અથવા અતડા પડી) શાંતઆનંદનો
રસ અનુભવવાની વૃત્તિ રહે છે. બીજું સર્વ નીરસ, શૂન્ય, જડ
અને શુષ્ક લાગે છે. એવા આનંદ માટે મન, તરંગ, કલ્પના કે તર્કમય
બની પોતાના હૃદયરંગ માટે વિવિધ ચિત્રો ચિતર્યા કરે છે કે જેમાં
હદ બહારનો જોસ્સો, આવેશ કે અસ્વાભાવિક ચળકાટ કે પ્રૌઢતા હોતાં
નથી. પણ એ કોમળ અને મધુર વહતા શાંત પ્રવાહનું ભાવ કરાવે છે
તેમજ એ મનોભાવને ઉંચે ચઢાવતાં નથી કે ઉશ્કેરતાં નથી પણ
કલ્પનાસ્વરૂપ ઉપર મનોવૃત્તિની એક સરખી મનહર અને શાંત ધારા
વહાવે છે. જેથી કરી એવાં સર્વે ચિત્રો, શાંત કોમળ અને રસમય વિવેક
વિનય નમ્રતા અને ઉદારતાવાળાં હોય છે. એમાં રાગાવેશકતાનાં ચિત્રો
આસપાસના સંયોગથી **સુઘડતાની** ઐકયતા * ઉદ્દીપન કરવા ખાતરજ
હોય છે પણ રાગાવેશકતા ખાતરજ હોતાં નથી. વળી એવાં ચિત્રો
ઘડીક હસતાં, ઘડીક ગંભીર, ઘડીક વિચારશીલ તો ઘડીક હૃદય
શૂન્ય હોય છે. ક્રોધ વર્જીત આનંદી, માયાળુ અને પ્રેમી હોય
છે. એ સર્વ વ્યવહારમય રસમાંજ મચી રહી વ્યવહારનીપર દિવ્ય,
ભવ્ય કે પ્રૌઢ હોતાં નથી. એકાંત વાસ કે એકાંત હૃદયરસનિમગ્ન
અમુક હદમાંજ હોવાથી અવલોકનની વ્યવહારિક વિશાળતા છતાં
રસ એકદેશીયજ તરી આવી રસની વિશાળતાની છાપ ખીલી
હૃદયને ઉત્તેજીત કરી અન્યને તે રસમાં સમાવી લેવાની શક્તિ
આપતાં નથી. પણ સંકુચ કરી એક માર્ગી રસ અનુભવવા
લાયકજ બનાવે છે. એટલે કે માધુર્યનું પ્રગાઢ સ્વરૂપ હોઇ હૃદયવિકાસની
પરિસીમા પ્રાપ્ત કરવાનું પગથીયું છે જેથી એમાંજ બદ્ધપણું એ હૃદય-
વિકાસકાર્ય નથી. એમ છતાં પણ ગૃહ કુટુંબ અને દેશનાં સુખશાંતીરૂપ
વ્યવહાર માટે એવા રસની કંઇ થોડી જરૂર નથી. પણ જમાના જમાનાનાં
પલટાતાં સ્વરૂપ પ્રમાણે એનાં ચિત્ર પણ નવાં ઉપસ્થિત થતાં રહેવાં જોઇએ,

**સુઘડતામાં** કલ્પના પ્રાધાન્ય છે. એ કલ્પના લેખકની અંતર કેળ-
વણીમાં બુદ્ધિપ્રભાવનાં બીજા સ્વરૂપોનાં અંશપરત્વે હોય છે. જેથી
સુઘડ લેખકોના પણ તેમની હૃદયગતિના પ્રમાણમાં ભેદ પડી શકે
એટલે કે સ્વરૂપચિત્ર અને રસનાં પ્રગાઢ સ્વરૂપ પ્રમાણે સૌ સૌનાં સ્થાન
કે શ્રેષ્ઠત્તામાં પણ ફેર હોય છે.

(૭) **વિરત્વ કે શૌર્ય**—એમાં રસનાં કરતાં શક્તિ બળ છે. કોઇ પણ પ્રકારનો વિચાર કરવાની તક આપ્યા વિના આપણને એકદમ ઉંચકી કાઢે છે, **થનથનાટ** કરાવી મૂકે છે, ભૂરકાચલા બળદ માફક જાગૃત કરી જોસ્સામાં આણી મૂકે છે, "આવું જોઇએ," "આમજ થવું જોઇએ" "આ ખોટું છે" "આજ ન્યાય છે" "આ અન્યાય છે" એવા અને એવા વિચારના અકળાટમાં મૂકી તે ક્યારે અને કેમ પાર પડે એનાં ગભરાટ ઉઠલ પાથલ અને ધાંધલના ઉત્સાહમાં એ આણી મૂકે છે. એમાં તાત્કાળિક ફળ કે લાભ શિવાય સાર અસારનો વિચાર થોડોજ હોય છે. એમાં સ્થાયી કે સ્થાપિત કેંદ્રબિંદુ પણ જવલેજ હોય છે. એ તોરે ચઢેલા અશ્વ માફક તારે કે મારે એ અનુમાન થઇ શકે નહિ. તે માટે બીજાની મદદની જરૂર પડે. કેમકે જાત કે સ્વસ્વરૂપબળમાં તે માર્ગ બતાવવાની શક્તિ હોતી નથી. એમાં અધીરો થતો, ઉછળતો, આકળો થતો, શોક કરતો, ગભરાતો, તિરસ્કાર અને આક્ષેપ કરતો હૃદયનો જોસ્સોજ તરી આવે છે. જેથી એવા સૂક્ષ્મના ઉત્સાહ સતેજતા કે જાગૃતતા ઉત્તેજીત કરી પરાક્રમ કે શૌર્ય દૃઢ કરે છે. એમાં વિચાર સડસડાટ વહેતા, ભાષાસ્વરૂપ ઘટ થડકાતું કે આચકો ભરાવતું પણ ઉદ્દીપન કરનાર અને સન્મુખ હાજર રહી ઉશ્કેરનાર નાટયરૂપ હોય છે. એમ હોતાં પણ ઉત્કૃષ્ટ, ચમત્કૃત કે આશ્ચર્ય અને અચંબો પમાડનાર બાબતોજ ટુંકમાં જોસ્સાભેર દૃષ્ટિગોચર થાય છે. આમાં **તર્ક** પ્રાધાન્ય રહે છે અને બીજા બુદ્ધિભેદો ગૌણ રૂપે વધુ ઓછા પ્રમાણમાં લેખકના ભેદ પરત્વે હોય છે. અહિયાં રસનો ચળકાટ નથી પણ અનેક ચળકાટ સ્વરૂપ અગ્નિની જવાળા હોય છે.

(૮) **પ્રોત્સાહ અને કુશળતા**—**કુશળતા** એ અતિ બારીક અવલોકનનું ફળ છે. તેમ હોતાં એ વણિક અને પ્રધાનની દીર્ઘ દૃષ્ટિ, તોલન શક્તિ અને સાર અસારની વિવેક બુદ્ધિ છે. યોગ્ય ગુણને યોગ્ય સ્વરૂપમાંજ સરળ. ટુંક અને ઘટ રીતે ચિતરી આબેહુબ છાપ પાડનાર સ્વરૂપાકૃતિયોગ્ય શબ્દ અને વાક્ય રચના એ **કુશળતા** છે. એવાં ચિત્ર આપતાં સ્વાભાવિક નિકળતા શબ્દોમાં જે શૌર્ય કે વિરત્વ ગર્ભિત રહેલું હોય છે તે **પ્રોત્સાહ** છે. એમાં નકામાં ટાયલાં નથી. શબ્દ, વાક્ય કે વિચારની નિર્માલ્ય અને કંટાળો ઉપજાવે એવી ગુંથણી નથી. બંધ બેસતું, શોભાયમાન, મનહર, ખેંચાણ કરતું સંપૂર્ણ ઉચ્ચ ચિત્રજ આકર્ષણ કરી ભિન્ન ભિન્ન કારણોથી, ઉચ્ચતાનું

સ્વરૂપ ધીમે ધીમે યુક્તિ પ્રયુક્તિથી ઠસાવી તે પ્રમાણેજ નિશ્ચય કરાવી, તેમાંજ દઢતા પ્રાપ્ત કરાવી, તે પ્રમાણેજ વર્તવાને ઉત્તેજીત કરી ઉત્સાહ પ્રેરે છે. એમાં સ્વરૂપચિત્રોના ગુણોની પ્રગાઢતા વિશેષ બળવત્તર હોય છે જે હૃદયને ભેદી પોતાને વશ કરી લે છે. જેથી એ ઉચ્ચ વ્યવહાર કુશળ મનુષ્ય બનાવે છે, આજુબાજુ ભયંકર ખીણ છતાં તે સડસડાટ પસાર કરાવી શિખરપર ચઢાવી દે છે. પતનતા ભય કે શંકા લેશ માત્ર પણ હૃદયમાં સ્ફુરવા દેતાં નથી. તો પછી દીનતા, રાગ દ્વેષ, ગર્વ અને બીજા અધમ ગુણો તો ક્યાંથીજ હોય? અધમને ઉચ્ચ સ્વરૂપે કેવી રીતે મ્હાત કરવાં તે એ સારી રીતે શીખવે છે અને તે માટે આપણને ઉત્તેજીત કરે છે. શંકા અને ડાલમડોલ સ્થિતિ નષ્ટ કરે છે, અને બોધે છે કે આવા આવા પુરૂષો ઉચ્ચ રહ્યા તો તું કેમ નહિ રહી શકે, તું શા માટે મુંઝાય છે, કેમ ખિન્ન થાય છે, કેમ દીન રહે છે, કેમ આગળ માર્ગ જોઇ શકતો નથી, વિગેરે સ્વરૂપો નજર આગળ ખડાં કરી, સત્ય તારવી કાઢી સત્યને ઉત્કૃષ્ટ બતાવી ઉચ્ચ હેતુ અને ઉચ્ચ કાર્ય માટેજ દઢતા પ્રાપ્ત કરાવે છે. અહિયાં ચળકાટ તેજ સ્વરૂપમા દૃઢ થાય છે. એમાં વ્યવહારિક સ્થૂળ સૂક્ષ્મ અવલોકન પ્રાધાન્ય છે.

(૯) **બુદ્ધિવાદસ્વરૂપ**—સામાન્ય કે વ્યવહારિક બુદ્ધિને ગ્રાહ્ય સ્વરૂપ આધારેજ નવીન અને અચિંત્ય સ્વરૂપો કે એવાં સ્વરૂપની સત્યતા વિષે શોધક બુદ્ધિથી પરીક્ષા અને કસોટી કરતાં જે જે ચિત્રો ખડાં થાય તે લેખનું **બુદ્ધિવાદસ્વરૂપ** કહેવાય. એનું વિશેષ સ્વરૂપ આગળ કહેવાયું છે. સત્ય સ્થાપિત કરવા કે સત્યનું ભાન કરાવવા જ્યાં ત્યાં એજ વ્યવહાર અગ્ર પદે પ્રચલિત હોય છે કે રહે છે. જનસમૂહનો બુદ્ધિ પ્રભાવ ખીલેલો નહિ હોવાથી એવાં સ્વરૂપથી સત્યનું ભાન કરાવવાની વિશેષ આવશ્યકતા રહી છે. એવાં બુદ્ધિવાદનાં સ્વરૂપો દેશ દેશપરત્વે ભિન્ન ભિન્ન હોય છે. જેથી એ સર્વપર વિવેચન હાલના વિષયનું કાર્ય નથી.

(૧૦) **પ્રૌઢતા ગાંભીર્ય, ભવ્યતા અને દિવ્યતા**—ચિંતન વિના પ્રૌઢતા આવી શકતી નથી. ઉચ્ચ સૂક્ષ્મ સમૂહનું તેજ દઢતાને પામતાં પ્રૌઢતા આપો આપ પ્રકાશે છે. **પ્રૌઢતા** સામાન્ય સ્વરૂપથી વિશેષ તેજસ્વી, દેદીપ્યમાન ગુણોત્કૃષ્ટ સ્વરૂપ છે. ગુણોત્કૃષ્ટતામ શ્રદ્ધાન્વિત ચિત્તની સ્થિરતાથી પ્રદિપ્ત શાંત સ્વરૂપ એ **ભવ્યત** છે. વ્યવહારમય સામાન્ય કે બાળચેષ્ટાનો અભાવ એ **ગાંભી** છે. એ ત્રણો ગુણાન્વિત જે અમાનુષ્યાકૃતિ ખડી થાય તે **દિવ્યતા**

છે. જેમાં લેશ પણ મનુષ્યપણાં કે વ્યવહારનાં સામાન્યપણાંનો ભાવ હોય નહિ. એમાં ઉચ્ચસ્વરૂપતેજનાં શક્તિબળમાં પૂર્ણ શ્રદ્ધાના પરિપાક-ની આવશ્યકતા રહે છે. એ શ્રદ્ધાથી તેમનાં પોષણમાટે ભક્તિથી તેમ-નુંજ રટણ ચિંતન કે દૃઢિકરણ એ અનુપમ દિવ્ય સૌંદર્ય અપાવે છે, દરેક સામાન્ય ભાવ દૂર રખાવે છે અને દિવ્ય સુખ, દિવ્ય આનંદ, અને દિવ્ય સ્વરૂપનીજ જીજ્ઞાસા શ્રદ્ધાથી રખાવી તે પ્રાપ્ત કરાવે છે. એમાં પ્રેમનો આવિર્ભાવ કે ઝાંખી થઇ પોષણ થાય છે. પણ પ્રેમપૂર્ણ અંશે પરિપાક થતો નથી. શ્રદ્ધામય ચિંતનથી અનુભવ કર્યા વિના આ સ્વરૂપનું ભાન લેખકથી કરાવી શકાતું નથી. એમાં તર્ક મિશ્રિત ચિંતન પ્રાધાન્ય હોય છે. અહિંયાં ચળકાટ તેજ સ્વરૂપમાં દૃઢ થઈ પ્રકાશ આપવા યોગ્ય પ્રેમબિંદુમાં સ્ફુરવું શરૂ કરે છે.

(૧૧) **શાંતિ અને પ્રેમપ્રકાશ**—શ્રદ્ધા અને ભક્તિ સ્વરૂપ પણ પરિપક્વ થતાં ભવ્યતા અને દિવ્યતા પ્રગાઢ શાંતિરૂપમાં સ્થિર થાય છે. એમ થતાં પ્રેમ સ્વરૂપ પૂર્ણપણાને પામી સમગ્ર જડ ચૈતન્યને પોતાના સ્વરૂપમાં સમાવી લેતું પ્રકાશવા માંડે છે. એવું ચિત્ર ખડું કરી એવાં સ્વરૂપ પ્રકાશતું ભાન કરાવવું એજ લેખ અને લેખકનો **પ્રશાંત પ્રકાશ.** અહિંયાં સમગ્ર ચિંતન ફળ **અંતઃકરણ**નાં સર્વવ્યાપકપણામાં શ્રદ્ધાન્વિત તન્મય એકી સ્વરૂપમાં દૃષ્ટિગોચર થાય છે.

આ પ્રમાણે દરેકનાપ્રાધાન્ય ભેદ છતાં એક બીજામાં એક બીજાની છાયા દૃષ્ટિગોચર થયા વિના રહેતી નથી. પણ કાયમની હૃદયપર અસર તો જે ભાવ પ્રાધાન્યપણે તરી રહે તેનીજ હોય છે. જેથી લેખ અને લેખકના સ્વરૂપની કિમત આંકવા અને સ્વરૂપનું ભાન થવા કે કરાવવા આટલું વિવેચન બસ છે.

---

## પ્રકરણ ૩.

## ભાષાવિચાર.

હરકોઇ લેખ વાંચતા બે બાબત મુખ્યત્વે કરી આપણું પ્રથમ ધ્યાન ખેંચે છે. એક **અર્થવિચાર** અને બીજુ **ભાષાવિચાર. અર્થવિચાર** સંબંધ બુદ્ધિની વિશાળતા સાથે છે એટલે કે કયા ઉદ્દેશથી કઇ દિશામાં કેટલે દરજ્જે અર્થમાં દૃષ્ટિગોચર થતો બુદ્ધિભાવ હૃદયને વિકાસે છે

તેની સાથે છે ત્યારે **ભાષાવિચાર** કસી જુએ છે કે લેખકનો ઉદ્દેશ અને લેખકની દિશા કેટલે દરજ્જે તેની વાણીમાં સ્પષ્ટ હોઇ કેટલે દરજ્જે વાંચકના હૃદય આદર્શમાં પ્રતિબિંબ પાડી એ પ્રતિબિંબની છાયા કે અસર કેટલે દરજ્જે પ્રગાઢ કરતાં પ્રતિબિંબનેજ પ્રકાશ સ્વરૂપમાં પલટાવે છે અને તે તરફજ હૃદયની આનંદવૃત્તિ ખીલવી હૃદયને રેલાવ્યા કરે છે કે ઉલટાં ગુંચવી કંટાળો આપી લેખકની અવજ્ઞા કરાવે છે. એમ છતાં રસનું રેલાણ, પાત્ર અધિકાર અને વાંચકનાં હૃદય વિકાસ અનુગત રસજ્ઞતા સાથે સંબંધ ધરાવે છે. ત્યારે પાત્ર અધિકાર પરત્વે તેમને યોગ્ય રસના પ્રમાણમાં ભાષા સ્પષ્ટ હોઇ હૃદયને રેલાવી વિકાસ કરનારી છે કે નહિ એ **ભાષાવિચાર**થી જોવાનું છે. ભાષા સ્પષ્ટ છતાં લેખકનો હૃદયભાવ રસભર ઉન્નત રેલાઇ વાંચકના હૃદયને ખીલવી કેટલે દરજ્જે શ્રદ્ધા ઉત્પન્ન કરાવી તેમાં દૃઢ કરે છે એ **અર્થવિચાર**થી જોવાનું છે. **અર્થવિચાર** એ બુદ્ધિ પરીક્ષાનું કાર્ય છે ત્યારે **ભાષાવિચાર** એ હૃદયવિકાસચિત્ર પરીક્ષાનું કાર્ય છે. **અર્થવિચાર**થી પરીક્ષા કરવા બહોળા જ્ઞાન ચિંતન બારીક અવલોકન અને તેની સાથે રસજ્ઞતામાં હૃદયના વિકાસની આવશ્યકતા રહે છે. ત્યારે **ભાષાવિચાર** તો હૃદયની નિર્મળતા અને શુદ્ધિને યોગે ગ્રહણ કે સમજશક્તિથી હૃદયપર થતા અથડાટ સાથેજ સંબંધ ધરાવે છે. એવા અથડાટ પછી હૃદયવિકાસની ક્રિયાનું જે ફળ તેજ **અર્થવિચાર** કાર્ય કે અંતઃકરણને સમગ્ર શુદ્ધિ અને નિર્મળતા પ્રાપ્તિથી સમગ્રપ્રેમપ્રકાશસ્વરૂપનું ભાન.

સામાન્ય સ્થૂળ કે બાહ્ય વ્યવહાર, વ્યવહાર વ્યવસ્થા, સૂક્ષ્મ અવલોકન કે ચિંતન, અને આત્માના સમગ્રપણામાં દૃઢતા યુક્ત શ્રદ્ધા, એ સર્વેમાં ગર્ભિત રહેલા રસ પરિપાકની ગતિ દરગતિએ થતી વૃદ્ધિની સમગ્ર રસ ભાવમાં સમાપ્તિ—આ હૃદયવિકાસની દિશાઓ છે. આવી વ્યવસ્થા છતાં વ્યવહાર વ્યવસ્થાનીપર હૃદયવિકાસની ગતિ નહિ સમજનાર, નહિ જોઇ શકનાર, કે નહિ ગ્રહણ કરનાર જનસમૂહ સૂક્ષ્મ વ્યવસ્થ અવલોકન કે ચિંતન અને આત્માના અભેદ ભાવને ધર્મના વિષયમાં વિભક્ત કરી, સમજ શક્તિ માટે અતિ ગૂઢ અને ગહન ગણી, તેથી વિમુખ રહે છે. તેઓની લાલસા, તૃપ્તિ, રસ અને સમજશક્તિ, વ્યવહાર વ્યવસ્થાની ગુંથણી, હાડમારી, તેમાં ગડમથલ અને તે માટે જોઇતી મનોવૃત્તિઓનાં ભિન્ન ભિન્ન સ્વરૂપનાં નિરૂપણ સુધીનીજ હોય છે. એથી આગળ વધનાર ધર્મ ગુરૂ, નેતા, તત્વોનાં સ્પષ્ટિકાર, અને પોષક તરીકે

હવે **ભાષાસ્વરૂપ** પર આવતાં, લેખકની પ્રકૃતિ, વિદ્યાસંસ્કાર, રસજ્ઞતા, વર્તન, બુદ્ધિના તરંગ, કલ્પના, તર્ક, અવલોકન, અને ચિંતનબળનાં પ્રમાણમાં ભાષાસ્વરૂપ વિસ્તૃત, સાદું, સરળ, ઘટ, કે અલંકૃત હોય છે. પરંતુ સર્વ લેખમાં શુદ્ધસરળતા એ તો અર્થ ગ્રહણ કરવા માટે સામાન્ય ગુણ હોવો જોઇએ. એ સરળતા પણ બુદ્ધિના ભેદ, તરંગ, કલ્પનાદિક પરત્વે તેમને અનુસરતા વિષયના પ્રમાણમાંજ અંકાવવી જોઇએ.

ઉચ્ચ ભાષાસ્વરૂપ કે લેખશૈલીનાં શુદ્ધ સરળતા, પ્રોત્સાહ અને સુસંબદ્ધતાનાં સ્વરૂપ અનુસરણ કે વાક્ય અને શબ્દનો મધુર પ્રવાહ એ મુખ્ય ગુણો છે:—

**શુદ્ધસરળતા** એટલે શબ્દ પદ અને વાક્ય રચનામાં સ્વચ્છતા, સુઘડતા, અનધિકતા અને નિશ્ચયતાથી વાંચકને, લેખકનો મનોભાવ, સામાન્ય મગજ શક્તિને ભ્રમમાં નાંખ્યા કે આડે માર્ગે દોરવ્યા વિના, તરી આવવો તે. એમાં પણ લેખ કેવી શક્તિવાળા માટે યોજાયલો છે તે ધ્યાનમાં રહેવું જોઇએ. કેમકે જે વિદ્વાનને સરળ હોય તે સાધારણ લખી વાંચી જાણનારને ન હોય, તેથી જે વર્ગને ઉદ્દેશીને લેખ લખાયલો હોય તે વર્ગની સામાન્ય ગ્રહણ શક્તિ યોગ્ય હોવો જોઇએ.

શુદ્ધ સરળતા, (૧) શબ્દ અને પદના ઉપયોગ તેમજ (૨) વાક્ય રચનામાં હોવી જોઇએ.

શબ્દ અને પદનાં ઉપયોગમાં એ જાળવતાં શબ્દ અને પદની (૧) શુદ્ધતા, (૨) ભાવવાચકતા અને (૩) અનધિકતા અને એના ગુણ નિશ્ચયતાની એ અપેક્ષા રાખે છે.

જમાનામાં માન્ય ઉત્તમપ્રચારસ્થાપિત પદ અને શબ્દનો ઉપયોગ એ **શુદ્ધતા** છે. કઠોરતા કે ક્લિષ્ટતા અને વ્યાકરણ કે નિયમ રૂઢી ભંગથી એ **શુદ્ધતા**નો ભંગ થાય છે.

પરભાષાવર્ગીય શબ્દ, અવ્યવહારિક શબ્દ, નૂતન શબ્દ પ્રવેશ, તેમજ વિદ્વત્તા દર્શક શબ્દથી કઠોરતા અને ક્લિષ્ટતા પ્રાપ્ત થાય છે. પણ જ્યાં ભાવવાચકતા દૂષિત થતી હોય ત્યાં તેમજ નવી શાસ્ત્રીય શોધ તેમજ કલ્પના, તર્ક, અવલોકન કે ચિંતનનાં નવાં ભિન્ન ભિન્ન સ્વરૂપ અને તેના ભેદ બતાવવાની જરૂર હોય અને તેને અનુસરતા ભાવવાચક શબ્દો પ્રચારમાં નહોય તો એવા શબ્દનો ઉપયોગ અબાધિત છે.

ઉત્તમ નિયમ તો એજ છે કે સહેલા અને વ્યવહાર શબ્દો કે જે સામાન્ય વાતચિતમાં વગર આડંબરે બુદ્ધિમાન માણસો વાપરતા હોય તેનોજ ઉપયોગ કરવો.

**ભાવવાચકતા**—દરેક વસ્તુ કે વિષયને તેને યોગ્ય નામ કે સંજ્ઞા આપવી એ **ભાવવાચકતા** છે. એમ થતાં ક્ષુદ્ર, ગ્રામ્ય અને પ્રાંતભેદ શબ્દ આવવા જોઇએ નહિ. તેમજ સામાન્ય વાંચક વર્ગ માટે યોજાયલા લેખમાં શાસ્ત્રીય પરિભાષા હોવી જોઇએ નહિ કે કાવ્યમાંજ યોગ્ય દીસતા શબ્દ અને વાક્ય રચના જોઇએ નહિ. એકજ અર્થ કે જુદા જુદા અર્થમાં શબ્દાવૃત્તિ પણ દૂર રહેવી જોઇએ. તેમજ અર્થ ભેદ સંશયાત્મક શબ્દ ઉપયોગ પણ ત્યાગ કરવો જોઇએ. અયોગ્ય કે વિરોધાભાસક શબ્દો પણ ત્યાગ કરવા જોઇએ.

**ભાવવાચકતા** માટે પ્રથમથીઅંતરમાં જે વિચાર દર્શાવવાના હોય તેની સ્વચ્છ, સ્પષ્ટ અને નિર્મળ છાપ પડવી જોઇએ. અને ત્યાર પછી તે તે ભાવ દર્શાવનાર યોગ્ય શબ્દમાં તે છાપનું ચિત્ર પડવું જોઇએ. લેખકજ જો જે વિચારો દર્શાવે તે ગુંચવણ ભરેલી અસ્પષ્ટ કે અપૂર્ણ રીતે નિજહૃદયમાં જુએ તો વાંચક તે ગ્રહણ કરી નહિ શકે એમાં નવાઇ નથી. વિરોધાભાસક શબ્દો ઉત્તમ દેખાવવાના આડંબરથી પ્રવેશ થાય છે.

**અનધિકતા** અને એનો ગુણ **નિશ્ચયતા**—સ્પષ્ટ રીતે વિચાર દર્શાવવા યોગ્ય શબ્દ કરતાં અધિક કે નિરર્થક શબ્દ કે પદનો અભાવ તેજ એ. જુદા જુદા શબ્દોમાં તેના તેજ અર્થ કે વિચારની આવૃત્તિ કે અર્થદ્વિત્તિકતા દોષ, તેમજ નિરર્થક શબ્દ કે પદનો ઉપયોગ તે અધિકતા દોષ, અને જે દર્શાવવા માંગતા હોય તેનાથી—ઉપયોગ કરેલા શબ્દમાંથી તરી આવતો—અધિકભાવ તે ભાવાધિકતા દોષ, એ સર્વે **અનધિકતાનો** ભંગ કરે છે માટે તેમ થવું જોઇએ નહિ. તે માટે પર્યાય શબ્દોના અર્થ અને તેથી જાગૃત થતી ભિન્ન ભિન્ન વૃત્તિઓનું જ્ઞાન હોવું જોઇએ.

ટુંકમાં લેખકે પોતાનો અર્થ સંપુર્ણ અને સ્પષ્ટ દર્શાવવા પ્રયત્ન કરવો. તેમ કરતાં અતિ ઘટ રચનાથી તેમજ શબ્દ જાળ કે ગુંથણીથી દુર્ગમ્યતાનો દોષ વહોરી લેતાં દૂર રહેવું જોઇએ.

ભાવવાચક શબ્દના ઉપયોગમાં હાલના જમાનાના ઉત્તમ ગણાતા કેટલાક લેખક પણ દોષયુક્ત દૃષ્ટિગોચર થાય છે. તેઓ ભાવને સ્થૂળ વ્યવહાર કે દૃષ્ટિને અનુસરતીજ સંજ્ઞા આપે છે. પણ હૃદય અથડાટ કે




હૃદયપર થતી અસરને અનુરૂપ ભાવસૂચક શબ્દ શોધવા ધૈર્ય ધરત નથી. એ તેઓની સૂક્ષ્મ દૃષ્ટિ કે હૃદયવિકાસના ક્રિયામાર્ગની અજ્ઞાનતાજ બતાવે છે.

નીચેની બાબતમાં પર્યાય શબ્દનો ઉપયોગ અયોગ્ય ગણાય નહિ

(૧) દુર્ગમ્ય શબ્દને બીજા શુદ્ધ અને સ્વચ્છ શબ્દથી સ્પષ્ટ કરવાની જરૂર હોય ત્યારે.

(૨) મનોવૃત્તિના જોસ્સાનુ ચિત્ર હોય ત્યારે.

(૩) તિરસ્કાર યોગ્ય બાબતને વિવેક અને વિનયથી બતાવવા માગીયે ત્યારે.

**વાક્યરચના**—વાક્યના બે પ્રકાર દૃષ્ટિગોચર થાય છે. (૧) ગુરૂ અને (૨) લઘુ.

**ગુરૂવાક્ય**—જ્યાં સુધી વાક્ય પુરૂં થાય નહિ ત્યાં સુધી જેને અર્થ નીકળે નહિ તે ગુરૂવાક્ય કે વાક્યની ગૌરવતા.

**લઘુવાક્ય**—જ્યાં એક મુખ્ય વાક્યમાં બીજા ગૌણ વાક્ય હોય પણ જો દરેક ગૌણ વાક્ય આગળ અટકી જઇએ, છતાં અર્થ અપુર્ણ ન રહે તે લઘુવાક્ય કે વાક્યની લાઘવતા.

ગુરૂવાક્યમાં કંઇક દમામ અને ભભકા સાથે પ્રોત્સાહ અને તેજસ્વિતા હોય છે, ત્યારે લઘુવાક્યમાં સરળતા અને વ્યવહારિકતા હોય છે. વાક્ય રચનામાં પણ શુદ્ધ સરળતા એ એક મુખ્ય ગુણ છે. અને તે માટે સ્વચ્છતા અને વિચારની એકતા આવશ્યક છે.

વાક્યરચના બહુ લાંબી કે બહુ ટુંકી જોઇએ નહિ. ગુરૂ અને લઘુ વાક્ય અવર નવર આવવાં જોઇએ કે જેથી હૃદય કે મનોભાવ સચેત જાગૃત રહે. એમ ન હોય તો ગુરૂવાક્યથી વાંચક અકળાઇ કંટાળી જાય. ત્યારે લઘુવાક્ય નીરસતા પ્રાપ્ત કરાવી લેખને નિર્માલ્ય કે નિર્જીવ ગણાવી છોડાવી દે.

**પ્રોત્સાહ અથવા તેજસ્વીતા**—જ્યારે કોઇ પણ લેખ આપણું લક્ષ આકર્ષે, વિવેચનની પ્રૌઢતા અને પ્રગાઢતાથી મનોભાવપર સચોટ અસર કરે, આપણી કલ્પનાશક્તિને ઉશ્કેરી ઉર્ધ્વગામી કરે કે ઉચ્ચતર ગતિ પ્રાપ્ત કરાવે અને મનોવૃત્તિને સતેજ જાગૃત કરે ત્યારે લેખના શબ્દ પદ વાક્ય, વાક્યરચના અને અલંકારમાં રહેલ વિચાર કે કલ્પના પ્રોત્સાહ પ્રેરનાર તેજસ્વી કહેવાય. એવી રીતે પ્રેરક ગુણોના સમૂહ કે સમુદાયનું મનોભાવને ગ્રાહ્ય ફળ પ્રાપ્તિમાં એકીકરણ એજ **પ્રોત્સાહ** કે **જસ્વીતા.**

વિચાર કે કલ્પનાની પ્રૌઢતા વિના શબ્દ, પદ અને વાક્યરચનામાં જે સુશ્લીલ આકર્ષક કે પ્રેરક ગુણ રહેલો તે "ઓજ સૂગુણ".

**પ્રોત્સાહ કે તેજસ્વીતા**—એ (૧) શબ્દ ચુંટણી (૨) શબ્દ સંખ્યાઅને (૩) શબ્દ રચનાપર આધાર રાખે છે,

શબ્દચુંટણી—શબ્દ સામાન્ય સ્વરૂપ ભાવવાચક હોઇ ભાવની ઝાંખી કરાવનાર કે ભાવનું ઝાંખું ચિત્ર આપનાર હોવા કરતાં, અમુક ભાવજ સ્પષ્ટ રીતે પ્રેરક ખાસ પ્રાસંગિક હોવા જોઇએ. શબ્દચુંટણી, સામાન્યસ્વરૂપ ચિત્ર ઉપરથી, વાંચક વર્ગને મૂળ સ્પષ્ટ અને સ્થાપિત સ્વરૂપની ઓળખ માટે કલ્પના કે અનુમાનપર લઇ જનાર કે ફાંફાં મરાવનાર ન હોવી જોઇએ. જેમ શબ્દ સામાન્ય સ્વરૂપ ભાવવાચક હોય તેમ ચિત્ર ઝાંખું આવે છે ત્યારે જેમ શબ્દ પ્રાસંગિક હોઇ સ્પષ્ટરીતે અમુકજ ભાવવાચક કે અમુક વૃત્તિનું ભાન કરાવનાર તેમ ચિત્ર તેજસ્વી, ચળકાટ કે ભભક મારતું હોય છે. પ્રાસંગિક કે સ્પષ્ટરીતે અસુક ભાવજ દ્દઢતાથી બોધક કે પ્રેરક-શબ્દ શિવાય બીજું કશું ચિત્ર વાકય રચના ઉદ્દીપન કરતુ નથી.

"સામાન્ય સ્વરૂપ ભાવવાચક શબ્દ" એટલે વિષય કે વસ્તુની બાહ્ય કે સ્થૂળ સામગ્રી કે અવયવપરથી તેવિષે અનુમાન કે કલ્પના કરાવનાર શબ્દનો ભાવ કે અર્થ તે **સામાન્ય ભાવવાચકતા.** ત્યારે પ્રાસંગિક કે સ્પષ્ટ ભાવવાચક શબ્દ એટલે સૂક્ષ્મમાં પણ અમુક ચોકસ સ્વરૂપજ એવું શ્રદ્ધા અને દ્દઢતાથી ભાન કરાવનાર શબ્દમાં ગર્ભિત રહેલું તેજ કે બળ તેજ **પ્રાસંગિક કે સ્પષ્ટ** ભાવવાચકતા.

તત્વ સ્પષ્ટિકરણ કે શોધન વિષય જ્યાં હૃદયની ગ્રહણ શક્તિ સાથેજ સંબંધ હોય છે કે ગ્રહણ શક્તિનેજ અમુક સત્યસ્વરૂપનું ભાન કરાવવાનું હોય છે ત્યાં સામાન્ય ભાવવાચકતા એજ વિશેષ ઉચિત છે. પણ જ્યાં મનોવૃત્તિ, મનોવૃત્તિના વિકાર, કલ્પના અને તર્કશક્તિનેજ જાગૃત કરવાનાં હોય છે કે ચક્ષુ આગળ સ્વરૂપ ખડું કરવાનું હોય ત્યાંતો જેમ બને તેમ પ્રાસંગિક કે સ્પષ્ટ ભાવવાચકતાજ હોવી જોઇએ. કેમકે એજ ચમત્કૃતિ ભરેલું ચિત્ર આપી ચૈતન્ય જાગૃત કરે છે.

જ્યાં ગંભીર તિરસ્કારયુક્ત વિષયને સામાન્ય કોમળ કે નમ્રસ્વરૂપ આપવા માંગતા હોઇએ ત્યાં સ્પષ્ટ ભાવવાચકતા કરતાં સામાન્ય ભાવવાચકતાજ ઉચિત છે. એ ઉપરાંત અર્થાલંકારના ભિન્ન ભિન્ન સ્વરૂપથી પણ પ્રોત્સાહ કે તેજસ્વીપણું પ્રાપ્ત કરાવી શકાય છે.

શબ્દ નિયમ કે શબ્દસંખ્યા—જેમ શબ્દ થોડા કે ભાષા ઘટ તેમ

ચિત્રમાં પ્રકાશ, તેજ કે ચળકાટ આવે છે. પણ એમ થતાં ભાવ ગ્રહણમાં
શુદ્ધ **સરળતા**નો ભંગ થવો જોઇએ નહિ.

ઘટરચના દરેક વિષયને અનુકૂળ નથી. એ બોધક, સૂત્રાત્મક અને
કહાણી સ્વરૂપમાંજ વિષયને ઉદ્દીપન કરે છે.

સૂત્રાત્મક શૈલી શાસ્ત્રીય શોધ દર્શાવવા માટે છે ત્યારે કહાણી
સ્વરૂપ શૈલી વ્યવહારિક કે વ્યવહાર વ્યવસ્થાનાં સૂત્ર સ્થાપિત કરવા માટે
છે. પણ ભાષણોદ્વાર, વર્ણનાત્મક અને હૃદયદ્રાવક વિષયમાં ઘટ
રચના અનુકૂળ નથી. ઘટરચનાદ્વારા પ્રોત્સાહ જોકે દરેક વિષયને એક
સરખીરીતે અનુકૂળ નથી તોપણ એનાં ઉલટાં સ્વરૂપ નિરર્થક કે મંદ
શબ્દોના બીન ઉપયોગી ભરગારાની વૃત્તિમાં સપડાતાં આપણે સંભાળવું
જોઇએ. કેમકે એવાં સ્વરૂપથી મંદતા, જડતા અને શુષ્કતા પ્રાપ્ત થાય છે.

અર્થાવૃત્તિકતા, અધિકતા અને નિરર્થકતા એ પ્રોત્સાહ કે તેજસ્વીપણાં-
નો ભંગ કરે છે. નીચે જણાવેલા નિયમ નિરર્થકતામાં સપડાતાં બચાવે છે.

(૧) ઉપલક દૃષ્ટિથી કોઇપણ શબ્દ, પદ કે વાક્ય વિષયને ઉત્તે-
જીત કરનાર જણાય પણ જે વિચાર કરેથી, વિષયનો હૃદય સાથે અથ-
ડાટ થતાં, વિચારબળનાં ભવ્યતા, મહતા, કે પ્રૌઢતાનો નાશ કરતાં
જણાય તે કાઢી નાંખવાં.

(૨) સિદ્ધાંત સ્થાપિત કરતાં, પ્રતિજ્ઞા, શ્રદ્ધા, દ્રઢતા, ગંભીરતા કે
ભાર વાચક શબ્દ, પદ કે વાક્ય આવવાં જોઇએ નહિ. કેમકે એતો ઉલ-
ટાં લેખકના હૃદયમાં તેનાં સિદ્ધાંતની સત્યતા વિષે સંશયનો આભાસ
કરાવે છે, જેથી સિદ્ધાંતને–ચૈતન્ય કે તેજ આપવાને બદલે સિદ્ધાંતને
નિર્માલ્ય કે નિર્જીવ કરી વિસરાવી દે છે.

લક્ષ આકર્ષવાના ઉદ્દેશથી વપરાયલાં પદ, વાક્ય કે શબ્દને એ
નિયમ બાધ કર્તા નથી.

(૩) "ગુણ વાચક શબ્દ કે વાક્યનો" જેમ બને તેમ થોડો ઉપ-
યોગ કરવો. એમના વધુ ઉપયોગથી એ લેખકના વિચાર, કલ્પના, તર્ક,
અવલોકનાદિકના ભંડોલની ખામી બતાવે છે. ત્યારે બુદ્ધિપૂર્વક જવલે
જવલે એનો ઉપયોગ કરવાથી પોત્સાહ વધારે છે. બિન અનુભવી લેખકો
વધુ વિશેષણ કે વિશેષણયુક્ત વાક્યમાંજ મોહ પામે છે, વિચાર અને
વિવેચનથી દીપાવી ચિત્ર ખડું કરવાને બદલે વિશેષણની ગણનાથી કંટાળો
આપી લેખ અને લેખકની અવજ્ઞા કરાવે છે. શૌર્યયુક્ત કે ઉત્સાહ પ્રેરક
વિશેષણોનો ઉપયોગ કરવામાં પોતાનું બળ નિરર્થક વાપરી નાંખે છે અને

ગધેડાપર અંબાડી ચઢાવવા જેવું કરે છે. દરેક સ્થળે ભારવાચક શબ્દો, પદો કે વાક્યો વિદ્વાન મંડળમાં વપરાતી શૈલી અને વિદ્યાનાં ઔચિત્યનીજ અજ્ઞાનતા બતાવે છે. જે નામમાં ભાવ કે ગુણ ગર્ભિત હોય તેવા નામ સાથે તેવાજ ભાવ કે ગુણવાચક વિશેષણોનો ઉપયોગ થવો જોઇએ નહિ. પણ રૂપક સ્પષ્ટ કરવા કે અથવા જ્યાં ભાવ કે ગુણ ગર્ભિત હોય એમ છતા વાંચકને કદાચ તરી આવે એવો નહિ હોય અને જેને તેની દૃષ્ટિમાં લાવવાની જરૂર હોય ત્યાં, એવા ઉપયોગને બાધ નથી.

(૪) ટાયલાં કે ન્યૂન વાકયથી દૂર રહેવું અથવા વર્ણનમાં બિન ઉપયોગી કે નકામી વિગતથી વિષયને લંબાવવો નહિ; કે વિષયમાં ભરગારો કરવો નહિ.

જ્યારે વિગત અગત્યની નહિ હોય કે તે જણાવવાથી સંબંધ સ્પષ્ટિકરણમાં ફેર પડતો નહિ હોય કે તે વિષયમાં ગર્ભિત હોય કે બીજા સંબંધથી તરી આવતી હોય ત્યારે તે નકામી કે બિન ઉપયોગી કહેવાય. જે વાકય અસંગત હોઇ કહેવાના અર્થને લાગુ પડતું ન હોય તે **ન્યૂનવાક્ય.**

(૫) વાકયમાં જેમ બને તેમ સંબંધ દર્શક અવ્યય થોડા હોવા જોઇએ. પણ જ્યારે ભિન્ન ભિન્ન વસ્તુનું ગણનાથી ભિન્ન ભિન્ન સ્વરૂપમાં ભાન કરાવવા માગીયે ત્યારે અવ્યયનું પુનરાવર્તન યથાર્થ છે.

(૬) વાકચ રચના ઘટ કરતાં પણ તેનો ભરગારો કે સિંચન હદથી વધુ હોવું જોઇએ નહિ. કેમકે શેષ કે અધ્યાહાર શબ્દોથી દુર્ગમ્યતા ન હોવા છતાં પણ શેષાવૃત્તિ, પાંડિત્યાભાસ અપાવી, સુગ અણાવે છે.

દરેક વસ્તુ કે વિગતનાં વર્ણનમાં ઉતરવું જોઇએ નહિ. તોપણ વાકય રચના આપણે દર્શાવીએ તેથી પણ અધિક વિગત સૂચક હોવી જોઇએ. જ્યાં મનોભાવપર કાયમની અસર કરવાની હોય ત્યાં વિચારનું વિવેચનથી સ્પષ્ટરૂપ આપ્યા પછી એક અસરકારક ટુંકા વાકયમાં સમગ્ર વિચારનો સાર ઘટ રચનામાં સમાવતાં હૃદય ભેદવાં એતો ઘટ રચનાનુંજ મહત્વ છે. ઘટ રચના શુદ્ધ, વિસ્તીર્ણ કે વિવેચનશીલ રચનાને બાધ કરતી નથી. એમ છતાં એ વિસ્તીર્ણ કે વિસ્તૃત રચના વિચારની ભિન્ન ભિન્ન ગતિઓ યોગ્યરીતે બતાવવા માટેજ છે નહિ કે પર્યાય શબ્દો અને ચક્રાવૃત્તિની સંકલનાની માત્ર સાંકળ ગુંથવા માટે છે. આવા અર્થમાં જેમ ભાષા અને વિચારપર લેખકનો હાથ વધુ તેમ તેની રચના ઘટ.

**શબ્દરચના કે ગોઠવણી**—રચનાભેદે કરી તેનું તેજ વાક્ય મંદતા પ્રેરક, જડતા કે પ્રોત્સાહ પ્રેરક તેજસ્વી કરી શકાય.

વાક્ય રચનાના સ્થાપિત નિયમ ગ્રહણશક્તિને (સરળતાથી) સમજાવવા માટેજ યોગ્ય છે. પણ મનોવૃત્તિ, મનોવૃત્તિના વિકાર અને કલ્પના કે તર્કશક્તિને ઉત્તેજીત કરવા તો વાક્ય રચનાના ક્રમોત્ક્રમ કે ભાષા નિરૂપણ કે અલંકારશાસ્ત્રથી સિદ્ધ થયેલ નિયમનીજ આવશ્યકતા છે.

ભાષા નિરૂપણ કે અલંકારશાસ્ત્રના નિયમની રૂએ સૌથી અગત્યના શબ્દો વાક્યમાં એવે સ્થળે આવવા જોઇએ કે જ્યાંથી તે વધુમાં વધુ અસરકાર રીતે હૃદયપર છાપ પાડી શકે કે હૃદયને ભેદે. અને એવું સ્થળ સામાન્યરીતે વાક્યની શરૂઆતજ છે. એમ છતાં કોઇકવાર અગત્યનું પદ વાંચકનું લક્ષ રોકવા ખાતર વાક્યને છેડે પણ આવે. ગમે તે સ્થળે મુખ્ય શબ્દો આવ્યા હોય પણ તેઓ નિરાળા તરી આવતા હોવા જોઇએ. બીજા વિચાર કે શબ્દમાં ભળી જતા કે ઢંકાઇ જતા હોવા જોઇએ નહિ. મુખ્ય વિષય કે ઉદ્દેશની આસપાસની રચના એવી હોવી જોઇએ કે જેથી એ રચના સંસર્ગ મુખ્ય ઉદ્દેશને ભૂલાવી દે નહિ કે તેની ગતિના રોધ રૂપ થઇ પડે નહિ અથવા તેના હેતુમાં બોજા રૂપ થઇ ગુંચવણ ઉભી કરે નહિ. મંદ પ્રતિજ્ઞા કે સિદ્ધાંત, તેજસ્વી પ્રતિજ્ઞા કે સિદ્ધાંત પાછળજ, તરત હોવાં જોઇએ નહિ. પણ આડંબરઆભાસ વગર જો પ્રાપ્ત કરી શકાય તો વાક્યની અગત્યતા જેમ જેમ વાક્યનો અંત આવે તેમ તેમ વધવી જોઇએ.

અર્થ વિરોધ કે અર્થાંતર અને સારાલંકારનો બુદ્ધિપૂર્વક યોગ્ય હદમાં ઉપયોગ પ્રોત્સાહની વૃદ્ધિ કરે છે.

**સુસંબદ્ધતાનાં સ્વરૂપ વાક્ય અને શબ્દનાં અનુસરણ કે મધુર પ્રવાહ**— એ માટે (૧) શબ્દ ચુંટણી, (૨) તેની રચના (૩) વાક્યની લંબાઇ અને રચના અને (૪) વાક્યના ઢાળપર લક્ષ રહેવું જોઇએ.

**ભાષાસ્વરૂપ કે લેખ શૈલીના ભિન્ન ભિન્ન ભેદ.**

એ ભેદ નીચે જણાવેલાં સ્વરૂપને સંબોધીને વિલોકી શકાય. એટલે કેઃ—

(૧) વિવેચન સ્વરૂપ. (૨) શબ્દસંખ્યા કે શબ્દનિયમ સ્વરૂપ. (૩) અલંકાર સ્વરૂપ અને (૪) વાક્ય રચનાનું વિશેષ સ્વરૂપ.

**વિવેચનસ્વરૂપ**—વિવેચનસ્વરૂપનાં પણ નીચે પ્રમાણે ભેદ પડે.

(૧) પ્રોત્સાહક કે વીર શૈલી. (૨) આવેશશીલ શૈલી. (૩) નિર્માલ્ય શૈલી. અને (૪) મંદ શૈલી.

**પ્રોત્સાહ કે વીરશૈલી**—જ્યારે લેખક પોતાના વિવેચિત વિષયની

સત્યતા અને અગત્યતા વિષે દૃઢ શ્રદ્ધાન્વિત હોય, તેમાંજ ગાઢ રસમય મચી રહેલ હોય, વળી એ રસની પોતાના મનોભાવ અને મનોવૃત્તિપર જે જે અસર થઇ તે તે અસર પ્રાપ્ત કરાવનાર જે જે કારણ સિદ્ધાંત અને અનુભવ તેને દૃષ્ટિગોચર થયાં હોય એ સર્વ પોતાનો અનુભવરસ જ્યારે તે બીજાને આપવા જીજ્ઞાસુ હોઇ જે અનુભવ દર્શક અસરકારક સ્પષ્ટ અને શુદ્ધ, નિજસ્વરૂપની સ્થિતિનું અન્યને તેજ નિજરસમય સ્થિતિમાં ભાન કરાવનાર, ઉદ્ગાર નીકળે તે **પ્રોત્સાહ** કે **વિરત્વ.**

"વિવેચનમાં પ્રદર્શિત વાદ અને વાદનાં કારણો" તેજસ્વી અને સંસ્કાર પામેલ મગજ શક્તિનું કાર્ય હોવું જોઇએ. જેથી વિવેચિત વિષયમાં શ્રદ્ધા અને પુજ્યભાવથી માન ઉત્પન્ન કરાવનાર હોઇ એ વાદ બુદ્ધિ ગ્રાહ્ય અને અસરકારક કે હૃદયભેદક હોય.

**આવેશશીલ શૈલી**—જ્યારે સ્પષ્ટ રીતે દર્શાવેલ બુદ્ધિ ગ્રાહ્ય અને અસરકારક વિવેચનમાં અતિ ઉસ્કેરાયલી મનોવૃત્તિનો પ્રાદુર્ભાવ હોય ત્યારે તે **આવેશશીલ શૈલી.**

**નિર્માલ્ય શૈલી**—વિવેચન, ગોઠવણી અને વિવેચનપરથી અનુમાન પ્રેરક પદ્ધતિ કે શૈલીસ્વરૂપવિવેચનમાં તેજ કે બળની ખામીથી નિર્માલ્યતા આવે છે.

**મંદશૈલી**—જ્યારે વિષયરસમાં મનોવૃત્તિ પ્રગાઢ કે પ્રવેશેલી ન હોતાં વિષય દર્શાવવામાં કે વિષયનું ચિત્ર ખડું કરવાંમાં આવેશ અને હૃદયભાવ કે વૃત્તિનો અભાવ હોય ત્યારે **મંદતા** આવે છે.

શબ્દની સંખ્યા કે નિયમને સંબોધીને ભેદ નીચે પ્રમાણે છે.

### (૧) ઘટશૈલી અને (૨) વિસ્તૃતશૈલી.

**ઘટશૈલી**—જ્યારે લેખક પોતાના વિચાર જેમ બને તેમ થોડા શબ્દમાં દર્શાવે અને તેમ કરતાં જે પરિભાષા વધુ અસરકારક હોઇ ભાવને ઉત્તેજીત કે ઉદ્દીપન કરતી હોય તેનોજ ઉપયોગ કરે ત્યારે **ઘટશૈલી** કહેવાય. એવી શૈલીમાં એકનો એક વિચાર ભાગ્યેજ બેવાર દૃષ્ટિગોચર થાય. એમાં લેખકને જે સ્વરૂપમાં વિચાર વિશેષ આઘાત કરનાર જણાતો હોય તે સ્વરૂપમાં વિચાર ચિતર્યા પછી તેજ વિચાર અન્ય ઉત્તમ સ્વરૂપમાં મૂકી શકાય નહિ. જે અલંકારનો ઉપયોગ કર્યો હોય તે માત્ર અલંકાર કે માધુર્ય ખાતરજ નહિ પણ કોઇ ઉન્નત ભાવ ઉત્પન્ન કરવા માટેજ હોય. વાક્ય રચના પણ મધુર પ્રવાહવાળી ઉતર ચઢ કરતી હોવા કરતાં ઘટ દૃઢ અને બળાન્વિતજ હોય છે.

**વિસ્તૃત શૈલી**—એમાં લેખક પોતાના વિવેચન કે વિચારને સંપૂર્ણ અવકાશ આપે છે. એજ વિચારને જુદાં જુદાં સ્વરૂપમાં ખડાં કરી તે ગ્રહણ કરી શકાય તે માટે વાંચકને દરેક પ્રકારની સગવડ પુરી પાડે છે. અસરનું પુનરાવર્તન કરવાનો ઇરાદો હોવાથી પહેલી તકે તેના વિચારને સંપૂર્ણ ભવ્યતામાં મૂકવાને લેખક અધીરો હોતો નથી. એમાં તેજ કે બળની ખામી લેખક વિસ્તૃતપણાંથી પૂરી આપે છે.

જો તરંગ, કલ્પના અને હૃદય કે મનોભાવપર અસર કરવી હોય તો ભાષા ઘટ જોઇએ. પણ જો આપણે ગ્રહણશક્તિ કે જેની ગતિ ધીમી હોય છે અને જેને નેતા કે ગુરૂની જરૂર હોય છે તેનેજ અસર કરવા માગતા હોઇએ તો આપણી ભાષા વિસ્તૃત હોવી જોઇએ.

અલંકારને ઉદ્દેશીને ભાગ નીચે પ્રમાણે હોઇ શકે:—

(૧) શુષ્ક કે જડ શૈલી (૨) સાદી શૈલી (૩) સ્વચ્છ, નિર્મળ કે સુઘડ શૈલી (૪) ચિત્તાકર્ષક કે હૃદયદ્રાવક શૈલી અને (૫) અલંકૃત શૈલી.

**શુષ્ક કે જડ શૈલી**—એમાં કોઇ પણ જાતના અલંકાર હોતા નથી. ગ્રહણશક્તિયોગ્ય સ્વરૂપમાં હોવાની એની હદ હોવાથી, કર્ણ અથવા કલ્પનાને પ્રિય અધિક સ્વરૂપ પણ હોતું નથી. બોધ વિષયમાંજ આવી શૈલીને અવકાશ હોઇ શકે. અને ત્યાં પણ વિચાર કે વિવેચનની ખુબી ગમે તે હોવા છતાં શુષ્કતા મન કે ચિત્તને થકવી નાંખે છે. જેથી વિચાર કે વિવેચનની અસર અન્ય હૃદયપર થઇ શકતી નથી.

**સાદી શૈલી**—એ શુષ્ક કે જડ શૈલી કરતાં જરા ખીલે છે. અહિંયાં લેખક શુદ્ધતા, ભાવવાચકતા અને અનધિકતા તરફ લક્ષ આપે છે. પણ અલંકારનો ભાગ્યેજ ઉપયોગ કરે છે. ભાષાના મધુર પ્રવાહ કે ચમત્કૃતિ ભરેલા અલંકારથી લેખક આપણી મગજ શકિતને રોકવા માગતો નથી. તોપણ કઠોર અને શુષ્ક લેખકની માફક કંટાળો આપતાં તો દૂર રહે છે.

**સ્વચ્છ સુઘડ કે નિર્મળ શૈલી**—આમાં લેખક તર્ક, કલ્પના અથવા સુસવાટો મારતા હૃદય દ્રાવક ઉત્સાહ અને બળ પ્રેરક ઉદ્ગાર કે પ્રવાહ કરતાં, શબ્દની ચુંટણી અને તેના મધુર રચનામય પ્રવાહ તરફ્જ લક્ષ આપે છે. વાકયની લંબાઇ મધ્યમ પ્રતિની હોય છે. અને એમાં નિરર્થકતા ન હોતાં એ ઔચિત્ય સાથે વિરામ પામે છે. જો અલંકાર હોય તો તે ચળકાટ મારતા અને ચૈતન્યમય હોવા કરતાં ટુંક અને શુદ્ધ હોય છે. આવી શૈલી સદા અનુકૂળ અને પ્રિય હોય છે. અને જે લેખકના-

માં તર્ક બુદ્ધિ અને વિચારની મહત્ શક્તિઓ હોતી નથી તે લક્ષપૂર્વક ધ્યાન અને મહેનત માત્રથી એ શૈલી પ્રાપ્ત કરી શકે છે.

**ચિત્તાકર્ષક, હૃદયદ્રાવક અને ઉત્સાહ કે બળ પ્રેરક શૈલી**—આમાં યોગ્ય મર્યાદામાં ઉચ્ચ પ્રતિના અલંકાર કોઇ પણ જાતની ખામી વિનાના સુઘડ કે નિર્મળ શૈલી કરતાં વધુ હોય છે. શબ્દ વીણી કાઢેલા ઉત્તમમાં ઉત્તમ ચોક્કસ ભાવવાચકજ હોય છે; વાક્યનાં અંગો એક બીજાની શોભામાં વૃદ્ધિ કરતાં હોય તેવાં હોય છે. અને તે એવાં તો સુરસ ગોઠવેલાં હોય છે કે કિંચિત્ પણ ક્રમભંગ એની ખુબીમાં ઘટાડો કર્યા વિના રહે નહિ. વિચાર, રૂપક, આડકથા સૂચક શબ્દ કે વાક્ય અને ગોઠવણી કે ઇમારત સરળ અને કુદરતી હોય છે. જેથી વિદ્યા અને પંડિતાઇનો શ્રમ દર્શાવવા કરતાં અનેક આપો આપ ઉછળતા હૃદય પ્રવાહ-મય કૃતિઓનું એ દર્શન કરાવે છે. ટુંકમાં આ શૈલીનો લેખક ગ્રહણ શક્તિને પીગળાવી રસમય કરતાં વાંચકના કર્ણ અને કલ્પનાને આનંદ આપે છે. એમાં ભભક ભરેલી મોહકશૈલીથી ભ્રમમાં નાંખવાનો કે આડે માર્ગે ઘસડી જવાનો ભય કે ભાવ હોતો નથી. પણ લેખક પોતાના વિચાર સુંદરમાં સુંદર દર્શાવવાની ઇચ્છથી અલંકૃત દર્શાવે છે.

**અલંકૃતશૈલી**—એમાં વિષયને જોઇએ કે શોભે તે કરતાં અલંકાર સૌંદર્યથી ભરપૂર અને ભભક કે ચળકાટ મારતા હોય છે. અને એ વારંવાર ઉપરાચાપરી આવર્તન કરતા હોવાથી, અચંબામાં લીન કરી ઝાંખ આપનાર કે બાહ્ય શોભાથી મોહમાં ફસાવનાર હોય છે.

## વાક્ય રચનાનું વિશેષ સ્વરૂપ.

એના પણ નીચે પ્રમાણે ભેદ પાડી શકાય:—

(૧) વ્યવહારિક કે રૂઢ અને સરળ શૈલી. (૨) પાંડિત્યશૈલી. (૩) સ્વાભાવિક કે કુદરતી શૈલી (૪) ક્રમોત્કર્ષ શૈલી. (૫) ભવ્યશૈલી. (૬) પ્રૌઢશૈલી અને (૭) દિવ્યશૈલી.

**વ્યવહારિક કે રૂઢ અને સરળ શૈલી**—એમાં શુદ્ધતા, ભાવવાચકતા કે ઔચિત્ય, નિર્મળતા અને વાક્ય રચનામાં વિચારની ઐક્યતા એ ચોકસ પળાયલાં હોવાં જોઇએ. રચનામાં એ શુદ્ધ અને અર્થ દર્શાવવામાં એ એવી સરળ હોય છે કે ભાવ સંપૂર્ણરીતે ગ્રહણ કરવામાં લેશમાત્ર પણ શ્રમની જરૂર પડતી નથી.

**પાંડિત્યશૈલી**—એ સરળ કે રૂઢ શૈલીથી તદ્દન ઉલટી છે. એ સમજવા બારીક લક્ષ રાખવાની જરૂર પડે છે. એમાં વાક્ય અને પદ

રચનાના ક્રમોત્ક્રમ હોય છે. તેમજ એમાં લેખકની કારીગરી દૃષ્ટિગોચર થાય છે. જેથી એ લેખકના અતિશ્રમનું કાર્ય હોય છે. એનો હદથી અધિક ઉપયોગ ઘણી ખામી આણે છે.

**સ્વાભાવિક શૈલી**—એ કોઇ પણ પ્રકારના આડંબર રહિત હોય છે. એમાં વિષયને અનુરૂપ શબ્દ, ચુંટણી, વાક્યરચના, અને અલંકાર જે બુદ્ધિ અને રસને ગ્રાહ્ય હોય તેજ હોય છે.

**ક્રમોત્કર્ષ શૈલી**—એમાં વિચારની સ્વતંત્રતા અને પ્રૌઢતા હોય છે. હૃદયભાવ શાંત પણ બળવાન હોય છે. શબ્દ અને અલંકાર, લેખકના હૃદયભાવ અને વિચાર, ઉત્તમ ખુબીથી દર્શાવે છે. વાક્ય પૂર્ણ અને રેલાતાં હોય છે તેની સાથે સાદાં, સરળ કે સ્વાભાવિક પંડિતાઇનાં શ્રમ વિનાનાં હોય છે. નિર્જીવ અને નિરર્થક વિચારને મુદ્દલ અવકાશ હોતો નથી. સમગ્ર ચિત્રસ્વરૂપ એવું ભવ્ય અને પ્રૌઢ બને છે કે જેની શાંત અખંડિત ધારા કોઇપણ જાતના અથડાટ, અટકાવ કે આચકા વિના એક સરખી રીતે વહ્યા કરે છે.

**ભવ્યશૈલી**—એમાં સરળતા અને સ્વાભાવિકતા ન હોવાને લીધે એ ક્રમોત્કર્ષથી મુખ્યત્વે કરી છૂટી પડે છે. એમાં સસ્કૃત પંડિતાઇવાળા અથવા અસ્વાભાવિક શબ્દ વારંવાર આવે છે. વાક્યરચના રૂઢ હોવા કરતાં ક્રમોત્ક્રમ હોય છે અને સમગ્ર ચિત્રસ્વરૂપ દરબારની ભવ્યતા અને દરબારી ભભક મારતી ઢબનું ભાન કરાવે છે એનું અલંકારસ્વરૂપ જે હમેશાં ઉંચી પ્રતિનું હોય છે તે ચકચકતા રૂપક, પ્રાસંગિક અને સૂચક આડકથા કે પ્રાસંગિક દૃષ્ટાંતનો ત્યાગ કરી, દીર્ઘ દૃષ્ટાંતરૂપક અને ઉપમાનુંજ સેવન કરે છે. આ પ્રમાણે ખડાં કરેલ સ્વરૂપચિત્ર બોધક હોય છે એટલુંજ નહિ પણ ઘણી ખરીવાર ઉન્નત કરી ભવ્ય બનાવે છે.

**પ્રૌઢશૈલી**—એ ઉચ્ચમાં ઉચ્ચ ભાષાસ્વરૂપ છે. કુદરતના ગહન વિષય વિષે પ્રૌઢ કલ્પનાઓનું સરળ ઘટ અને શૌર્યાન્વિત ભાષામાં દિગ્દર્શન કરાવવું એ એનું કાર્ય છે. એમાં સૌથી વધુ અગત્યનાજ પ્રસંગ સંયોગ કે વિગત આવવી જોઇએ. અને તે દર્શાવનાર શબ્દો અતિ સૂક્ષ્મ ભાવવાચક સ્પષ્ટ અને ગંભીર અવાજવાળા જોઇએ. વર્ણન પણ ઘટ, વાક્યરચના સુયોજીત અને વિષય સ્પષ્ટ કરવા દાખલ કરેલ અલંકાર હૃદયપર તાત્કાળ અસર કરે એવા રૂપકમાં હોવા જોઇએ. કોઇપણ નિરર્થક અને નિર્જીવ વસ્તુ, વિષય કે વૃત્તિ અથવા પાંડિત્યાડંબર કે ખોટી ભભકને અવકાશ હોવો જોઇએ નહિ.

ક્રિયામાર્ગમાં અધિક અંશ સ્વરૂપ આગળ એ મૂઢ કે સ્તબ્ધ બને છે. કંઇ સૂઝી શકતું નથી. કંઇ કલ્પના કરી શકતો નથી. આમ હોવાથી અધિક અંશ સ્વરૂપને ચમત્કૃતિ માત્ર કે અસંભવિત ચિત્ર માની લઇ સંતોષ પકડે છે. વળી એવાં ઉન્નત રસસ્વરૂપ પોતાની સંકુચ કે બદ્ધ કલ્પનાશક્તિરસ બહાર હોવાથી, શંકાયુક્ત હોઈ અવજ્ઞા યોગ્ય ગણાય છે. એજ નિયમ વ્યવહારાદિકમાં અપૂર્ણ અંશકિરણવાળા વિદ્વાન જ્ઞાની કે તત્વજ્ઞ વિગેરેમાં દૃષ્ટિગોચર થાય છે. એઓ સમગ્ર ન હોવાથી એમની આનંદ પર્યાપ્તિ **માધુર્ય, સુઘડતા** અને એથી આગળ વધતા **વિરત્વ કે શૌર્ય, પ્રોત્સાહ** અને **કુશળતાની** હદ એજ પરિસીમા હોય છે. જેથી ભવ્ય, દિવ્ય, શાંત પ્રેમપ્રકાશને અગોચર, અસંભાવ્ય કે ગૂઢસ્વરૂપ કલ્પી લઇ એવાં સ્વરૂપ અને એવાં સ્વરૂપનો રસ પોતાને અવજ્ઞા યોગ્ય છે એવું સિદ્ધાંતસૂત્ર સ્થાપિત કરી સંકુચ અને બદ્ધ રહે છે. કેમકે એવાં એવાં સ્વરૂપ સમજવા અને તેમનું પાન કરવા વિચાર શકિત કેળવવી પડે છે. પણ વિચાર કરવો અને કેળવવો એજ મહા સમુદ્રમંથન છે. એવાં પ્રયાસસાધ્ય કાર્ય માટે વ્યવહારમાં અવકાશ યોગ્ય ગણાતો નથી. જેથી સામાન્ય સમૂહ અનુકરણ વૃત્તિ સુલભ તૈયાર ભોજન, માધુર્ય, પદલાલિત્ય અને સુઘડતાનાજ રસમાં લીન પળોટાઇ રહે છે. આગળ વધતાં સંકુચ કરેલી વૃત્તિઓને કસવી પડે છે, સૂક્ષ્મ અવલોકનને વિશાળ કરવાની ફરજ પડે છે, તો ક્ષુલ્લક સુલભ રસ ત્યાગી એવા પ્રયાસસાધ્ય રસ માટે જીજ્ઞાસુ કોણ હોય? માટેજ કૃષ્ણ, રામ વેદપ્રણેતારૂપી, વ્યાસ, શંકરાચાર્યાદિક અદ્વિતીય છે. વર્ષાના નાનામાં નાના બિંદુમાત્રથી તે સમગ્ર સમુદ્ર પર્યંત રસસંબંધ એવોજ છે જેથી દરેક લેખક કે વક્તા જેટલો રસ જુએ તેટલોજ ચિતરે. અને એવો રસ ચિતરતાં ભાષામાં પોતાના સ્વાનુભવરૂપ રસસ્વરૂપ, **માધુર્ય, સુઘડતા, પ્રૌઢતા, ભવ્યતા, દિવ્યતા, ગૂઢતા, શાંતિ** કે **પ્રકાશ** સ્વાભાવિક આવે તેમ થતાં લેખકના હૃદયપર એવાં રસચિત્રની જેટલી આછી છાયા તેટલી ખામી ભાષામાં દૃષ્ટિગોચર થાય. જેથી લેખ અને લેખકની પરીક્ષા કે કસોટી કરવા પહેલાં લેખકના રસનું અંશ પ્રમાણ પ્રથમ દઢ થવું જોઇએ. અને એને અનુસરીનેજ દોષાક્ષેપ, વિવરણ ટીકા કે અવલોકન હોઇ મહાનુભાવતા, ઉદારતા અને વિશાળતાથી યોગ્ય અંશને યોગ્ય સત્કારની આવશ્યકતા–લેખકનાહિત માટે નહિ તોપણ–જનસમૂહના પોતાનાજ સ્વાર્થ, ઉદય, કલ્યાણ, સુખ અને શાંતિ માટે રહે છે.

વ્યવહારિક દૃષ્ટિએ નજર આગળ તરી રહેતો સ્થૂળ સ્વાર્થ ભોગ

આપ્યા વિના રસ કેળવાતોજ નથી. પણ એવો નિર્જીવ ભોગ અનેક લાભ, સુખશાંતિ અને આનંદનો દાતા છે એવી શ્રદ્ધા એ વ્યવહાર દ્દષ્ટિની અશ્રદ્ધા છે. માટેજ ઉચ્ચમાં ઉચ્ચ ગતિનો રસ દાતા પણ અપવાદરૂપે કે અગમ્ય હોય એમાં આશ્ચર્ય કે નવીનતા નથી. ઉચ્ચતા પ્રાપ્ત કરવામાંજ રસની સમાપ્તિ થતી નથી. જો કે ઉચ્ચતાનો રંગ પણ રસનો એક ભાગ કે પ્રકાર છે. સમગ્રરસ તો સર્વ પ્રકારની ઉચ્ચતા અને સર્વ પ્રકારનાં અવલોકનને સાધનભૂત કરતાં હૃદયને તાનપર ચઢાવી તેમનામાં તન્મય કરવામાંજ છે. પણ હૃદય તાનપર ચઢવું એ શાંતિનું કાર્ય છે. ત્યારે રસ કેળવવામાં **શાંતિ** એ મુખ્ય સાધન છે. સ્વાર્થમય, હીન કે અધમ તત્વને બાળી ભસ્મ કરી તેમનાં સ્વરૂપ પલટાવવાથીજ **શાંતિ** પરિપાક થાય છે. એવા શાંતિ પરિપાક વિના હૃદયનાં શુષ્કતા, જડતા, કઠોરતા વ્યગ્રતાદિક ભાવ નષ્ટ થતા નથી. એવાં તત્વોને લીધેજ વ્યવહાર દીન, મૂઢ, સ્વાર્થી એકદેશીય, અવજ્ઞાશીલ અજ્ઞ, ક્રોધાન્વિત નીચ અને ભયાન્વિત દ્દષ્ટિગોચર થાય છે. એવા અધમ ભાવો નષ્ટ થતાં શાંતિ પરિપાક એમજ વદે છે કેઃ—

નહિ નહિ શાંતિ હું..........યોગેંદ્ર પૃષ્ટ ૧૮૨, છંદ ૨૭૪.

એમ થતાં પ્રેરાતા રસભાવો કે ઊર્મિઓ અનુભવ લેતાં લેતાં ઉછળી નીકળે છે કેઃ—

જાણ્યા તગાવે રસનું સમગ્રો.....યોગેંદ્ર પૃષ્ટ ૧૮૮, છંદ ૨૮૩.

એવે નિર્ભય કે અભય સ્વરૂપ વૃત્તિ રંગમાં સ્ફુરી નીકળે છે કેઃ—

લય થઈ વૃત્તિ........યોગેંદ્ર પૃષ્ટ ૧૮૮, છંદ ૨૮૪.

એટલામાં ઐક્ય નિર્મળ રસનું શાંતિ સ્વરૂપ જાણે ઘોષ કરતું હોય કેઃ—

ઇચ્છે તું શું ?........યોગેંદ્ર પૃષ્ટ ૧૮૮, છંદ ૨૮૫.

અને છેવટે (શાંતિરસ નિમગ્ન) પ્રેમ પરિપાક પર્યાપ્તિ આનંદ જાણે કહેતો હોય કેઃ—

સંકલ્પ સિદ્ધિ........યોગેંદ્ર પૃષ્ટ ૧૮૮, છંદ ૨૮૬.

ત્યારે હવે ટુંકમાં વ્યવહારમાં રહી વ્યવહારનો અનુભવ લેતાં લેતાં વ્યવહારમાંજ ઉન્નત થઇ,

પામો એ સહુ અવસ્થા આર્ય દેશી સુબ્હાલા<br>
જાણો પ્રેમે કર્તવ્ય બોલતાં બોલ કાલા<br>
થાઓ પ્રૌઢ નિર્ભય સુગાઢ રસ પાકવાળા<br>
તેજે દિવ્ય ભવ્ય હોઇ ત્યાગી અજ્ઞ બાળચાળા.

મંજલાવ તા. વલસાડ<br>
તા. ૧૭–૧–૧૯૦૨.,

**इति शिवम् ॥ॐ शांतिः॥ शांतिः॥ शांतिः॥**

